# પ્રસ્તાવના.

પ્રસ્તાવનાનુ ખરૂ કામ ગ્રંથમાં પ્રવેશ કરાવવાનું છે. તેથી તેનુ નામ પ્રવેશક પાડ્યુ હોય તો ચાલી શકે.

ગ્રંથમાં પ્રવેશ કરાવવો એટલે ગ્રંથનું નામ, તેનુ લક્ષણ, ગ્રંથનો વિષય, તે સાથે તેના ગુણદોષ, તેમા આવતા શબ્દો, છંદ, ગ્રંથનો નાયક, કર્તા તથા પ્રયોજન વગેરે ઇતર સંબંધ બાબત વિષે યથાયોગ્ય યથામતિ લખવુ તે.

તે પ્રમાણે આ ગ્રંથનુ નામ "વિક્રમાંકદેવ ચરિત" છે. તેનુ વિશેષણ મહાકાવ્ય છે મહાકાવ્ય એ શબ્દ બે શબ્દ મળીને થયો છે. कवेरिदं (कर्म) काव्यं અને महच्च तत्काव्यं च महाकाव्यं એમ તેની વ્યુત્પત્તિ તથા વિગ્રહ છે. વા. બૃ. મા પ્રદીપકારે लोकोत्तर वर्णना निपुण स्वरूपस्य कवेरसाधारणं तादृग्वर्णनात्मकं कर्म એમ कवेः અને इदं એ બે પદને પણ સ્ફુટ કરીને લક્ષણ કર્યું છે. મહાકાવ્યનુ લક્ષણ સાહિત્ય દર્પણમાં આ પ્રમાણે આપ્યુ છે—

सर्गबंधं महाकाव्यं तत्रैकोनायकः सुरः
सद्वंश क्षत्रियोवापि धीरोदात्तगुणान्वित ॥ १ ॥
एकवंश भवा भूपाः कुलजा बहवोऽपि वा ॥
शृंगारवीर शांतानामेकोंगीरस इष्यते ॥ २ ॥
अंगानि सर्वेऽपि रसाः सर्वे नाटक संधयः ॥
इतिहासोद्भवं वृत्तमन्यद्वा सज्जनाश्रयं ॥ ३ ॥
चत्वारस्तस्यवर्गाः स्युस्तेष्वेकं च फलं भवेत् ॥
आदौ नमस्क्रियाशीर्वा वस्तुनिर्देश एव वा ॥ ४ ॥
क्वचिन्निंदा खलादीनां सतां च गुणकीर्तनं ॥
एकवृत्तमयैः पद्यैरवसानेन्य पद्यकैः ॥ ५ ॥
नाति स्वल्पा नाति दीर्घाः सर्गा अष्टाधिका इह ॥
नानावृत्तमयः क्वापि सर्ग कश्चन दृश्यते ॥ ६ ॥

सर्गांते भाविसर्गस्य कथायाः सूचनं भवेत् ॥
संध्यासूर्येंदुरजनी प्रदोषध्वांत वासराः ॥ ७ ॥
प्रातर्मध्यान्हमृगया शैलर्तुवनसागराः ॥
संभोगविप्रलंभौ च मुनिस्वर्गपुराध्वराः ॥ ८ ॥
रणप्रयाणोपयम मन्त्रपुत्रो दयादयः ॥
वर्णनीया यथायोगं सांगोपांगा अमी इह ॥ ९ ॥
कवेर्वृत्तस्य वा नाम्ना नायकस्येतरस्य वा ॥
नामास्य सर्गोपादेय कथाया सर्गनाम तु ॥ १० ॥

इत्यादि ( ६ परि. )

ભાવાર્થ—મહાકાવ્યમાં અધ્યાયને ઠેકાણે સર્ગ જોઈએ. એક નાયક, અને તે દેવતા અથવા સારા કુળનો ક્ષત્રિય તે ધીરોદાત્ત, અથવા એક વંશના કુલીન ઘણા પણ ચાલે શૃંગાર, વીર, અને શાંતમાંથી એક રસ મુખ્ય, અને બાકીના ૬ રસ અંગભૂત નાટકના બધા સંધિ, ઐતિહાસિક કે સત્પુરૂષને ઉદ્દેશીને બીજું ( કલ્પિત અથવા મિશ્ર ) કથાનક, તેના ચાર વર્ગમાંથી ૧ ફળ તરીકે, આરંભમાં નમસ્કાર, કે આશીર્વાદ અથવા વસ્તુનિર્દેશ. કવચિત ખળની નિંદા, સત્પુરૂષના ગુણાનુવાદ, આખો સર્ગ એક વૃત્તના શ્લોકોવાળો, અને છેલ્લો શ્લોક જુદા વૃત્તવાળો, ઘણા ન્હાના નહિ, તેમ ઘણા મ્હોટા નહિ એવા ૮ થી વધારે સર્ગ. કોઈ સર્ગ વિવિધ વિવિધ વૃત્તવાળો પણ હોય છે. સર્ગની સમાપ્તિએ આવતા સર્ગની હકીકતની સુચના, સંધ્યા, સૂર્ય, ચંદ્ર, રાત્રિ, પ્રદોષ, અંધારૂં, દિવસ, સ્હવાર, મધ્યાન્હ, મૃગયા, પર્વત, ઋતુ વન, સમુદ્ર, સંભોગ, વિપ્રલંભ ( વિયોગ ), મુનિ, સ્વર્ગ, નગર, યજ્ઞ, રણ, ચ્હડાઇ, વિવાહ, મંત્ર, પુત્રપ્રાપ્તિ, ઇત્યાદિનું યથાયોગ્ય સાંગોપાંગ વર્ણન કવિના કે વિષયના કે નાયકના કે બીજા નામથી

---

१ अविकत्थन क्षमावानतिगंभीरो महासत्वः ॥ स्थेयवान् निगूढमानो धीरोदात्तो दृढव्रतः कथितः ॥ ( सा. दि. ) એટલે બડાઈ મારનાર નહિ, ક્ષમાવાળો, અતિગંભીર, મહા બળવાન, અતિ સ્થિર, ગુપ્તમાનવાળો, અને દૃઢ સંકલ્પવાળો ધીરોદાત્ત કહેવાય

કાવ્યનું નામ અને જે જે સર્ગમાં જે જે વાત આવે તે તે સર્ગનું તે તે નામ રાખવું. ઇત્યાદિ.

એ બધાં લક્ષણો આ મહાકાવ્યને લાગું પડે છે કે નહિ એ પુસ્તક વાંચતાં પોતાથી જણાઈ આવે એમ છે એટલે તે બતાવવા જરૂર નથી એટલે ઉપરની બધી બાબત ઘણું કરી આ ગ્રંથમાં આવી જાય છે. પરંતુ માત્ર સર્ગનાં નામ નથી રાખ્યાં તે ગ્રંથકારની અભિરૂચિ ઉપર છે. અને તે બાબત "ઘણું કરી" એ વાક્યનો લાભ લે છે.

આ ગ્રંથનો મુખ્ય વિષય કલ્યાણના ચૌલુક્યવંશી આહવમલ્લ અથવા ત્રૈલોક્યમલ્લના પુત્ર વિક્રમાંકદેવનું વર્ણન છે તે તેના નામ ઉપરથીજ સ્પષ્ટતર છે.

આખા કાવ્યના કુલ ૧૮ સર્ગ છે. તેમાં ૭ થી ૧૩ સુધીમાં ઋતુઓનું વર્ણન છે. તથા તેમાં વિક્રમાદિત્યની સ્ત્રીનું વર્ણન છે. ૧૮ મો સર્ગ આખો કવિએ પોતાના દેશ, રાજા અને પોતાના વર્ણનમાં રોકયો છે. સર્ગવાર વર્ણન અનુક્રમણિકામાં છે.

આખા કાવ્યના કુલ શ્લોક ૧૬૫૧ છે તે સર્ગવાર અનુક્રમે આ પ્રમાણે છેઃ—પહેલાના ૧૧૮, બીજાના ૯૧, ત્રીજાના ૭૭, ચોથાના ૧૧૯, પાંચમાના ૮૯, છઠ્ઠાના ૯૯, સાતમાના ૭૭, આઠમાના ૮૮, નવમાના ૧૫૧, દસમાના ૯૧, અગ્યારમાના ૯૫, બારમાના ૭૮,, તેરમાના ૯૦, ચૌદમાના ૭૨, પંદરમાના ૮૭, સોળમાના ૫૩, સત્તરમાના ૬૮ અને અઢારમાના ૧૦૮ છે; અને તે ૧૬ છંદ અથવા વૃત્તમાં વ્હેંચી દીધા છે.

ઉત્તમતા વિષે શું કહેવું કેમકે माधुर्यं व्यंजकैर्वर्णैरचना ललितात्मिका ॥ अवृत्ति रल्पवृत्तिर्वा वैदर्भी रीतिरुच्यते ( સા. દ. ) એ લક્ષણ પ્રમાણે તેમાં માધુર્ય વ્યંજક વર્ણો હોવા જોઇએ અને તે છેજ; પણ તેમ કરતાં વર્ણ મિત્રાઈ વિશે વિશેષ ઢળાણ થયુ છે તેથી કેટલાક વગર જરૂરના શબ્દો ગૂંથી દીધા છે. મ્હારે તો તેની કવિતાનાં વખાણજ કરવાં

---

ઉપેન્દ્રવજ્રાના કુલ શ્લોક ૧૦૪ છે તે-તે ૧ લા સર્ગમાં ૪૧, ૫૧, અને ૮૩ એમ ૩. બીજામાં ૧ થી ૮૭ સુધીના એમ ૮૭; ત્રીજા સર્ગમા-૪૧ મો એમ ૧; સાતમા સર્ગમા-૧૪ મો ૧; ૯ મા સર્ગમાં ૬૮ અને ૮૧ એમ ૨; ૧૦ મા સર્ગમાં-૭, ૧૯, ૩૪, ૩૭, ૭૫ અને ૭૮ મો એમ ૬; ૧૨ મા સર્ગમાં ૨૦, ૨૬, ૪૯ અને ૫૦ એમ ૪ મળીને ૧૦૪ છે. ઉપજાતિના કુલ શ્લોક ૫૦૧ છે તે-૧ લા સર્ગમા ૧, ૨, ૩, ૫, ૬, ૭, ૮, થી ૧૧ એમ ૪; ૧૩, ૧૬, ૧૭, ૧૮ થી ૩૨ એમ ૧૫; ૩૪, ૩૬, ૩૮, ૪૦, ૪૨, ૪૪ થી ૫૦ એમ ૭; ૫૨ થી ૫૯ એમ ૮; ૬૧ થી ૬૫ એમ ૫; ૬૬, ૬૮, ૬૯, ૭૦, ૭૧, ૭૩, ૭૪, ૭૫, ૭૬, ૮૦, ૮૧, ૮૨, ૮૩, ૮૪, ૮૬, ૮૮, ૮૯, ૯૧, ૯૨ થી ૧૦૦ એમ ૯; ૧૦૨, ૧૦૩, ૧૦૫, ૧૦૭, ૧૦૮, ૧૦૯, અને ૧૧૧ થી ૧૧૭ એમ ૭ મળી ૯૩, બીજા સર્ગમાં ૧૩ થી ૨૧ એમ ૧૯, ૨૩, ૨૪, ૨૬ થી ૪૦ એમ ૨૫, ૪૨, ૪૩, ૪૪, ૪૫, ૪૮ થી ૬૯ એમ ૨૨, ૭૧, ૭૨ અને ૭૩ એમ ૬૬; સાતમા સર્ગમાં ૧ થી ૧૩ એમ ૧૩, ૧૫ થી ૨૬ એમ ૧૨, ૨૯ થી ૪૦ એમ ૧૨, ૪૨ થી ૫૯ એમ ૧૮ અને ૬૨ મો એમ ૫૬; ૯ મા સર્ગમાં-૧ થી ૧૩ એમ ૧૩, ૧૫ થી ૩૨ એમ ૧૮, ૩૪ થી ૪૫ એમ ૧૨, ૪૭, ૪૯.

જોઇએ કેમકે તેનો હું ઉપાસક બન્યો છું. પણ નિષ્પક્ષપાતપણે કહ્યા વિના નથી ચાલતું કે બિલ્હણે ભલે બીજા ઉત્તમ કવિયોની પેઠે વર્ણન કરવાની લાલચ રાખી હોય પણ તેમાં તે ફાવ્યો નથી કેમકે કેટલેક ઠેકાણે તો કવિતા એવી નિરસ દેખાય છે કે આપણને વાંચતાં કંટાળો આવે કે આમાં તે તેણે શું વર્ણન કીધું. દલપતરામની કવિતાની છટા લેવાને જેમ

---

૮૭, અને ૮૮ મો એમ ૬; દસમામાં ૬૧ મો; ૧૧ મામાં ૭૫, ૭૬, ૭૭, ૮૦, ૮૨, ૮૩, ૮૫, ૮૬, ૮૮, ૯૦, ૯૧, ૯૨ અને ૯૪ મો એમ ૧૩; તેરમામાં ૮૭, ૮૮ એમ ૨; ચોદમામાં ૭૧ મો; ૧૫ મામાં ૮૦ મો; ૧૬ મામાં ૫૧ મો અને ૧૮ મો ૧૦૪ મો મળીને ૩૮ છે.

વસંતતિલકાના કુલ ૩૦ શ્લોક છે અને તે બીજા સર્ગમાં ૮૮ મો; ૩ જામાં ૭૬ મો; પાંચમામાં ૮૫ થી ૮૮ એમ ૪; અગ્યારમામાં—૭૩, ૭૮, ૮૭. ૮૯ અને ૯૩ મો એમ ૫; સોળમામાં ૩૨ થી ૩૬ એમ ૫; ૩૯, ૪૦, ૪૧, ૪૪, ૪૬, થી ૫૦ એમ ૫; એમ ૧૪, સત્તરમામાં ૬૫. ૬૬. ૬૭. અને ૭૬ મો એમ ૪. અને ૧૯ મામાં ૬૮ મો

નર્મદાશંકરે ફાંફાં માર્યા છે અને તેમાં જેમ તે નથી ફાવી શક્યો તેમ આંહી પણ ઠેકઠેકાણે ઉપમા મુકીને કાલિદાસની છટા વાંચ્છી છે પણ તે પ્રમાણે બની શક્યું નથી. કાલિદાસની છટા અને ભીડાશ અને સાથે સરલતા નથી જ આવી શક્યાં. તેમાં અમુક અમુક શબ્દો તો વારંવાર યોજેલા જોવામાં આવે છે. જેવા કે मलय, भंगी, विक्रम, लटम, कंदल, विलास, लीला, लोल, स्फुरत, विलोल[1] વગેરે એમ છે તથાપિ તેને निरंकुशाः कवयः એ વચનનો લાભ આપવો જોઈએ (પણ તેની પણ હદ હોય છે)

આ પ્રમાણે દોષ લેશ દર્શાવી જવાયો છે તે માટે હું કવિની ક્ષમા ચાહું છું, કેમકે કદિ प्रत्यक्ष दृष्टेपि सतांत्वचग्रेनी પેઠે હું પોતે તે તે શ્લોકનું સામ્ય સમજવામા મતિભ્રમિત થયો હોઉં, કેમકે જામનગરના (કહોને કે આખી કાઠીયાવાડના) સુપ્રસિદ્ધ શાસ્ત્રી જેને મ્હારા મિત્ર કહેવ-ડાવવાની હું મ્હારી યોગ્યતા સમજતો નથી એ શાસ્ત્રીજી હાથીભાઈના મ્હોયે કવિનાં વખાણ સાંભળ્યા છે (પરંતુ કવિ પોતાની કવિતાની નીરસતા ૧લા સર્ગના ૨૮મા શ્લોકમા કબુલ કરે છે)

હું એમ માનતો હતો કે हेवाक અને लटम શબ્દો જેવા અપ્રસિદ્ધ શબ્દો બિલ્હણેજ દાખલ કર્યા છે પણ लटम શબ્દની વપરાશ બીજે

પણ જોવામાં આવી. રાજતરંગિણીના બીજા તરંગના મંગળાચરણમાં છેલા પાદમાં **जयतिलक्ष्मा पुंभागाभ्यां शरीर विनिर्मितिः** એમ એ શબ્દ વાપરેલો છે. તેમજ **अतिक्रांतः कालो लटभ ललना भोग सुलभः** એમ ભર્તૃહરિએ પણ મુકયો છે તેનો અર્થ સુંદર મુકયો છે. ( શ. ચિં )

**हेवाक** શબ્દ માટે બહુ શોધ કરવી પડી. હાથીભાઈ શાસ્ત્રીએ તેનો અર્થ વિલાસ કર્યો હતો. પણ મી. આપ્ટેયે પોતાના સસ્કૃત અંગ્રેજી કોશમાં ઠીક વિસ્તાર આપ્યો છે. તેણે અર્થ અત્યુત્સુક અથવા અનિર્વાર્ય ઇચ્છા એવો મૂકયો છે અને ટીકા કરી છે કે-આ શબ્દ **लटभ**ની પડે પાછળના લખનારા જેવા કે બિલ્હણ ઇત્યાદિયેજ વાપર્યો છે. તે શબ્દ પ્રસ્યન અથવા અરેબીકમાંથી આવ્યો હોય એમ સંભવે છે. પણ તે બીજે પણ વપરાએલો જાણવામાં આવ્યો છે. જેમકે **हेवाकसस्तु शृंगारो हावोक्षिप्तभ्रूविकारकृत ( दशरूप )** ( આ કાવ્યમાં એ શબ્દ ૯ મા સર્ગ ના ૧૭ મા અને ૧૮ મા સર્ગના ૧૦૧ મા શ્લોકમાં વાપરેલો છે ) બીજા પણ **नयनायुध, उत्तरलीकृत, रतिरत्नसंपत् मुरल तुक्खार** વગેરે કઠિણ શબ્દો વાપરેલા છે.

આ કાવ્યમાં બે ત્રણ ચાર શ્લોકે સબધ મળે એવી રચના પણ જોવામાં આવે છે. તે તે સ્થળે **युग्मं कुलकं** ઇત્યાદિ શબ્દો મુકવા જોઇએ તે નથી મુકાયા પણ સર્ગ ૪ થામા શ્લોક ૯૧ મે **युगलकं** લખ્યુ છે તેમ સર્ગ ૨ જાના શ્લોક ૮૫ મે **चतुर्भिःपातका** એમ લખ્યુ છે. પણ છાપેલા પુસ્તકની નોટમાં તેને તે સ્થળે મુકેલા જાવામા આવે છે. જેમકે—

| સર્ગ | શ્લોક | | સર્ગ | શ્લોક | |
|---|---|---|---|---|---|
| ६ | ४१ | संबंध कुलकं | १३ | ८५ | सरिदुपालंभ कुलकं |
| १२ | ५४ | Inserts ,, | १४ | १० | क्रिया ,, |
| १३ | ६५ | मेघोपलंभं ,, | १४ | ४५ | Inserts ,, |
| १३ | ७५ | मेघस्तुति ,, | १५ | ३० | ,, ,, |
| | | | १५ | ३६ | ,, ,, |

આ વિષયમાં નિયમ એવો છે કે.-

| | ૨ શ્લોક માટે | ૩ માટે | ૪ માટે | ૫ માટે | ૬ માટે |
|---|---|---|---|---|---|
| એક મતે | युग्मक | सदातनिक | कलापक | कुलक | ० |
| બીજે મતે | युगलक | गुणवती | प्रमद्रक | वाणावळी | करहाटक |
| ત્રીજે મતે | सदातनिक | विशेषक | कपालक | कुलक | ० |
| ચોથે મતે | ० | ० | पातका | ० | ० |

( ગુ શા )

પંડિત બ્યુલરે આ પુસ્તક છપાવતી વખતે નોટમા પાઠ ફેરના શબ્દો મુક્યા છે એ બહુ સારૂ કર્યું છે પણ તે સાથે જે લેખક દોષ વગેરેથી થયેલા અશુદ્ધ શબ્દો પણ મુક્યા છે કે જેમ કરવાની જરૂર નહતી

હુજ આ કવિના કાવ્ય વિષે જરા વધુ બોલ્યો છુ એમજ નથી પણ દાક્તર બ્યુલરે પણ આખા ગ્રન્ય ઉપર તે છપાવતી વખતે નમાણુથી દીબાચો લખ્યો છે તેમા કહ્યુ છે કે ' તેણે ઐતિહાસિક બાબ તો વર્ણનના તોરમા બગાડી નાખી છે જેમકે ચૌન ઉપર ચૌલુકયોની

ભાષા જેવીજ સરલતાથી બોલવાને શક્તિવાન કરે છે; તેમ તેઓની નાટ્ય કળાનાં ઘણાં વખાણ કરે છે. ત્યાંના મકાનોમાં ભટ્ટારકમઠ, હળધરનો કરેલો અગ્રહાર,[1] ક્ષેમગૌરી, સંગ્રામ મઠ, અનંતદેવનો સ્થાપેલો અગ્રહાર, શંકરના મંદિર પાસેનો અનંતદેવની રાણી (સુભટ્ટા)નો બાંધેલો ભંડાર, ગંજધામ, પ્રવરેશ્વરનું મંદિર ઇત્યાદિ.

ત્યાર પછી બીલ્હણના વખતના બે રાજાઓ અને તેના પુત્રોનું વર્ણન આપે છે. પહેલો રાજા અનંતદેવ છે તેનાં વખાણ લખી તેણે શક તથા દરદને છત્યા, અને ગંગા સુધી ચટાઈ લઇ ગયો હતો. તે પોતાના લશ્કર તથા જનાના સહિત માન સરોવર ગયો હતો. તેણે ચંપા દારૂવન ત્રિગર્ત, અને ભર્તૃલના સ્થાનમાં ધણીપણું ભોગવ્યું હતું. તેની સ્ત્રી સુભટા હતી, તે ડહાપણ અને પવિત્રાઈમાં પુરી હતી. તે રાજાની પાસે ખુશામતીયા ભાટચારણો વગેરે પૈસા મેળવવા માટે આવી શકતા નહીં તેની રાણીનો ક્ષિતિપતિ નામનો ભાઇ લોહરનો રાજા હતો. એ અતુલ ગુણી હતો.

એ રાજા અનતદેવ ને સુભટાને પેટે કળશ નામે પુત્ર થયો તે પ્રવાસમાં અચ્છોદ સુધી ગયેલો. કૈલાસ અને અલકા (યક્ષની પુરી)માં ગયો હતો. ત્યાંથી પાછા ફરતાં માનસરોવરમાંથી સુવર્ણના કમળ લાવ્યો હતો. તેણે રેતીનુ મેદાન વટોળી સ્ત્રીયારાજ્ય છત્યુ હતુ તેનો પુત્ર હર્ષદેવ થયો તે શૂર અને કવિ હર્ષદેવથી હુશીયાર હતો. તેણે જુદી જુદી ભાષાઓમાં સરસ કાવ્યો રચ્યાં હતાં.

તે પછી કવિ પોતાના વિષે લખે છે ( તે કવિ વર્ણન પ્રસગે લેખાશે.)

આ કાવ્ય વિક્રમાદિત્યના વર્ણનનુ છે એમ તો આગળ લખાઈ ગયુ છે. એ વિક્રમાંકદેવ કોણ હતો? કયારે અને કયાનો હતો એ પ્રાયશઃ આ કાવ્યમાંજ આવી જશે તથાપિ તે વિશે દિગ્દર્શન આંહી થવું ઉચિત છે.

બ્રહ્માજી એક વખત સંધ્યા કરતા હતા. તે સમયે ઇંદ્રે જઇ ધર્મ રક્ષક પુરૂષની યાચના કરી. બ્રહ્માએ અર્ઘ્ય દેવા ચુલુક ( અંજલિ ) ભરી

---

[1] બ્રાહ્મણોને રહેવા માટે કરેલા અને દાનમાં આપેલાં ગૃહો

હતી તેમાં દૃષ્ટિ કરી. તેમાંથી એક પુરૂષ ઉત્પન્ન થયો તેનુ નામ ચુલુકમાં-થી થયો માટે ચૌલુક્ય પડ્યું. એ ચૌલુક્ય વંશનો મૂળ પુરૂષ થયો. પણ આ શબ્દ ઇતિહાસના ગ્રંથોમાં જુદા જુદા રૂપથી વપરાય છે. चौलुक्य, चालुक्य, चुलुक्य, चालुक्, चलुक्य, चलक्य, चौलुकेक, चुलुक्क અને चलुग. પણ ગુજરાતી ભાષામાં એનો અપભ્રંષ્ટ સોલંકી શબ્દજ વપરાય છે. ( અં. ગ્રં. મા. નોટ ) આ કાવ્યમાં જુદે જુદે સ્થળે चुलुक्य અને चालुक्य એ બે શબ્દજ વાપર્યા છે. બ્રહ્માના ચુલુકમાંથી ઉત્પન્ન થયાની વાત ગુજરાતના સોલંકી કુમારપાળના સમયના ( વિ. સં. ૧૨૦૮ ના ) વડનગરના શિલાલેખમાં, ચિતોડના કિલ્લાવાળા લેખમાં અને ઇ. સનની ૧૩ મી શતાબ્દીમાં લખાએલા ખંભાતના કુંતલનાથના લેખમાં પણ લખ્યું છે ( અં. [illegible] ) તેમજ તેને [illegible]

ગયો. શિવજીની કૃપાથી તેને સોમેશ્વર, વિક્રમાદિત્ય અને જયસિંહ એમ ૩ પુત્ર થયા. તેમાં વચલો વિક્રમાદિત્ય ( આ કાવ્યનો નાયક ) શસ્ત્ર શાસ્ત્રમાં સહુથી ડાહ્યો હોવાથી રાજાનો ચાહ તેના ઉપર અધિક હતો તેથી મ્હોટેરાને મુકીને તેને યુવરાજ બનાવવાની રાજાની ઇચ્છા થઇ. તેને મ્હોટાભાઇને અન્યાય થાય તેથી વિક્રમાદિત્યે તે લેવાની ના પાડી તેથી રાજાએ મ્હોટા પુત્ર સોમેશ્વરને યુવરાજ બનાવ્યો. અને વિક્રમાદિત્ય ( આપણો વિક્રમાંકદેવ ) પિતાની આજ્ઞાથી શત્રુઓ ઉપર ચઢી ગયો.

પ્રથમ તેણે ચોલ રાજાને જીતી કાંચીનગરી લૂંટી લીધી, માળવના રાજા ( પરમાર જયસિંહ હોવો જોઇયે કેમકે તે ભોજ પછી ગાદીએ બેઠો હતો ) તે પોતાનુ ગએલુ રાજ્ય પાછુ મેળવવાની આશાથી મદદ મેળવવા આવ્યો. જેની સહાયતા વડે ગૌડ ( બંગાળા ) તથા કામરૂપ (આસામ ) ઉપર દગ્યાણુ કર્યું, સિંહલના રાજાને હરાવ્યો, અને તેને અગસ્ત્યાશ્રમ તરફ નસાડયો. મલયાચળના ચદન વનનો નાશ કરી કરેલના રાજાને માર્યો અને ગાગકુડ, વેંગી, તથા ચક્રકોટને જીતી પાછો ફરતાં કૃષ્ણા નદીને કાંઠે આવ્યો, ત્યા દૂતે આવીને ખબર કહ્યા કે તમારા ચોલ, પાડય, અને સિંહલના રાજાઓને જીત્યાની ખબર સાભળી આપના પિતા બહુ રાજી થયા પરંતુ પઠવાડેથી તેને એકાએક દુર્જન્ય દાહજ્વર ચઢી આવ્યો જેમાથી નિવૃત્તિ થવની તેણે કાઇ આશા ન દીઠી ત્યારે દક્ષિણા પથની ગગા તુગભદ્રામા જળ સમાધિ લેવાનો નિશ્ચય કરી મત્રીઓની સમતિ લઇ, ત્યા જઈ શિવની આરાધના કરતે કરતે જળ નિમગ્ન[૧] થઈ પરલોક પધાર્યા આ ખબર સાભળીને શોકમગ્ન થઇ ત્યાથી ચાલી તે પોતાના ભાઈની પાસે કલ્યાણ આવ્યો

સોમેશ્વર વીર પ્રકૃતિનો રાજા હતો તે પોતાના રાજ્ય સમયમા શત્રુઓની સાથે બરાબર લડતો રહેલો હતો. તે વિ. સં. ૧૧૦૦ (ઈ. સ. ૧૦૪૩) માં ગાદીએ બેઠો હતો અને શાકે ૯૯૦ (વિ. સં. ૧૧૨૫) (ઇ. સ. ૧૦૬૮) વૈશાખ વદી ૮ ને દીને દેહાંત થયો. એમ લગભગ ૨૫ વર્ષ રાજ્ય કર્યું.

સોમેશ્વર બીજે—વિક્રમાદિત્યનો મ્હોટો ભાઇ એનાં બીરૂદ પૃથ્વી વલ્લભ, મહારાજાધિરાજ, પરમેશ્વર, પરમ ભટ્ટારક, અને ભુવનૈકમલ્લ મળે છે. એ ગાદીએ બેઠો તેવોજ ચોલ દેશના રાજા વીરચોડ (વીરરાજેંદ્ર) એમણે તેની ઉપર ચઢાઈ કરી ગુટ્ટિ નામનું સ્થાન ઘેરી લીધું. એ ખબર સાંભળતાંજ સોમેશ્વરે તેની સામે પોતાની અશ્વફોજ મોકલી, બંનેને ઘોર સગ્રામ થયો તેમા વીરચોડ ભાગો.

વિક્રમાદિત્ય, પોતાનો પિતા ગુજરી ગયા પછી કુંપાણ્ણ આવી સોમેશ્વરને મળ્યો તેણે તેનુ સન્માન કર્યું. બને ભાઇઓ વચ્ચે કેટલાક દિવસ સુધી ઠીક પ્રીતિ રહી. અને વિક્રમાદિત્યે લડાઈમાંથી જે પૈસો મેળવ્યો હતો તે પોતાના ભાઇને નજર કર્યો પરતુ થોડા સમય પછી સોમેશ્વર કુમાર્ગે ચઢ્યો અને અભિમાની, નિર્દય, અને પ્રજાપીડક નીવડ્યો. અને વિક્રમાદિત્ય સાથે દ્વેષબુદ્ધિ રાખવા લાગ્યો. વિક્રમાદિત્યે જ્યારે જોયુ ત્યારે લાગ્યું કે રાજાનું આચરણ સુધારવુ અસભવિત છે અને અહીં રહેવામાં જીવની હાનિ છે ત્યારે પોતાના નાનેરા ભાઈને લઈને કલ્યાણથી નીકળી ગયો સોમેશ્વરે પોતાના ભાઈઓને ભાગતા જોઇને તેને પકડવાને સૈન્ય મોકલ્યું પણ તેનો પરાજય કરીને વિક્રમાદિત્ય તુંગભદ્રા નદીને કાંઠે પહોંચ્યો. અને ચોલના રાજા સાથે લડવાની ઇચ્છાથી કાંઇ દિવસ ત્યાં રહ્યો અને પછી ત્યાથી હટીને થોડો વખત વનવાસી પ્રદેશમાં રહ્યો ત્યાથી મલય દેશમાં થઈને આગળ વધ્યો કોકણના રાજા જયકેશીયે તેની પાસે હાજર થઈ તેની ઈચ્છાથી અધિક દ્રવ્ય નજર કર્યું આલુપવશી રાજાએ એની આધીનતા સ્વીકારી ત્યાથી તે ચોલ તરફ ચાલ્યો તે ખબર સાંભળી ત્યાંના રાજાએ સુલેહ કરી પોતાની પુત્રી પરણાવવાની વાત દૂતદ્વારા કહેવરાવી. તે

સ્વીકારી. તે સૈન્ય સહિત તુંગભદ્રા તીરે આવ્યો. ત્યાં ચોલરાજ પોતાની પુત્રી સહિત આવી તેનો વિવાહ વિક્રમાદિત્ય સાથે કરી પોતાને ગામ પાછો આવ્યો.

થોડા દિવસ બાદ ચોલનો એ રાજા ગુજરી ગયો અને તેનો મુલક શત્રુઓએ દબાવ્યો એ ખબર વિક્રમાદિત્ય તુંગભદ્રા તીરે રહેતો હતો ત્યાં મળ્યા તેથી તે પોતાના શાળાની[1] સહાયતા કરવા દક્ષિણ તરફ ચાલ્યો. અને કાંચીમાં આવી ઉપદ્રવ કરનારાઓને જીતી નસાડયા. પછી ત્યાંથી ગંગકુંડ જઇ શત્રુઓનું સૈન્ય વીખેરી નાંખી પોતાના શાળાને તેના બાપની ગાદી ઉપર બેસારી એક મહીનો કાંચીમાં રહી પાછો તુંગભદ્રાને તીરે આવ્યો. પરંતુ થોડા વખતમાંજ કાંચીમાં ફરી ઉપદ્રવ થયો જેમાં તેનો શાળો માર્યો ગયો અને વેંગીદેશના રાજા રાજીગે કાંચી પોતાને હસ્તગત કરી લીધું. તે ખબર મળતાંજ વિક્રમાદિત્ય રાજીગ સાથે લડવાને તૈયાર થયો. તે રાજીગે તેનો મ્હોટો ભાઈ સોમેશ્વર જે વિક્રમાદિત્યને મારવાને ચ્હાતો હતો તેને પોતાનો સહાયક કરવા ચ્હાયુ અને સોમેશ્વરે તે સ્વીકાર્યું. વિક્રમાદિત્યે રાજીગ ઉપર ચઢાઇ કરી એટલામાં સોમેશ્વર પછવાડેથી આવી પહોંચ્યો. પણ તે પોતાના ભાઇની સાથે લડવું ચ્હાતો નહતો તેથી તેને દૂત મોકલી રાજીગની સહાયતા ન કરવાનું કહેવરાવ્યું જેથી તેણે ઉપરથી સ્વીકાર્યું પણ અંતઃકરણથી તે વિક્રમાદિત્યને નષ્ટ કરવાનો ઉદ્યોગ કરી રહ્યો હતો તે જોઇ વિક્રમાદિત્યે બને સાથે લડવું નક્કી કર્યું. અને ઘોર સંગ્રામ થયો તેમાં સોમેશ્વર કેદ થયો અને રાજીગ ભાગી ગયો. વિક્રમાદિત્ય ત્યાંથી કલ્યાણ આવી રાજ્યગાદી પર બેઠો અને પોતાના નાના ભાઇ જયસિંહને વનવાસ પ્રદેશનો ઉપરી ઠરાવ્યો.

પંડિત ગૌરીશંકર પોતાના ઐતિહાસિક ગ્રંથમાળામાં ઉપલી વાત સંક્ષેપમાં લખી ઉમેરે છે કે બિલ્હણે પોતાના આશ્રયદાતા વિક્રમાદિત્યના દરબારમાં રહીને વિક્રમાંકદેવચરિત રચ્યું છે જેમાં તેણે તેને નિર્લોભી

તથા ભ્રાતૃવત્સલ અને સોમેશ્વરને દુષ્ટ તથા ભ્રાતૃદ્વેષી લખ્યો છે. પરન્તુ એમાં એણે પોતાના આશ્રયદાતાની તરફદારી કરી છે એ એના લેખમાંથીજ ઝળકી આવે છે. સોમેશ્વરે વિક્રમાદિત્યને વનવાસી પ્રદેશ આપ્યો હતો જેથી તે સતોષી ન થઈ પોતાના મ્હોટા ભાઈનું રાજ્ય પડાવી લેવાનો ગુપ્ત પ્રવાસ કરી રહ્યો હતો, પરન્તુ એ વાત જાહેર થઈ જવાથીજ તેને કલ્યાણ છોડવું પડયુ હતુ એમ જણાય છે. એનુ જયકેશી આદિ સામન્તોનું પોતા તરફ મેળવવુ, અને ચોળવાળાઓ જે સોલંકીઓના વશ-પરંપરાના શત્રુ સમજતા હતા તેનાથી મિત્રાઇ કરવી એ બધુ સોમેશ્વરનું રાજ્ય પડાવી લેવા માટેજ હતું. તેમજ વિક્રમાદિત્યે સેઉણ દેશના યદુ-રાજા સેઉણચંદ્રને પોતાનો મદદગાર કર્યાનુ પંડિત હેમાદ્રિ પોતાના વ્રતખંડની સમાપ્તિએ લખે છે એવી દશામાં હું એને નિર્દોષી નથી કહી શકતો

કેદમાં લીધા છે. અને તે આપની ઉપર ચઢાઈ લાવશે. એ ખબર સાંભળી તેને ઘણો ખેદ થયો અને તે વાત ખરી ખોટી જાણવા દૂત મોકલ્યો. તેણે તે વાતની ખાત્રી કરી. તે પોતાના નાના ભાઈ સાથે લડવા ઇચ્છતો નહોતો તેથી સંધિનું કહેણ મોકલ્યું પણ તેને તેણે ગણકાર્યું નહીં, અને તે કૃષ્ણા નદી સુધી ચાલ્યો આવ્યો અને આસપાસ જુલમ કરવા લાગ્યો. વિક્રમાદિત્યે કાંઇક દિવસ સુધી એ ઉપદ્રવ સહન કર્યો પરંતુ આખર તેની સામે તેને ચઢવું પડયું અને બંનેને લડાઇ થઈ તેમાં જયસિંહ ભાગ્યો અને તેના હાથી, ઘોડા, ખજાનો વગેરે લૂટી લઈ વિક્રમાદિત્ય પાછો આવ્યો. કેટલાક દિવસ પછી જયસિંહ જંગલમાંથી પકડાયો અને તેને વિક્રમાદિત્યની પાસે લાવ્યા અને તેનો અપરાધ ક્ષમા કર્યો.

વિક્રમાદિત્યે કમળા વિલાસી નામનું વિષ્ણુનું મંદિર કરાવ્યું અને તેની સામુ તળાવ કરાવ્યું. તેની સામે એક શહેર બનાવ્યું. જેનુ નામ વિક્રમનગર પાડયું.

ઘણાં વર્ષો સુધી સુખશાંતિથી રાજ્ય કરી પાછી ચોલ દેશ ઉપર ચડાઇ કરી ત્યાંનો રાજા નાશી ગયો અને વિક્રમે કાંચીપુરી લઇ લીધી, અને કેટલીક મુદત ત્યાં રહી પાછો પોતાની રાજધાનીમાં આવ્યો.

વિક્રમાદિત્યનો સેનાપતિ કાલિદાસ હતો તેણે લાળ, મગધ, નેપાળ, પાંચાળ, ચોળ આદિ રાજાઓને મારીને એના ખજાના, મ્હોટા મ્હોટા હાથી, ઘોડા, સ્ત્રીઓ આદિ પડાવી લઇ વિક્રમાદિત્યને સ્વાધીન કર્યાં હતા

વિક્રમાદિત્યના પાછલા સમયમાં દ્વાર[1]સમુદ્રનો રાજા વિષ્ણુ વર્દ્ધન જે સ્વતંત્ર થઇ ગયો હતો તેણે પાડય, ગોવા અને કોંકણના આદિ રાજાઓની સહાયતા મેળવી તે વિક્રમાદિત્ય ઉપર ચડી આવ્યો તેણે તેની સામો સેંદ્રકવંશી સામંત આચ (આચગી બીજા)ને મોકલ્યો,

---

૧ દ્વારસમુદ્ર—યાદવવંશી રાજાઓની રાજધાની. આ શેહેર નિઝામના રાજ્યમાં હસન જીલ્લામાં છે અને તે આજ હળેબીડ નામથી પ્રસિદ્ધ છે. (ઐ. મં. મા.)

તેણે તેને પરાજીત કર્યો, ગોવા પડાવી લીધું. લક્ષ્મણને રણમાંથી નસાડયો. પાંડયના રાજાનો પીછો લીધો, મલપાને હરાવ્યો અને કોંકણ પડાવી લીધું અને વિષ્ણુવર્દ્ધન હાર ખાઈ પાછો વળ્યો.

વિક્રમાદિત્ય વિદ્યાનુરાગી અને વિદ્વાનોને આશ્રયદાતા હતો. કાશ્મીરી પંડિત બિલ્હણને પોતાના દરબારનો મુખ્ય પંડિત કર્યો જેણે વિક્રમાંકદેવ-ચરિત કાવ્ય લખીને તેનું નામ અમર કર્યું. યાજ્ઞવલ્કય સ્મૃતિનો ટીકાકાર વિજ્ઞાનેશ્વર પણ તેનો આશ્રિત હતો એમ એ પોતાની ટીકાના છેવટમાં લખે છે કે " પૃથ્વી ઉપર કલ્યાણપુર જેવું નગર નથી, નહોતું અને નહિ થાય. શ્રી વિક્રમાર્ક (વિક્રમાદિત્ય) જેવો બીજો રાજા દીઠો નથી કે સાંભળ્યો નથી અને વિજ્ઞાનેશ્વર જેવો કોઈ પંડિત નથી એ ત્રણે કલ્પ સુધી બન્યાં રહો " ઇત્યાદિ

## વિક્રમાંકદેવનું વંશ વૃક્ષ.

ચૌલુક્ય—બ્રહ્માના સંધ્યાર્થ કરેલા ચુલુક (અંજલી) માંથી ઉત્પન્ન થયેલો પુરૂષ.
|
હારીત.
|
માનવ્ય તેનો વંશજ.
|
તૈલપ.
|
સત્યાશ્રય.
|
જયસિંહદેવ.
|
સોમેશ્વર (આહવમલ્લ-ત્રૈલોક્યમલ્લ.)

સોમેશ્વર (બીજો.) — વિક્રમાદિત્ય — જયસિંહ.

વિક્રમાદિત્યની રાણીઓ: શાડના શિલાસ રાજાની પુત્રી. — કદંબવંશી સામંતની પુત્રી. — કદંબવંશી તિક્કની પુત્રી.

ચન્દલદેવી. — સાબળદેવી — લક્ષ્મીદેવી. — જક્કલદેવી — મલયવતીદેવી. — માલિકાદેવી.

ચન્દલદેવીનાં સંતાન: સોમેશ્વર (બીજો) — જયકર્ણ. — મૈમલદેવી=ગોવાનો કદંબવંશી સામન્ત જયકેશી.

આ કાવ્યના રચનાર કવિ બિલ્હણ વિષે જે કાંઇ હકીકત મળી છે તે લખી આ પ્રસ્તાવના પુરી કરીશું.

બિલ્હણ કવિ ઇ. સ. ૧૦૮૫ માં હતો (કી. કૌ. નોટ પૃ. ૧૪૫) તે કાશ્મીરના [1]ખોનમુખ ગામનો રહીશ, કૌશિક ગોત્રી બ્રાહ્મણ હતો.

---

૧ હાલનું ખુનમોહ જે કાશ્મીરની રાજધાની શ્રીનગરથી ૩ માઇલ જયવન નામના સ્થાન પાસે છે.

એના વિદ્વાન્ પૂર્વજોને કાસ્મીરનો ગોપાદિત્ય[1] રાજા મધ્ય[2] દેશમાંથી કાશ્મીરમાં લાવ્યો હતો. જેમાં મુખ્ય મુક્તિકલશ હતો તે અગ્નિહોત્રી હતો. તેનો પુત્ર 'રાજકલશ' તે પણ અગ્નિહોત્રી હતો. ઉપરાંત દાની, પરાક્રમી અને વેદ વિદ્યા પારંગત હતો એણે જનસુખાર્થે વ્યાખ્યાન સ્થાનો, કુવા અને પરબો કરાવી હતી. એનો પુત્ર જ્યેષ્ઠકળશ હતો તેણે [3]મહાભાષ્ય ઉપર ટીકા કરી છે (પણ દાકતર બ્યુલર કહે છે કે તે ક્યાંહીથી ઉપલબ્ધ નથી) તેને નાગાદેવી નામની સ્ત્રીથી ઈષ્ટરામ, બિલ્હણ અને આનંદ એમ ત્રણ પુત્રો થયા. તે ત્રણે વિદ્વાન્ અને કવિ હતા. બિલ્હણે કાસ્મીરમાં રહીને વેદ, વેદાંગ, વ્યાકરણ, સાહિત્ય આદિ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો અને એની કવિતાની ખ્યાતિ દૂર દૂર સુધી ફેલાઈ.

રાજા [4]કળશના સમયમાં તેની સાથે કાંઇક કચવાણ થવાથી તે ત્યાંથી નીકળ્યો અને કર્ણાટકમાં જઇને રહ્યો તથા સ્વદેશમાં મુસાફરી કરી. તે મથુરા, વૃંદાવન, કનોજ, પ્રયાગ અને કાશીમાં કાઇક દિવસ રહ્યો, અને ત્યાંના પંડિતોથી શાસ્ત્રાર્થ કરતો ડાહલના કર્ણ રાજાના દરબારમાં પહોંચ્યો, જ્યાં પંડિત ગંગાધરને શાસ્ત્રાર્થમાં જીતીને તે ધારામાં આવ્યો. પણ તે સમય ભોજ જીવતો નહતો તે પછી તે ગુજરાતમાં થઇને સોમનાથ આવ્યો. ત્યાંથી જળમાર્ગે દક્ષિણમાં ગયો અને ત્યાંથી રામેશ્વર થઇને પાછા ઉત્તરમાં આવતાં કલ્યાણપુરમાં આવ્યો ત્યાં વિક્રમાદિત્યે તેનું બહુ સન્માન કર્યું અને વિદ્યાપતિનો ઈલકાબ આપ્યો અને ઘણી સમૃદ્ધિ આપી તેથી તેણે વૃદ્ધાવસ્થામાં ત્યાં રહીને સુમારે ઇ. સ. ૧૦૮૫ માં વિક્રમાંકદેવચરિત બનાવ્યું

---

૧ ગોનંદવંશી અશુનો પુત્ર હતો.

૨ હિમાચળ અને વિન્ધ્યાચળની મધ્યનો દેશ.

૩ પાણિનિની કરેલી અધ્યાયી ઉપર પતંજલિ ઋષિએ કરેલું ભાષ્ય અને મહાભાષ્ય એવી સંજ્ઞા તેને અપાએલ છે.

૪ કાશ્મીરનો રાજા (ઇ. સ. ૧૦૬૩-૧૦૮૯)

એણે બીજાં પણ પુસ્તકો બનાવ્યાં છે. "ત્રિરૂપકોશ" તેણે કોશ કર્યોનું અભિધાન ચિંતામણિ નામના પુસ્તકની વિજ્ઞાપનામાં લખ્યું છે. "કર્ણ સુંદરી નાટિકા" પણ તેણે રચ્યું છે. જેનો નાયક ગુજરાતનો સોલંકી રાજા કર્ણ છે. એ પુસ્તક તેણે રાજા કર્ણના સમયમાં અણહિલપુરમાં આદિનાથના મહોત્સવની યાત્રા પ્રસગે ભજવી બતાવવા સારૂ બનાવ્યું હતું. એનું ચોથુ પુસ્તક "બિલ્હણ ચરિત કાવ્ય" મનાય છે પણ મી. ગૌરીશંકર કહે છે કે "પરંતુ એ પુસ્તક એનુ બનાવેલું નથી કેમકે એમાં લખ્યું છે કે "ગુજરાતના રાજા વૈરિસિંહના વખતમાં બિલ્હણ અણહિલપટ્ટનમાં ગયો. તે રાજાએ એની વિદ્વત્તા સાંભળીને પોતાની પુત્રી શશિકળાને ભણાવવાને તેને સોંપી. કાંઇ સમય પછી બિલ્હણ તે રાજકન્યા સાથે પ્રેમમાં ફસ્યો. આ જો ખરૂ હોય તો બિલ્હણની બાબતમાં તે બહુજ દીલગિરિ ભરેલું ગણાય. પોતાની વિદ્યાર્થીણી જે પોતાની પુત્રી તુલ્ય ગણાય તેની ઉપર દુષ્ટ દૃષ્ટિ કરવી એ કેટલુ બધુ શાસ્ત્રવિરૂદ્ધ અને નીતિવિરૂદ્ધ ગણાય? આવી હકીકત ભુકુડને માટે પણ કહેવાય છે. ભુકુડના આખ્યાનનુ ગુજરાતી તપાસણી માટે મ્હારી પાસે આવેલુ ત્યારે તેને મે એજ મુદ્દાથી ધિક્કારી કહાડવાની મ્હારી ફરજ અદા કીધી હતી. એટલા સારૂજ આપણા વડીલો સ્ત્રીઓને પુરૂષોદ્વારા વિદ્યાવતી ન કરવાને આગ્રહી હતા. ખાધેલપીધેલ કુમારિકાને યુવાન પાઠકને સ્વાધીન કરવાનુ કામ કેટલુ સાહસ છે એ જોઇ શકાય છે. આ બે દાખલા શીવાય ઘણા એના દાખલા **अत्युच्चौकुच कलशौ त्वयापि दत्तौ** જેવા જાણવામા આવ્યા છે અને એટલા માટેજ **मात्रा स्वस्त्रा दुहित्राया**[1] જેવા અટકાયતના કાયદા (નીતિશાસ્ત્રો) વિદ્વાનોએ મુકયા છે. એ ખબર રાજા સુધી પહોંચી (સાહસ કેમ છાનુ રહે) તેથી રાજાએ તેને દેહાંત શિક્ષા ફરમાવી વધ સ્થાનમાં તેને ઇષ્ટદેવનુ સ્મરણ કરવાનું કહેતાં તેણે ૫૦ શ્લોકનુ ખડકાવ્ય બનાવ્યું. જેનો આરંભ **अद्यापि तां कनकचंपक दामगौरी**થી થાય છે. બધા શ્લોકનો આરભ **अद्यापि**થી

---

૧ **मात्रा स्वस्त्रा दुहित्रावा नैकांतवसतिं वसेत् ॥ बलवानिन्द्रिय ग्रामोविद्वांसमपिकर्षति॰**

થાય છે. વચમાં એક એવો શ્લોક પણ આવે છે કે—अद्यापि मन्मनसि तत् परिवर्तते यद्रात्रौमपि क्षुतवति क्षितिपाल पुत्र्या ॥ जीवेति मंगलवचः परिहृत्य कोपात् कर्णे कृतं कमलपत्र मनाल्पंत्या. આથી એ પણ સિદ્ધ થાય છે કે તે તેની સાથે છુપો પરણ્યો હતો. એ સ્રીપુરૂષના વ્યવહારથી રહેતાં. ડાક્તર બ્યુલર પણ કહે છે કે તેણે ગાંધર્વ વિવાહ કરી લીધો હતો. આ કાવ્યનું નામજ ચોરપંચાશિકા છે. જેને બિલ્હણનું કરેલું અને વધસ્થાને લઈ જતાં રસ્તામાં કર્યાનું કહે છે. કોઇ ચૌર નામના કવિનું કરેલું અને કોઇ સુંદર નામના કવિનું એમ જુદા જુદા અભિપ્રાય જણાવે છે. એમ એ રાજકન્યાના સ્મરણમાં ૫૦ શ્લોક કર્યા તેટલામાં રાજાએ પોતાની રાણીથી પોતાની પુત્રીનો પ્રેમ બિલ્હણ ઉપર પૂર્ણ હોવાનું સાંભળ્યું. તેથી તેનો કોપ કાંઇક શાંત થયો. એમજ તેની પ્રજા અને મત્રીઓની સલાહથી તેમજ બ્રાહ્મણ વધના પાપથી ડરીને જે કાંઇ થવાનું હતું તે થયુ એમ મન વાળી તેનો અપરાધ ક્ષમા કરી શશિકળાનો વિવાહ તેનાથી કરી ઘણાં ગામ, ઘોડા વગેરે સમૃદ્ધિ આપી. પરંતુ બિલ્હણના સમયમાં ગુજરાતમાં વૈરિસિંહ[1] રાજાજ નહતો (બિલ્હણ તો કર્ણના સમયમાં ગુજરાતમાં ગયો હતો) તેથી ઉપલી બધી વાત કલ્પિત લાગે છે અને બિલ્હણના વૃત્તાંતમાં પરિચય વગરના કોઇ કવિની રચના છે.

એ ૫૦ શ્લોકનુ ખંડ કાવ્ય ચૌરપચાશિકા અથવા સુરત પંચાશિકાના નામથી પણ પ્રખ્યાત છે. એના બધા શ્લોક દ્વયર્થ છે. એનો આશય જેવો રાજકન્યા સાથે ઘટે છે તેવો દુર્ગાની સાથે પણ ઘટે છે. હસ્ત લિખિત પુસ્તકોમાં ક્યાંઇ તેના કર્તા તરીકે બિલ્હણ મળે છે તો ક્યાંઈ ચૌર કવિ અને ક્યાંહી સુંદર કવિ મળે છે.

બિલ્હણનાં રચેલાં પુસ્તકમાં હજી બીજાં પણ ઉમેરાય છે. કેમકે

---

૧. વૈરિસિંહ–ચાવડાવંશનો રાજા હતો અને તેણે ઈ. સ. ૮૩૮ થી ૮૪૯ સુધી ગુજરાતમાં રાજ્ય કર્યું હતું એટલે બિલ્હણ ગુજરાતમાં આવ્યો ત્યારે વૈરિસિંહને મરી ગયે ૨૦૦ થી વધુ વર્ષ થઈ ગયાં હતાં.

શાર્ઙ્ગધર પદ્ધતિ અને સૂક્તિ મુક્તાવળી આદિ સુભાષિત ગ્રંથોમાં એના કરેલા એવા શ્લોકો છે કે જે ઉપર લખ્યા એકે ગ્રંથમાં નથી.

દાક્તર બ્યુલર કહે છે કે જ્યાં સુધી વિક્રમાંકદેવચરિત હાથ ન્હોતું લાગ્યું ત્યાં સુધી બિલ્હણને પંચાશિકાના કર્તા તરીકે ઓળખવામાં આવતો હતો.

પંડિત વામનાચાર્ય ઝાલકિકર કહે છે કે કર્ણાટકમાં પંચાશિકાનું હસ્ત લિખિત પુસ્તક છે. તેમાં રાજાનું તથા તેની દીકરીનાં નામ જુદાંજ છે. રાજાનું નામ ' મદનાભિરામ ' અને તેની દીકરીનું નામ યામિનીપૂર્ણતિલકા હતું અને તે બંને પંચાળ દેશની રાજધાની લક્ષ્મીમંદિરમાં રહેતાં હતાં.

**બિલ્હણનું વંશ વૃક્ષ.**




આ કાવ્યનું ભાષાંતર કરવાનુ કામ મને ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી ફરમાવેલું હતું. તે સમશ્લોકી, વૃત્તાંતર અથવા ગદ્યમય એમ યથા રૂચિ કરવાનું ફરમાવ્યુ હતું. પ્રથમના બે સર્ગ તો મેં સમશ્લોકી કર્યા પણ તેમ કરતાં વખત બહુ જતો હતો ( તેનું કારણ આગળ આવશે. ) તેથી છેલું ફરમાન સ્વીકારી ત્રીજા સર્ગથી ગદ્યમાં કરવું શરૂ કર્યું. તેમ થતાં પણ વાર બહુ લાગી ( ૩ વર્ષ ) તે મ્હારે દીલગીરી સાથે કબુલ કરવું પડે છે ( તેનું કારણ પણ આગળ આવે છે. ) પાછળથી સોસાઇટીના ફરમાવ્યા મુજબ પહેલા બે સર્ગ ગદ્યમાંજ કરી બધું ગદ્યમયજ કર્યું કારણ અમુક ભાગ પદ્યમાં અને અમુક ભાગ ગદ્યમાં એ ઠીક ન દેખાય.

પ્રથમ તો પુસ્તક મેળવવા બહુ શ્રમ કરવો પડયો. શ્રીમાન્ બ્યુલરે બોંબે સંસ્કૃત સીરીઝમાં એ પુસ્તક છપાવ્યું છે છતાં તેની એકે પ્રતિ મ્હારે હાથ ન લાગી છેવટે મહારા મિત્ર પંડિત જ્યેષ્ટારામ મુકુંદજીએ પોતાનું ખાનગી પુસ્તક આપ્યું જેથી હું આ કામપાર ઉતારી શકયો. એ-ટલે એ ખાતે હું તેનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. પુસ્તકની એકજ પ્રત તે પણ અશુદ્ધ, જો કે ડા. બ્યુલરે તેનું શુદ્ધિપત્રક મુકયું છે, તો પણ તેમાં પણ હજી ભૂલો રહી ગઇ છે, જે તે નોટમાં તે તે સ્થળે દર્શાવી છે, ટીકા ન મળે, મોટું ( ૧૮ સર્ગનું ) કાવ્ય, સર્ગ પણ મ્હોટા મ્હોટા, કવિતા કઠણ, તેમાં મ્હારી તબીયતની નબળાઈ એ બધાં કારણ લમાણ થવા પુરતાં છે તોપણ અતિ લંબાણ થવા માટે હું સોસાઇટીની ક્ષમા ચાહું છુ.

આ કામમાં અત્રેના સુપ્રસિદ્ધ શાસ્ત્રીજી હાથીભાઇ હરિશંકરની મને કીમતી મદદ મળી છે જેથી તેમનો ઉપકાર પણ હુ ભુલી શકુ નહિ એવો થયો છે. તે સાથે વખતો વખત શબ્દચિંતામણી કોશ, વાચસ્પત્ય બૃહદભિ-ધાન કોશ, મરાઠી ઐતિહાસિક કોશ, નર્મકથા કોશ, આપટેનો કોશ, જ-ગડુચરિત્ર, ઐતિહાસિક ગ્રંથમાળા, ઇતિહાસ તિમિરનાશક, ભૂગોળ હસ્તામલક, આદિ ગ્રંથોનો ઉપયોગ કર્યો છે તેથી તેના કર્તાઓનો પણ ઉપકાર માનુ છું અને છેવટે આ કામ સોંપનાર ગુજરાત વર્નાકયુલર સોસાઇટીનો અને તે દ્વારા તેના આસીસ્ટંટ સેક્રેટરી સાહેબનો પણ હુ ઉપકાર માનું છુ.

તા ૧૧-૩-૧૯૦૯
રાજકોટ.

આચાર્ય વલ્લભજી હરિદત્ત.



# અનુક્રમણિકા.

---

## ૧ લા સર્ગમાં.

શ્લોક ૧૦ નુ મંગળાચરણ કરીને તે પછી કવિ વૈદર્ભી રીતિથી કાવ્ય કરવાની સુચના કરે છે. અને તે પછી કવિ અને કવિતા વિષે કેટલુક વિવેચન કરી શ્લોક ૩૯ થી બ્રહ્માજીની સાથે ઇંદ્રની વાતચીતથી ચુલુક્ય વંશની ઉત્પત્તિની કથાની શરૂઆત કરે છે.

ચુલુક્ય વંશીઓએ અયોધ્યામાં નિવાસ કર્યો, તેનો હારીત થયો, તેનો માનવ્ય અને તેના વંશમાં તૈલપ થયો. તે પછી સત્યાશ્રય થયો, તે પછી જયસિંહદેવ થયો તેનો ત્રૈલોક્ય બીજા નામવાળો આહવમલ્લ થયો. શ્લોક ૧ થી ૧૧૮ સુધી.

## ૨ જા સર્ગમાં.

આહવમલ્લે કલ્યાણપુર વસાવ્યુ, તે પુરનુ વર્ણન, રાજાને અપુત્રત્વની ચિંતા, તે પોતાની સ્ત્રી પાસે જણાવવુ, સ્ત્રી સહિત તેનું તપ કરવા નીકળવું, તેને શિવજીનુ પ્રસન્ન થવુ. અને ૩ પુત્રનુ વરદાન, તેમાં ૨ પુત્રની પ્રાપ્તિ શ્લોક ૧ થા ૯૧ સુધી

પુર પ્રત્યે પાછા ફરવુ કેટલેક દિવસે સોમશ્વરની દુષ્ટ બુદ્ધિનુ થવુ અને તેથી વિક્રમાકદેવનું રાજ્ય છોડી બીજે જઇને વસવુ શ્લોક ૧ થી ૧૧૯ સુધી

## ૫ મા સર્ગમાં.

વિક્રમાદિત્યનુ પાછુ દિગ્વિજય સારૂ નીકળવુ તેમા નાનેરા ભાઇને પોતાની સાથે બોલાવી લેવુ સોમેશ્વરે તેની પછવાડે લશ્કરનુ મોકલવુ તેને હરાવી પાછુ વાળવુ, મલય દેશ તરફ જાવુ, દ્રવિડ રાજાના દૂતનુ આવવુ. તેણે દ્રવિડ રાજા પોતાની પુત્રી આપવા ઇચ્છે છે એ વાતનું કહેવુ, તે રાજાએ સ્વીકારવુ, તે બનેનું મળવુ અને તેને પોતાની કન્યાનુ આપવુ. શ્લોક ૧ થી ૮૯ સુધી

## ૬ ઠ્ઠા સર્ગમાં.

દ્રવિડરાજાનુ પાછુ ફરવુ, તેના મરણના ખબરનુ વિક્રમાકદેવના જાણવામા આવવુ, તેથી તેનુ તે રાજ્ય જવુ, અને દ્રવિડ રાજપુત્રને ગાદીએ બેસાડવુ, ત્યા કેટલાક દિવસ રહી ગાગકુડપુર જોવુ, એક માસ ત્યા રહેવુ, પાછુ તુગભદ્રા તરફ આવવુ કેટલેક દિવસે દ્રવિડ રાજપુત્ર ઉપર વેગિનાથનું ચઢી આવવુ અને તે વેગીનાથ સાથે પોતાના મ્હોટા ભાઈ સોમદેવનું મળી જવુ એ સાભળી વિક્રમાકદેવને ખેદ થવો તેને સ્વપ્નમાં શિવજીનો ઉપદેશ, તેથી મ્હોટેરાભાઇને અને રાજીગને ફોજ ઉપર ચઢવુ તેમા રાજીગનુ ભાગી જવુ અને સોમદેવનુ કેદ પકડાવુ અને પોતે ગાદીએ બેસવુ અને પોતાના નાના ભાઇને (વનવાસી) રાજ્યનુ સોપવુ શ્લોક ૧ થી ૯૯ સુધી

## ૭ મા સર્ગમાં.

વિક્રમાકદેવનુ દિગ્વિજય કરતા કલ્યાણમા પાછા ફરવુ અને તે પ્રસગે વસતઋતુનું વર્ણન શ્લોક ૧ થી ૭૭ સુધી

## ૮ મા સર્ગમાં.

કર્ણાટકના રાજા કર્હાટની પુત્રી ચદ્રલેખાના સ્વયવરની વાત સાભળવી ને પ્રસગે તેના શરીરનું વર્ણન શ્લોક ૧ થી ૮૮ સુધી

## ૯ મા સર્ગમાં.

વિક્રમાંકદેવના દૂતનું ત્યાં જઈ આવવું અને તેનું મન તમારા તરફ છે એમ દૂતનું રાજાને કહેવું અને રાજાને પણ સ્વપ્નમાં શિવજીએ ત્યાં જવાનું કહેલું, તેનું જવું, સ્વયંવર મંડપમાં કન્યાનું આવવું, અન્ય રાજાઓના અનાદરનું વર્ણન અને વિક્રમાંકદેવના ગળામાં વરમાળાનું આરોપણું. શ્લોક ૨ થી ૧૫૧ સુધી.

## ૧૦ મા સર્ગમાં.

વિક્રમાંકદેવનો ચંદ્રલેખાથી વિવાહ, ફરીથી વસંત વર્ણન તે પ્રસંગે ક્રીડાવન વિલાસ વર્ણન, તથા જળક્રીડા વર્ણન શ્લોક ૧ થી ૯૧ સુધી.

## ૧૧ મા સર્ગમાં.

સંધ્યા સમયનું વર્ણન, અંધકાર વર્ણન, ચંદ્રોદય વર્ણન, પાનગોષ્ટી વર્ણન, શયન વર્ણન, પ્રભાત વર્ણન વગેરે શ્લોક ૧ થી ૯૫ સુધી.

## ૧૨ મા સર્ગમાં.

ગ્રીષ્મ વર્ણન, પુરપ્રવેશ વર્ણન, વાપીવિહાર, અલંકારપરિધાનાદિ વર્ણન. શ્લોક ૧ થી ૭૮ સુધી.

## ૧૬ મા સર્ગમાં.

હેમન્તનું વર્ણન, વિક્રમાંકદેવનું સ્ત્રીઓ સહિત મૃગયા માટે નીકળવું, ગયા વર્ણન, ત્યાંથી પાછા ફરવું. શ્લોક ૧ થી ૫૩ સુધી.

## ૧૭ મા સર્ગમાં.

તેના રાજ્યમાં સુખોનું વર્ણન, તેને પુત્રો થવા, તેના દાનનું વર્ણન, તે વિષ્ણુનું મંદિર તથા તળાવ કરાવ્યાં, તેના પુરનું વર્ણન, ચોલ રાજાને વૈષ્ટ સાંભળીને કાંચી નગરી તરફ ચડવું. તે લડાઈનું વર્ણન, ત્યાં શત્રુઓની પડવા પડ્ય, ચોલનું ભાગવું, કાંચીપુરીમાં વિક્રમાંકદેવનું રહેવું, ને પોતાની નગરીમા પાછા ફરવું શ્લોક ૧ થી ૬૮ સુધી.

## ૧૮ મા સર્ગમાં.

કવિનુ પોતાનું વર્ણન, તેમાં કાશ્મીરમાં પ્રવરપુર છે, ત્યાં વિતસ્તા l છે ઇત્યાદિથી આગળી પુર વર્ણન. ત્યાં અનન્તદેવ રાજા હતો તેની સ્ત્રી ૮દાને કળશદેવ પુત્રનું થવુ, તેનો હર્ષદેવ, તેનો નાનો ભાઇ ઉત્કર્ષદેવ, ત્રીજો જયમલ પુત્ર થયો. એ પ્રવરપુરથી એક ગવ્યૂતિ જયવન છે, ત્યાં તક્ષકકુંડ છે. કટિ ખાનમુખ ગામ છે, ત્યા કૌશિકગોત્રી બ્રાહ્મણો છે. તેમા મુખ્ય ‌ત કળશ, તેનો રાજકળશ, તેનો જયેષ્ઠ કળશ, તેની સ્ત્રી નાગાદેવીને ‌દણ થયો. તેનો મ્હોટો ભાઈ ઇષ્ટિરામ અને નાનો ભાઈ આનંદ હતો બિલ્હણે કર્ણાટકના રાજાનુ આ કાવ્ય રચ્યુ. શ્લોક ૧ થી ૧૦૮ સુધી



ॐ नमः श्री सिद्धि बुद्धि सहिताय गणपतये.

# અથ શ્રી વિક્રમાંકદેવચરિત મહા કાવ્યનું ગુજરાતી ગદ્ય ભાષાંતર.

---

## સર્ગ ૧ લો.

તે વિષ્ણુની તરવાર ( નંદક નામની ) ભુજની કાંતિનો દંડ હોય શું એવી ઉંચી ચડતી તે તમારી રક્ષા કરો, કે જે ( અંદર પડતી ) પાંચજન્ય ( વિષ્ણુના ) શખની પ્રતિબિંબની રચના વડે ધારાજળનું ફીણ હોય એવી શોભા પ્રકટ કરે છે ૧.

લક્ષ્મીજીના નિવાસ સ્થાનરૂપ ક્ષીરસાગરના કમળમાં જે ભ્રમરની કાંતિ ધરે છે અને જેના દેહની કાંતિ નીલોત્પલ કમળના જેવી છે એવા ભગવાન મુકુંદ તમારી સમૃદ્ધિને માટે થાઓ. ૨.

જગતનું ઉત્પત્તિસ્થાન એવા વિષ્ણુની એ વક્ષઃસ્થળી ( ત્રણે ) જગત્ની રક્ષા કરો કે જે ( વક્ષસ્થળી ) લક્ષ્મીજીના અંગની રતાશવડે સૌભાગ્યરૂપી સુવર્ણની કસોટીની પાટલી સરખી જણાય છે. ૩.

તે ( પાર્વતીજી ) પ્રિય ( મહાદેવજી ) ના અર્ધ દેહમાં સ્થિતિ કરનારાં છે તેનું ઉચ્ચતર એક સ્તન તે બીજા સ્તનને જાણે વાત પુછવા તેના મુખાગ્ર તરફ જોતું હોય એવાં પાર્વતીજી તે તમારી રક્ષા કરો. ૪.

ઉલ્લાસે સહિત લક્ષ્મીનું પ્રતિબિંબ જેમાં પડ્યું છે એવો નંદક ( વિષ્ણુનું ખડ્ગ ) તેમાં ધાડો આનંદ આપો કે જે વિષ્ણુને યમુનાના પ્રવાહમાં લીલા કરતાં રાધાનું સ્મરણ નિત્ય કરાવે છે. ૫.

પડખામાં રહેલાં પાર્વતીજીના કોપથી પ્રગટ રીતે મુંઝાણા એવા શિવજીના હે માત તમને નમસ્કાર છે એવા સંધ્યાને કરાતા નમસ્કાર જય પામો. ૬.

બૃહસ્પતિની સ્પર્દ્ધાથી સાર પામવાને જાણે ગ્રહમંડળી (ઇન્દ્રની હોય) તેથી જે (સરસ્વતીજી) ની માળા (બેરખો) થઇ રહી હોય એવા સરસ્વતી તમને પ્રસન્ન રહો. ૭.

તમામ વિઘ્ન નિવારવામાં ડાહ્યા જાણે મન્ત્રાક્ષત હોય એવા દિશાઓના મુખમાં ગણપતિની સુંઢના પાણીના છાંટા નાંખવાની લીલા તમને પ્રીતિકર થાઓ. ૮.

શ્રવણરૂપી અમૃતની વાદળાં વગરની વૃષ્ટિ અને સરસ્વતીના [1]વિભ્રમની જન્મભૂમિ એવી [2]વૈદર્ભી રીતિ તે પુણ્યવાન પુરૂષોના પદોના સૌભાગ્યના લાભની જામીન[3] રૂપી થતી ઉદય પામે છે. ૯

તે (કવિઓ) જય પામો કે જેનાં પંચમ નાદનાં જેવાં વિચિત્ર પ્રકારની રચનાથી ભૂષિત થયેલા મુખોમા વીણા વગાડતી જાણે સરસ્વતી નિત્ય વાસ કરતી હોય એવી શોભે છે ૧૦.

હે કવીંદ્રો સાહિત્યના દરિયાના મથનમાંથી નીકળેલું કાવ્યનું અમૃત સાચવી રાખો કેમકે તેને લુંટી લેવાને કાવ્યાર્થ ચોર એવા દૈત્યો પણ થઈ પડયા છે. ૧૧.

અથવા સર્વે યથેચ્છ ગ્રહણ કરો તેમાં કવીશ્વરને કાંઈ ખોટ જવાની નથી; કેમકે ઘણા રત્નો દેવતાઓએ ગ્રહી લીધા છે તોપણ સમુદ્ર તો રત્નાકરજ છે. ૧૨.

---

૧ સ્ત્રીઓની શૃંગારાત્મ એક ચેષ્ટા=લટકો.

૨ કાવ્ય રચનાનો એક પ્રકાર છે જેમકે माधुर्य व्यञ्जकैर्वर्णै रचना ललितात्मिका ।। अवृत्तिरल्पवृत्तिर्वा वैदर्भी रीति रुच्यते ॥ (શ. ચિ.) અથવા असमस्तैक समस्ता युक्ता दशभिर्गुणैश्च वैदर्भी ॥ वर्गद्वितीय बहुलास्वल्पप्राणाक्षरा च सुविधेया ॥ એક સમાસ અથવા અલ્પ સમાસ વાળી સ્વલ્પ (લઘુ) પ્રાણ પ્રયત્નવાળા અક્ષરો (વર્ગના ૧ લા ૩ જા અને ૫ મા અક્ષર અને य र ल व એ અક્ષરો) જેમાં વિશેષ હોય એવી અને ૧૦ ગુણ જે માનેલા ઐશ્વર્યાદિ વાળી

૩ ખોળાધર. તે એટલા માટે કે વૈદર્ભી રીતિમાં પદબંધ સારાંજ આવે.

વૈદર્ભીની લીલાના ભંડાર એવા વિદ્વાનોના હજારો નિબંધ છે તથાપિ વૈચિત્ર્યના રહસ્યમાં લોભી એવા ચિત્તવાળા ( વિદ્વાનો=સહૃદય ) ( આમાં ) શ્રદ્ધા કરશે. ૧૩.

સાહિત્ય વિદ્યાના શ્રમ વગરના ( પ્રબંધો ) માં કવિઓના ગુણ કુંઠિત થઈ જાય છે. કૃષ્ણા ગુરૂ ધૂપનો વાસ અનાર્દ્ર એવા સ્ત્રીઓના વાળમાં શું અસર કરે. ૧૪

પદોની પ્રૌઢિની મ્હોટાઈ વડે પુરાણી રીતિનો અતિક્રમ (વિપરીતતા) અતિ વખણાય છે. અતિ ઉંચાઇને લીધે કંચુકી ફાડી નાંખનારાં સ્ત્રીઓનાં કુચમંડળ કવિઓને વંદ્ય છે. ૧૫.

ભલે [1]વ્યુત્પત્તિ વિદ્વાનોને છોડી દે તથાપિ તે જડ પુરૂષોને રંજન કરે નહીં, કેમકે ( જેમ ) મોતીમાં છિદ્ર પાડનારી શળી ટાંકણાનું કામ સારે નહીં. ૧૬.

જે પુરૂષો કવિની કથાનો રસ ગ્રહણ કરે છે તે બીજી કથાઓમાં રાજી થાય નહીં કેમકે મોથ ચરવામાં રસિક એવા કસ્તુરીઆ મૃગ તે તૃણ ચરે નહીં. ૧૭.

જેને જડમાં પ્રતિભાનું અભિમાન થયુ છે એવા ખળ, બિચારા કવીંદ્રોની ઉક્તિમાં કોણ માત્ર ( કેમકે ) અગ્નિ ઓલવવામાં ગર્વ ધારણ કરનારૂં જળ તે રત્નના પ્રકાશને શું કરી શકે. ૧૮.

ઉલ્લેખની લીલા કરવામાં ડાહ્યા એવા વિદ્વાનો ઝવેરી જેવા છે તેની વિચારરૂપ શરાણની પાટલીમાં સારી સૂક્તિ ( સારી વાણી ) રૂપી રત્નો તે નિધિરૂપ થાઓ. ૧૯.

એમાં દુર્જનનો કાંઈ પણ દોષ નથી તેનો સ્વભાવજ ગુણને ન સહન કરી શકે એવો છે. ચંદ્રખંડ જેવી ધોળી શેરડીની સાકર પણ કેટલાકોને ગમેજ નહીં. ૨૦.

કવિનાના વિલાસ નક્કી કુંકુમ અને કેસરના સહોદર ( સગા ભાઈ ) છે કેમકે તેનો ઉદ્ભવ શારદાદેશ ( કાસ્મીર અને સરસ્વતીના હુકમ ) વિના મ્હેં બીજે ક્યાંઈ દીઠો નથી. ૨૧,

---

[1] શબ્દનો અર્થ જણાવવાની શક્તિ.

જેઓ ૧રસ અને ૨ધ્વનિના માર્ગમા ફરે છ અને ૩વક્રોક્તિના રહસ્યની છાપ જેમા પડે છે એવા છે તે અમરા પ્રબંધને ધારો, બાકીના તો શુક (શુકદેવજી અને પોપટ=પુરાણ અને વ્યર્થ આલાપ) ના વાક્યોનો પાઠ કરો ૨૨

મહાકવિઓનું અનન્ય સાધારણ ગુણપણુ છે તે અનર્થ કરનારૂં છે (કેમકે) સભામા સુલભ એવા અલ્પબુદ્ધિવાળા પુરૂષો એઓનું થોડુ બોલવુ પણ ખમી શકે નહીં ૨૩

અનાદિક લેખ સમર્પણ કરીને ડાહ્યા પુરૂષોની ચિત્તરૂપી કસોટીની પાટલીમા પરીક્ષા પામેલુ આ કાવ્યરૂપી સુવર્ણ લોકોના કર્ણભરણપણાને પામો ૨૪

સારા ચરિત્રના વિલાસથી શૂન્ય એવા રાજાઓ કવિનો સંગ્રહ કરીને શુ કરે શુ કરી ચણોઠીના ઘરેણાવાળા વનચરોને સોનીનો ખપ પડે ? ૨૫

જે રાજાની પાસે કવીશ્વરો નથી તેનો યશ ક્યાથી હોય ? પૃથ્વીમા કેટલા રાજા નથી થયા કે જેના નામ પણ કોઈ જાણતુ નથી. ૨૬

જે રાવણનો યશ સદુચિત રહ્યો છે અને જે રઘુરાજ પુત્ર (રામ) કીર્તિનું પાત્ર બન્યા છે એ સર્વ આદિ કવિ (વાલ્મીકિ) નો પ્રભાવ છે, તે માટે રાજાઓએ કવિઓ ઉપર કોપ ન કરવો ૨૭

મ્હારી વાણીની પ્રવૃત્તિ (જો કે) નીરસ છે તોપણ રાજાના ચરિત્રો વડે માન્ય થશે કોણ ગગાની સુકી માટીને પણ માથે નથી ધારતુ ? ૨૮

૧ શૃગારાદિ રસ ૨ ધ્વનિ કાવ્ય ૩ એક અર્થાલકાર છે જેમકે કુવલયાનદમા= मुच मार्त दिन प्राप्त આમાં मार्त मुंच दिन प्राप्त એવી ઉક્તિ છે તેને વક્રોક્તિમા ફેરવીને नदिन प्राप्त मा मुंच એવો ભાવ લઇને नेह मैंदी हरोतिके એવો આડો જવાબ એટલે અહીં નદી નથી તે તો હરની પાસે છે, અથવા ગુજરાતીમા "રોલા આવે રાજ હવે સુવા દો તો ભલુ" એ અર્થ સોરઠનો જવાબ દીધો કે રોલા ન સમય આજ સુવા ગાંધી ગૃહે

કાનને અમૃતરૂપ લાગે એવો સૂક્તિરસ મુકીને ખળ પુરૂષોનો મ્હોટો પ્રયત્ન દોષમાં થાય છે. ઊંટ ક્રીડાના બગીચામાં પેશીને કાંટાના જાળાને ગોતે છે. ૨૯.

આ ચાલુક્ય રાજાઓના વંશમાં ઉત્પન્ન થએલા ગુણરૂપી મોતીની, અને મ્હારી વાણી રૂપી સૂત્રમાં ગ્રથી એવી એકાવલી (હાર) તમોને કંઠનું વિભૂષણ હો. ૩૦.

સાતે લોકમાં પ્રખ્યાત એવા અને સરસ્વતીના વિભ્રમ (લટકા) નું પાત્ર એવા .બ્રહ્મા છે. જેના ચાર મુખનાં ચાર કાવ્ય ચાર શ્રુતિઓ પ્રસિદ્ધ છે. ૩૧.

હું શકા કરૂં છઉં કે આસનપણાને પામેલા એક કમળની અતિશય સેવાથી આરાધ્યા એવા જેણે કમળના આખા કુટુબને લક્ષ્મીનુ સ્થાન કરી દીધુ ૩૨.

કોઇ કાળે એ બ્રહ્મા બ્રહ્મર્ષિઓ સાથે બ્રહ્મમયી કથા ગગા કાઠે કરતા હતા (ત્યારે) સવારની સધ્યાનો સમય થયો (તે વખતે) ૩૩.

ચક્રવાક, કમળ નાળનુ સૂત્ર પોતાની પ્રિયાની ચાંચમા હતુ તેને અન્યોન્યને વિયોગ પાડનારની ભ્રાતિથી જેમ તેમ તેની ચાંચમાથી ખેંચે છે. ૩૪.

દાન દેવાને તત્પર થયેલી સિદ્ધ સ્ત્રીઓના કુકુમે કમલિનીના પ્રિય (સૂર્ય) નુ બિંબ બિંબફળ (ધોલા) ની ઉપમા ધારણ કરે છે. ૩૫

રાત્રિના વૃદ્ધપણાથી મસ્તકરૂપ ચદ્ર નમી ગયેલો જોઇ તે એ કૈરવા-રથી સરોજીનીનું હાસ્ય સહિત કમળ રૂપી મુખ થયુ શુ ૩૬.

સહુને જીતનાગ અન્ય પુરૂષનુ વિધાતાના ચુતુકમાથી ઉત્પન્ન થતુ સાંભળીને કમલિની રૂપી સ્ત્રીનો પતિ પૂર્વ ગિરિરૂપી કિલ્લા ઉપર ચઢી બેઠો શું? ૩૭.

જે (ચદ્રિકા) ચક્રવાક નામના (પક્ષિના) શરીરમા પરસ્પર ન દેખવારૂપ લેપપણુ પામી છે તેજ ચદ્રિકા ચદ્રના ગારા રૂપ પામેલી થકી ગદમા રૂપ નાગણના ચક્ર ઉપર લુડી ગઈ ૩૮.

સખ્યાની સમાધિમા ભગવાન (બ્રહ્મા) હતા તે વખતે ઈંદ્રે હાથ જોડી નમસ્કાર કરીને મસ્તકના મુગટમાં રહેલા પારિજાતના પુષ્પમાં રહેલા ભ્રમરોના નાદવડે ખેવડાણાં એવાં વચનો વડે વિનતિ કરી. ૩૯.

જે ઐરાવત હાથીના મદના જળના સગવડે મળેલા ભ્રમરોની માળા તે સામ્રાજ્ય લક્ષ્મીના જય તોરણ સરખા બે દાંત ઉપર જાણે વદન કરવાની માળા કેમ ધારણ કરી હોય એવી (શોભે) છે. ૪૦.

જે મ્હારૂં છત્ર છે તે મ્હારા હજાર નેત્રરૂપી કમળમા લોલ એવા ભ્રમરના ટોળા સરખું કાળું હોઈને રાજ્ય લક્ષ્મીના મુખ ઉપર કસ્તુરીના ચાંડલાની શોભા ધારણ કરે છે ૪૧.

જે નદન વનમાં કલ્પવૃક્ષની છાયામાં રતિ શ્રમથી વિશ્રાંતિ લેવા સારૂ (બેઠેલી) દેવતાની સ્ત્રીઓ મ્હારા શોર્ય રસે વૃદ્ધિ પામેલા યશોગાય છે, ૪૨.

અથવા બહુ કહેવાથી શું? આજે ઈંદ્ર અકુશ વગરના મહિમાનુ પાત્ર થયો છે તે બધાએ સ્વામી આપની પાદ સેવાની રજ માથે ચ્હડાવી છે તેનો પ્રભાવ છે ૪૩

હે નાથ! પૃથ્વીમા હાલમા એવુ અનિષ્ટ (થાય છે એમ) જાણુસે હુંને નિવેદન કરેલ છે કે જે હું માનુ છઉં કે દેવતાઓનો યજ્ઞ વિભાગનો ભોગ સ્મરણ માત્રમા રહેશે. ૪૪

(માટે) તમારે ધર્મ દ્વેષીઓને નિવારવા માટે કોઇક અવાર્ય વીર્ય ઉત્પન્ન કરવો ઘટે છે કે સૂર્યના કિરણના ફેલાવાની પેઠે જેના વશથી દિશાઓ સ્વસ્થ કરાય ૪૫

એવી રીતે ઈંદ્રે બોલાતુ વચન બ્રહ્માએ સાભળીને સખ્યાના જપથી પૂર્ણ એવા ખોબામા ધ્યાનવાળા પોતાના નેત્રો મુક્યા ૪૬

તેવામા કાંડાના પૃષ્ટ ભાગ ઉપર શોભી રહ્યા એવા ઈંદ્ર નીલમણિના કંકણની શોભાથી જાણે જેણે ધર્મ પ્રતિબંધકોને બાંધવા સારૂ બેગા ઉત્પન્ન થયેના નાગપાશ બાંધ્યા હોય? ૪૭

ઉચી તર્જની કરેના હાથ વડે લક્ષપૂર્વક જાણે જેણે રહ્યો હોય

તે જાણે દિક્પાલ વર્ગના નીરર્ગલ એવાં આચરણોને ક્રોધ થકી નિષેધ કરતો હોય ? ૪૮.

પૃથ્વીને પોતાના વંશજોને વિશેષ ભોગવાય એવી કરવાને જાણે બાજુબંધમાં પ્રતિબિંબરૂપે પડતા વિમાનની રચનાવડે ભુજાવડે કરીને પર્વતને ઉપાડતો હોય એમ જોઈ રહેલોજ– ૪૯

અત્યંત ગર્વ સહિત મદહાસ્યવાળુ અને દાંતવાળું અને અધરરૂપી પલ્લવ જેમાં શોભી રહ્યા છે તેથી જાણે દુધના જેવા ઉજળા એવા શત્રુના યશને તરત પીને ઉત્પન્ન થયો હોય ? ૫૦.

અસ્ત્રોએ અભેદ્ય એવું સુવર્ણનું બનેલુ સ્વભાવ સિદ્ધ કવચ ધારણ કરતો એવો અને જયશ્રીના સુવર્ણના આસન સરખા ઉન્નત એવા ખભા ધારણ કરતો– ૫૧.

હાલમાં હવે દાનવેન્દ્રોએ (દાનવના રાજાઓએ) સ્વર્ગની સ્ત્રીને ગ્રહણ કરવાને અજલી ( તિલાંજલી ) આપી ( અળસાવ્યુ ) એવા હર્ષથી દેવતાઓની સ્ત્રીઓનાં નેત્રકમળની પક્તિથી પૂજાતો– ૫૨.

તેને બ્રહ્માએ પોતે ઘણીવાર સુધી ઉત્સુક થઇને ઇચ્છાથી અધિક જોતા પદાર્થોની સિદ્ધિવડે આશ્ચર્ય સહિત હસતા મુખે જોયો. ૫૩.

પૌરૂષ રૂપી સુવર્ણની કસોટી સરખી ( અને ) યશરૂપી ધોળા કમળના ગારા સરખી હાથમાં રહેલી તરવાર ઉપર અતિ પ્રહૃષ્ટ ( આનદમય, સતુષ્ટ. ) દૃષ્ટિ કરી રહેલો એવો– ૫૪

જાણે હેમાચળની શિલાથી ઘડેલો તેથી ઉદાર એના સુવર્ણના સરખા દેખાવવાળો એવો સુભટ જે ત્રૈલોક્યની રક્ષા કરવામા પ્રવીણ એવો વિધાતાના ચુલુક ( અજળી ) માથી ઉત્પન્ન થયો ૫૫.

"ધૈર્યવાન થા" એમ કહીને હર્ષના આસુથી ભરાઈ ગયેલા હજાર નેત્રવાળા ઈંદ્રને મોકલીને તે ( વીરે ) બ્રહ્માની આજ્ઞાથી દેવતાઓના વિરો-

જેમા શત્રુવીરની અદ્‌ભુત એવી કીર્તિને હરણ કરનારો હારીત નામે આદિ પુરૂષ થયો અને (ત્યાર પછી) જેણે શત્રુઓના માનનો વ્યય કર્યો એવો માનવ્ય નામનો માની પુરૂષ થયો ૫૮

જેમા થયેલા રાજાઓનો પ્રતાપ, વિનાસનાળા વાળરૂપી પાંદડાં જેમા મળી ગયા છે અને ખરી ગયેલા પાદડાંની પક્તિ જેમાં ધરેણા છે એવાં વૈરિ સ્રીનાં મુખ દહી બતાવે છે ૫૯

જેમાં જગતના ઉગ્ર એવા કાટાઓ ખોદી નાખ્યા છે, એવા ઉત્પન્ન થયેલા રાજાઓની કીર્તિ જાણે ક્રીડા ગૃહના આગણામાં રમતી હોય તેમ ત્રણે જગત્માં ભમે છે ૬૦

(તેવીજ રીતે) હિમાચળની તળાટીમાં લોટતાં જેના ઘોડાઓ ટહાડથી ખેદ પામ્યા ૬૭.

થી 'તૈલપ' નામે પ્રતાપી રાજા ક્રમે કરીને તે વશમાં વિશેષ થયો જેણે ક્ષણ માત્રમાં શત્રુની લડાઈમાં લોહીનો ગારો જેમાં શેષ રહ્યો એવો વીરરસ કર્યો. ૬૮.

પૃથ્વીના કાંટારૂપ રાઠોડવંશને સમૂળ નિર્મૂળ કરવામાં કુશળ એવા જે ચાલુકયના ચંદ્ર જેવા રાજા પાસે રાજ્ય લક્ષ્મી સુખે કરીને આવી. ૬૯.

શૌર્યની ઉનાશથી ભિના થયેલા હાથનું (મા રહેલું) અને લડાઇમાં શત્રુઓના કાળ જેવું જેનું ખડ્ગ, ઇંદ્રે પ્રેરેલી પુષ્પની વૃષ્ટિના પરાગના સગથી મજબુત થયુ ૭૦.

જેના યશ આંજણ જેવા કાળા ખડ્ગની પાટલીથી થયેલા છે (છતાં) હું જાણું છઉં કે શત્રુઓની સ્ત્રીઓના અરૂ જેવા ધોળા ગડસ્થળમાં લોટવાથી ધોળાશને પામ્યા છે ૭૧.

સ્ફુરણાયમાન થતા યશરૂપી હસના વિલાસનુ પાત્ર એક તરવારરૂપી ઉંચી શોભાવાળુ નીલ કમલ જેણે વીર લક્ષ્મિના મુગટ માટે જાણે [1]સંગ્રામરૂપી લીલાના તળાવમાથી ખેંચી લીધુ ૭૨.

જેણે યુદ્ધમા સૈન્યને સાક્ષી માત્ર રાખી દાસી કરેલી શત્રુની લક્ષ્મીને ગમ્મત પડવા જામાન તરીકે શત્રુ રાજાની કીર્તિને બોલાવી ૭૩.

એ પછી ચાલુકય વશની નિર્મળ મોતીની શોભા સરખો 'સત્યાશ્રય' નામનો રાજા થયો જેના ખડ્ગે ભ્રુકુટીના ક્રોધે જેમ તેમ શત્રુઓના કપાળોને પણ ચુરા કરી નાખ્યા. ૭૪.

જેના બાણો લડાઈરૂપી રાત્રીઓમા શત્રુરાજાઓના મસ્તકના મણી પરોવ્યાં છે તે જાણે ખડ્ગરૂપી અધારામા દીવા લીધા હોય એમ શત્રુના સમૂહને મારે છે. ૭૫.

રણાંગણમા જેનો પાત વ્યર્થ નથી થાતો એવા અસ્ત્રોને, લીલામા ખેંચ્યાં છે ધનુષ્યનો ગુણ જેનો એવો ચાપ દઢ જેની કોટિ (અગ્ર ભાગ)

---

૧ મૂળમાં **સંયામ** છે ત્યા **સંગ્રામ** જોઇએ.

નમતા નથી તેને લીધે જાણે ચુંબન કરતો હોય શું એવો શોભે છે. ૭૬.

અતિ સાહસવાળાં જેનાં બાણુ પરશુરામના બાણુનો ગર્વ ખમી શક્યાં નહીં કેમકે પરશુરામનાં બાણુ ક્રૌંચ પર્વતમાં છિદ્ર પાડવામાંજ ડાહ્યાં છે. અને આનાં બાણુ તો હજારો ભૂભૃત (પર્વત અને રાજાઓ) ના અંગમાં છેદ પાડનારાં છે. ૭૭.

ગર્વિષ્ટ શત્રુના દેહમાં, સંગ્રામમાં ચોળાવવાથી સૂત્ર બાકી રહ્યું એવો હાર થઈ જવાથી જેને યજ્ઞોપવીતની ભ્રાંતિથી મારવામાં થોડી વાર વિઘ્ન નડ્યું ૭૮.

તે પછી ચાલુક્ય સિંહાસનનું ધરેણાપણું શ્રી જયસિંહદેવ પામ્યો જેના હાથીના યુદ્ધમાં મોતીની પેઠે મોટા યશો શોભવા લાગ્યા. ૭૯

જેના પ્રતાપે પીડાતી શત્રુરાજાઓની મહારાણીઓ ચંદનના ગારાવાળા પ્રિયના ખોળામા લોટવાનું સ્મરણ કરે છે. ૮૦.

જેનો પ્રતાપરૂપી સૂર્ય સવારમાં જેમ, તેમ સંગ્રામમાં અતિશ્ય ધારી રહ્યો છે ત્યારે સૂર્યકાંત મણિ જેવા કયા રાજાને તાપ પ્રગટ નથી થયો. ૮૧

જેની ચડાઇમા સેનાના ભારથી આખી પૃથ્વી દોલાયમાન થઇ છે, તેથી આળા વ્રણવાળા પૃષ્ટ ઉપર પીડ લગાવ્યાથી કૂર્મપતિને અકર્મઠ[1] કરી નાંખ્યો ૮૨.

જેના શત્રુ રાજાઓ, મુગટમાના માણેકના કિરણોની લેહેરથી ઢંકાઇ ગયા છે તેથી ચિતાનો અગ્નિ હશે એવો ભય રાખી લડાઈમાં શીયાલડીઓ તેને એકાએક ગ્રહણ કરતી નથી. ૮૩

જે ચડાઇમાં દિગ્પાળોની પુરીને લુંટીને કેરળ હાથીઓને ન લઇ શક્યો કેમકે તેઓ તો સપ્તચ્છદ[2] (સાત વણુ) ના જેવી ગંધવાળા જયના હાથીની ગંધથી ભાગી ગયા છે. ૮૪.

---

૧ અકર્મઠ=કર્મકાંડ રહિત આર્દ્રવણવાળા પૃષ્ટ ઉપર પીડ માંડવુ પડ્યુ તેથી તેની કર્મઠતામાં ખલેલ પડી, કેમકે પીડ નીચે હોય ઉપર હોય નહીં.

૨ આ નામની એક ઔષધિ થાય છે જેની ગંધ બહુ ઉગ્ર હોય છે (કહે છે કે તે કવીનાઈનનો ગુણ ધરાવે છે)

અપાર વીરના વ્રતનો પાર પામેલા જેને શત્રુઓ નિરંતર સામા થતાજ નથી ત્યારે જે રણમાં ધનુષ ચડાવી રાખેલો એવોજ રહે છે તેની સામે યશ આવીને ઉભો છે. ૮૫

જેણે લડાઇના ઉત્સવમાં ગર્વ મુકીને દેવતાઓના પુરને યશના છોગા-વાળુ કરતાં ઇંદ્રે પોતાના હાથે પારિજાતની માળા પ્હેરાવી તે ધારણ કરે છે. ૮૬.

તેનાથી 'આહુવમલ્લ' નામનો જેનું ત્રૈલોક્યમલ્લ એવું બીજું નામ છે તે થયો જેનું મડલાગ્ર (તરવારના મડળનો આગલો ભાગ) ધારાના જળ-માંથી નિકળેલી જળમાનુષી હોય શું એમ લક્ષ્મી છોડતી નથી. ૮૭.

જેને આખ્યાયિકાઓની સીમમાં, અદ્‌ભુત કથાઓમાં, સર્ગબંધમાં, અને દશ [1]રૂપકમાં, પવિત્ર ચારિત્રને લીધે બીજો રામ છે એમ કવીંદ્રોએ પ્રતિપાદિત કર્યો છે. ૮૮.

કુવાની પેઠે રાજાઓને પગ ખાલી કરી નાખીને પરથની પેઠે જેણે પોતાની વીરશ્રીવડે સુધારસનાં પાત્ર દિશાનાં મુખને કરી મુક્યાં. ૮૯.

રાજાઓમા તિલકરૂપ જે રાજાની તરવાર અતિ ઘણો શત્રુઓનો પ્રતાપ પી જઇને આસુના જળ સાથે ડોળીને ચોળ દેશની સ્ત્રીઓના કપોલ સ્થળમા રહેલુ ચદન પી ગઇ ૯૦.

જેની તરવાર દીવા અને પ્રતાપ રૂપી અગ્નિ પાસે હોવાથી જાણે તરસ લાગી હોય એમ પરમાર રાજાની કીર્તિની ધારા જેવી ઉદાર એવી ધારાનગરીનો કોળીયો કરી ગઇ ૯૧.

અગાધ પાણીમા બુડી ગયેલા ભૂભૃત (રાજાઓ અને પર્વત)ના કુટુબવાળુ છે છતા જેનુ ખડ્ગ ભાગ્ય ક્ષય થવાને લીધે માળવાની એક ધારાને છોડી દેવાને સમર્થ ન થયુ ૯૨

નિ શેષ રાજહસ (લક્ષ્મી અને રાજા) જેના બાળક મેઘના સરખા કાળા ખડગે કાહાડી મુકયા ત્યારે ભોજ રાજાના ભુજરૂપી પાંજરામાંથી જેણે

---

[1] नाटकं सप्रकरणं भाण' प्रहसनं डिमः ॥ व्यायोग समवाकारौ वीथ्यंकेहा मृगाद्दश (प्र. स.)

કીર્તિ રૂપી હસીને પણ વિરસ કરી મુકી. ૯૩

ભોજરાજાએ મુકેલી ધારા પડતા માત્રમા રણમા જેના કલ્પાંત કાળમા અગ્નિ સરખી આકરી મૂર્તિવાળો પ્રકોપનો અગ્નિ વિચિત્ર પ્રકારે શાન્તિ પામ્યો ૯૪

જેણે દિશાના મુખને કોટિ હોમના અગ્નિના ધુમાડાવડે મલીન કરીને તે નિરતર અખડ ચદ્રમા જેવી ઉજ્જળી કીર્તિ વડે ધોઈ નાખે છે ૯૫.

નક્કી રણમા જયરૂપી અમૃતવડે એ રાજાની તરવાર તૃપ્ત થઇ છે તેથી જેણે એકજ ધારા ગૃહણ કરી અને યશની હજારો ધારા રેલાવી ૯૬.

ઇદ્રથી મધ્યમ ચક્રવર્તિ જેણે અનેક યજ્ઞની ક્રમથી દીક્ષા લીધી હતી તોપણ ઇદ્રના પદથી અધિક પદ ઉપર હતો તેથી તેને શકા થઇ નહીં ૯૭

ચિંતામણિ જેની આગળ કોડી સરખો છે તેમ આની વાંરતા લોકમાં પ્રસિદ્ધ છે કે સા સુવર્ણની તુલા ઉપર ચડ્યો હતો ત્યારે ચિતામણી પાષાણુની તુલામા રહ્યા હતો ૯૮

મચ્છરના પ્રમાણનું રૂપ ધારણ કરીને ભયથી ક્યાક ખુણામા છુપી રહેલા કળીયુગને કાહાડવા સારૂ જાણે જેણે યાગના ધુમાડાથી ઘર ભરી દીધુ ૯૯.

સ્વાભાવિક સૂર્યના જેવા તેજવાળા ક્ષત્રીના પ્રતાપથી દૃષ્ટિનો નાશ થાય એમ માની જે રાજાથી બ્હીનો એવો કળીયુગ ક્ષણ માત્ર કગાસ મુકતો નથી ૧૦૦

જેણે, કૃતી, અને ચાતુર્ય વશમા જન્માને વત્સલ હોવા છતા, એક અ નાર્ક કર્યો (તે એક) પોતાના ચરિત્રોવડે પૂર્વ રાજાઓના ગુણોને ભુલાવી દીધા ૧૦૧

જે રાજાની સાથેના નિરર્ગલ કલેશે કરીને કર્ણ [ તેનો નાક તથા કાન ] વગરની ડાહલ દેશની શ્રી થઇ ગઇ તે હજી સુધી કપુરના ઓટા સરખા યશ મેળવી શકતી નથી ૧૦૨

અથવા પાઠાંતર —

જે રાજાના કનકવડે જેના કર્ણ [ નાક તથા કાન ] તુટી પડવા કે

એવી ડાહલ દેરાની પૂ'ની દાંતના અંકોરા જેવી કીર્તિ દઇ સુધી પામી શકી નથી ૧૦૩.

જેની તરવાર રણમાં અતિ ઉછળતા ધારાજળે શોભે છે, જે ગર્વિષ્ટ એવા હાથી ( અને દેડ ) દન્તરના સંગવાળી એવી વૈરીની લક્ષ્મીને છાંડી લેતી હોય શું ? ૧૦૪.

જેની શત્રુની સ્ત્રીઓને નિરતર સતાપથી દુઃખ થાય છે તેથી સોસાઈ જવાની શકાથી કુંકુંમપક જાણે મ્હો ફેરવીને પાછું કુચ સ્થળમાં રહ્યું. ૧૦૫.

એક ઠેકાણે વાસ કરવાથી અવસાનને પામેલી તાંબુલની શોભાને જાણે યાદ કરતી હોય એમ જેની વૈરિ સ્ત્રીની હાસ્યની કાંતિ તનુપણાને પામી.૧૦૬.

જેને સમુદ્ર, વેલાવન ( કાંઠાના વન ) માં નિરતર જાગતા અસ્ત્રના સમૂહવાળો જોઇને એકદમ બ્હીનો એવો તે ફરી પાછો ખાલી કરવાને પરશુરામ આવ્યા હોય એમ શકા કરે છે ૧૦૭

સમુદ્ર, જેના ત્રો રત્નોના ઢગલા લઈ લે છે તેથી છીપ ફુટે છે એ યુકિત વડે જાણે રોષથી કાંઠાની પાટયોમા માથાં ફોડતો હોય એવો લાગે છે. ૧૦૮.

સમુદ્ર, જેને દોરી ચડાવેલા ધનુષવાળો જોઇને શોણનદના પથ્થરવડે રાતા શોણના દેહવાળો તે વડે ક્ષોભ પામેલો તે વારવાર રામચદ્રજીના બાણુના જુના ગુમડાની ફુટ હોય એમ દેખાડતો હોય શું ૧૦૯.

જેના સેનાના સમૂહને વેલાવન ( કાંઠાના વન ) મા જગતનો જાણે ઢગલો કરેલો હોય એમ માનીને જગનો સમૃદ્ધિ ક્ષય ન થઇ તેથી ખારાપણાને બહુ ( ગુણકારી ) માન્યુ ૧૧૦.

સમુદ્રને કાંઠે દભ વગરના વીરે જે જયસ્થભ ઉભો કરાવ્યો તે પોતાની મેળે ( સ્વેચ્છાથી ) વિહાર કરવાની પ્રકૃતિવાળા જળના હાથીઓએ બાધવાના સ્થભના ભયથી ખારની નજરથી જોયો ૧૧૧.

સમુદ્ર જેની પાસે રહેલી સ્ત્રીઓના લાવણ્યના સ્નાનને મેળવીને દેવતાઓએ સાર ખેંચી લીધો છે તેથી અમૃતના દર્શનનુ સુખ પામ્યો. ૧૧૨.

જે ( રાજા ) જયમાં એક પ્રીતિવાળો અને વિજયના ઉદ્યમમાં ચઢા-

ઇના અધિરૂપ સમુદ્રને માનીને નામચન્દ્રના કરના સેતુમા સમમ્યા પુરવાને ઉત્કંપિત થયો (સેતુનો તુગી ગયેલો ભાગ જેમ સમરા પુરે એમ પુરવાને) ૧૧૦

જેણે હાથના ગનયો દ્રવિડના મુખીને જે એક વીર હોઈને સામો દોડયો તેણે બાણુના સમૂહથી થતા છિદ્ર ઉપર છિદ્ર વડે વીર રસનુ અભા જન કર્યુ ૧૧૪.

જે રાજાએ યશરૂપી તુગડુ લુગી લેવામા કેડી કરવાવાળાએ કપિત અમવાળી કરીને બે હાથના નગથી કાચીને પકડીને ચોડ રાજ્યની લક્ષ્મીને ખેંચી લા યો ૧૧૫

જેની બીકથી ભાગી ગયેલા ચોલ રાજાને કાગવાળા વનના ભાગે હજી પણ નષ્ટ થવાનુ છે એ જાણવા સારૂ અક્ષર જાણે જોવા હોય તે આરૂ કપાળનો ભાગ ફાડી નાખ્યો ૧૧૬.

જેના ભુજના પરાક્રમનો વશો અગ્નિ નિ શેષ શત્રુઓને બ ળે છે ત્યારે રાત્રુ રાજાએ વિચારાતો કોઇ પણ મત્ર એ અગ્નિને શકો નહીં ૧૧૭

એ રાજા જ્યારે પરાક્રમ કરે છે ત્યારે અગ્નની દુર્ગાનાની વિધિમા શુ કહીએ, કે જેના લાબા બાણુ મમદેવના બાણુની પેઠે સવથી સહન ન કરી શકાય એવા છે, અને જેનો ભુજ, ઉચી પ્રત્યચામાથી નિકળેલા નિરંતર અગ્નિ શબ્દોથી જેને અગ્રવાદ પ્રાપ્ત થયો છે એવો હોઇને યુદ્ધમા ગજ્ઞ ઓને બેભાન કરે છે ૧૧૮

ઇતિશ્રી ત્રિભુવન મલ્લદેવ વિદ્યાપતિ કાશ્મીરક બ િ હણુના કરેલા વિક્રમાકદેવ ચરિત મહાકાવ્યમા આચાર્ય વલ્લભજી હરિદત્તના કરેલ ગુજરાતી ગદ્ય ભાષાતરમા પ્રથમ સર્ગ સમાપ્ત થયો



## સર્ગ ૨ જો.

પૃથ્વીના ઈંદ્ર (એવા) એ રાજાએ ક્રમે કરીને અતિ ઉત્તમ એવું 'કલ્યાણપુર' કર્યું જેમાંની ઉંચી ધરોતી પંક્તિના દીવાની સમૃદ્ધિએ આકાશ કાજળ સરખું જણાય છે. ૧.

જ્યાં સ્ત્રીઓનાં ઉંચાં અને ચંદન લેપવાળાં ધોળાં સ્તનોએ મુખના વાયુને પાછા ધકેલ્યા તે અપમાનને સહન કરનારા થાય છે. ત્યારે ત્યાં મલયના વાયુ તો માનમાં (જ) રહે છે. ૨.

બ્હીકણુ કિરણુના સમૂહવાળો ચંદ્ર સ્ત્રીના ગંડસ્થળની કાંતિની સંપત્તિવડે ખરેલી સાફ કરવાની ભસ્મની રજથી અરિસાની તુલ્ય થાય છે. ૩.

જ્યાં રાનરે વિલાસથી ડોલતાં સ્તપત્ર નામના ધરેણામાં ચંદ્રમાનું મંડળ આખું જણાતુ નથી તેથી પડછાયાને બ્હાને સ્ત્રીઓના કપોળમાં પડી તેની કાંતિનુ જળ લૂટી લે છે. ૪.

ચંદ્ર જ્યાં પ્રતિબિંબને રસ્તે ગયો તોપણુ જાગતા કામદેવવાળાં સારી ભમરવાળી સ્ત્રીઓના મુખ જાણે ચોકીદારવાળાં છે તેથી તેને છેતરી ન શકયો. ૫.

જળાશયો જ્યાં પોતે નવા ઈંદ્રનીલ મણિના દ્રવ જેવા નિર્મળ પાણીવાળા હોઇને શરદ્ ઋતુએ જેમનો મેઘરૂપી ગારો ધોઈ નાંખ્યો છે એવા યમુનાના હ્રદ જેવા કાળ આકાશને હસે છે. ૬.

જ્યાંની, ઉંચા ભટ જેમાં રહ્યા છે એવી સ્ફાટિકની કોટની રાંગની હાર; તે ઉંચા કાંગરાની માળાવડે આકાશરૂપી ક્રીડાના અરીસામાં વિલાસથી ધોળેલી દાંતની મંડળીને જાણે જોતી હોય. ૭.

જ્યાં રાત્રીએ પુરતી સ્ત્રીનાં હજારો મુખની કાંતિવડે ચંદ્રમા ઢંકાઈ ગયો છે તે રૂપાના કપુરના કરંડીયા જેવો ધોળો ચદ્ર કયાં છે એમ રોહિણી ભ્રમ પામે છે. ૮.

જેની લીલા કરવાની સ્ફાટિકની પૃથ્વીની ચોખી દુધના દરિયા સરખી કાંતિની આગળ દાવાગ્નિમાં બળેલી વનસ્થળી સરખું કાજળ જેવું કાળું આકાશ દેખાય છે.

આ ગૃહસ્થાશ્રમરૂપી ધર્મનુ મૂલ ફળે (ફળ વિના) શૂન્ય છે તેથી નિરતર મનને ખેદ કરે છે, જે ત્હારામા પુત્ર નામનુ મ્હારૂ પ્રતિબિમ્બ રૂપી લગણુ હુ જોતો નથી તે ૨૮

હે બાલમૃગાક્ષિ! ત્હારા શરીરમા એવુ કાંઈ અપલક્ષણુ જોવામા આવતુ નથી, મ્હારા પૂર્વ જન્મનુ પાપ જરૂર ત્હારામા ફળની સપત્તિને અટકાવનારૂ છે ૩૦

આ ક્રમે કરીને આવેલી સમૃદ્ધિ મ્હારા ગુણે કરીને સરખો આશ્રય દેખતી નથી તે સમુદ્રમા રહેલા વહાણુના કુવા (થભ) ઉપર રાકુતી (તીડ) ની પેઠે વારવાર કપે છે ૩૧.

હે સ્ત્રી! તું પ્રિયની મેહેરબાનીથી, વિલાસની સપત્તિથી અને ઘરેણાના વૈભવથી તેવી નથી શોભતી કે જેવી અકારણુ થોડ હસનારા, ખોળારૂપી પદ્મમા રહેલા પુત્રથી શોભે ૩૨

હિંસ પશુઓ કયો પોતાનો ગુણુ ધારીને છોકરાની રક્ષાનો શ્રમ વેઠતા હશે? એવુ કોઈ પદાર્થનુ અચિત્ય સામર્થ્ય જ છે કે જેમા દઢ મન વિશ્રામ પામે છે ૩૩

અશ્વમેધ આદિ ક્રિયાના ક્રમથી શુ (ફનનુ શુ ફળ)? કે (જેથી) મન્ને લોકનો બધુ એવો પુત્ર નથી જે ગૃહસ્થો પિતૃનુ ઋણુ ટાળવાને અસમર્થ હોય તે શુ શુભ પામે ૩૪

ખેદ કરવાથી નિવૃત્ત થા, જરા ઉના નિશાસાથી ધૂસરા રંગવાળા હોઠવાળું મુખ શું કરે છે. ઇચ્છિત વસ્તુને હરકત કરનાર કર્મનો નિગ્રહ કરવામાં હું આગ્રહ વાળો છું. ૩૮.

વેદ ભણ્યો છું, શાસ્ત્રનો અભ્યાસ કર્યો છે, ઇતિહાસના માર્ગમાં ઘણો શ્રમ કર્યો છે, ગુરૂને વિષે અવજ્ઞા વગરનું મ્હારૂં નિરંતર મન છે તો એમાં ઉપાય ( કરવો ) મ્હારે દુર્લભ નથી. ૩૯.

( જ્યાં ) બાળક ચંદ્રમા જેના મસ્તકમાં છે એવા કુળના પ્રભુ (શિવજી) સેવાય છે ( ત્યાં ) દુષ્પ્રાપ્ય શું છે. હાથમાં રહેલા ( પદાર્થ ) માટે હે ચકોરલોચને તપસ્વી ( લોકો ) આલસ્યથી હણાયા ( છે તેથી ) પાત્ર ( થતા ) નથી. ૪૦

તો, ઇન્દ્રિય કાબુમાં રાખી છે એવો ( હું ) ત્યાં સુધી ત્હારા સહિત ઘણા ભાવથી તપને માટે પ્રયત્નવાન થાઉં છું કે જ્યાં સુધી ચંદ્રખંડ જેનું ઘરેણું છે એવા જગતના ગુરૂ ( શિવજી ) દયા કરે. ૪૧.

પાપના કર્મની શાંતિ સારૂ સર્વ ઇન્દ્રિયને તપાવનારૂ તપ કરીને તુરત અખંડ ભક્તિ વડે શિવજીને પ્રસન્નતા પમાડું. ૪૨.

બહુ સારૂ એમ રાણીએ સમતિ આપી તેથી તે રાજા બધી ચિંતા કારભારીઓ ઉપર નાખીને પ્રાર્થિત વસ્તુની સિદ્ધિ સારૂ અનુષ્ટાન વિશેષ કરવાને તત્પર થયો ૪૩.

પોતાને હાથે લાવેલા ફુલવડે શિવજીને પૂજતો. માટીની ઓટલી ઉપર સુવાથી ધૂસરા અગવાળો ( થઇને ) એવું તપ સાધવા માંડયું કે જેથી મ્હોટા ઋષિઓ પણ એનાથી હલકા પડી જાય ૪૪.

તે સુકુમારપણુ જેને એક ધન છે એવો છતાં પણ તપોધન ( ઋષિઓ ) થી પણ દુઃસહ એવો પરિશ્રમ સહન કરવા લાગ્યો. તીવ્ર તપમાં રહેલો રાજા તારાની કાંતિના મડળનો અતિથિ, ચંદ્રના જેવો શોભે છે. ૪૫.

કઠણ વ્રત આચરવાથી દુબળા થઈ ગયેલ રાજાની પાસે રહેતી તે રાણી, તીક્ષ્ણ શરાણ ઉપર સજેલા માણેકની સાથે અતીવ નિર્મળ પ્રભા શોભે તેમ શોભે છે, ૪૬.

તટના ઝાડના પ્રતિબિંબની હારવડે જાણે પરિજનવાળી હોય એવી શોભા દેખાડતું તેવું જે તળાવ છે તે જેનો સાર દેવોએ હરી લીધો છે એવા સમુદ્રને તિરસ્કાર કરે છે. ૧૦.

ક્ષણ ક્ષણ પ્રત્યે રણમાં જેણે ક્રોધ ધોઈ નાંખ્યો છે એવા માની રાજાએ જેની રક્ષા કરી છે એવા પુરમાં ઉત્તમ જે પુરની ઇંદ્રે રચેલી પુરી સમાનતા કરી શકે એમ નથી. ૧૧.

વિલાસમાં હાલતાં, ભય પામેલા મૃગના જેવી આંખવાળી જ્યાંની સ્ત્રીઓનાં મણિનાં કુંડલના મેમાનરૂપ ગંડસ્થળરૂપી ચંદ્ર મંડલમાં ઘસાઇ જવાની બ્હીકથી જાણે શ્રમ પદ કરતું નથી. ૧૨.

ઉગતા મોતીની કાંતિના પાણીએ ભરેલા સોનાના કુંભ, દેવમંદિર માથે રાખીને, જાણે આકાશ ચારી માટે તરસના તાપની શાંતિ સારૂ જેણે પરબ કરી હોય ? ૧૩.

ત્રણ જગતને કામણ કરવામાં સમર્થ એવી સ્ત્રીની લીલા જોઇને જ્યાં કામદેવે પરાભવ યાદ કરીને શિવજીને માટે ફરીથી ધનુષ સજ્જ કર્યું ૧૪.

કામદેવનાં વખાણ સરખાં થયેલા લીલા સહિત બપૈયાના સમૂહના શબ્દો સ્ત્રીઓના કંઠના શબ્દને ક્ષણ માત્ર વિસામો આપનાર થાય છે. ૧૫.

સ્ત્રીઓની જ્યાં રોપની ઉત્પત્તિ જારના સૌભાગ્યના ગુણે મટાડી ત્યાં વનમાં પુરકોકિલના પંચમસ્વરની ઉર્મિઓ શેષ રહેલા માનજ્વરના ઓસડ રૂપ થઈ. ૧૬.

જેના ઘરમાં પ્રવેશ કરીને ચંદ્રમા અસંશય મોટા ગુણ મેળવે છે કે જે સ્ત્રીઓના હજારો મુખચંદ્રના મધ્યમા આવી જવાથી રાહુના લક્ષમાં આવતો નથી. ૧૭.

જેનાં મંદિરોના ધ્વજપટની પાટલીઓ આકાશના મોતિઓની કાંતિના નિર્ઝરવડે આકાશ તલના હલાવવાથી ભ્રાંતિરૂપે આવેલું ગંગાજળ જાણે ઢંકતી હોય. ૧૮.

જ્યાં શિવજીની આંખોનો અગ્નિ બુઝાણો નથી એવો કામદેવ ઉઘડેલાં કમળ જેવી લાંબી આંખવાળી સ્ત્રીઓના વિલાસના અમૃતના સ્થાનરૂપ કુચકુંભનો નિવાસ મુકતો નથી. ૧૯.

જ્યા કામદેવની અસ્ત્ર કુશળતા અદ્ભુત છે કે જે કમળ સરખાં સ્ત્રીનાં નેત્રવડે શિલા જેવા કઠોર મનને પણ વીંધી નાંખે છે. ૨૦.

સમુદ્રની વેલા તે રતિરૂપી રત્નની સંપત્તિ અને વીજળીરૂપી સ્ત્રી તથા મેઘ મડળીનુ તાંડવ તેમ વિભ્રમરૂપી તારા જેમાં છે એવી નભસ્થળી તે કામદેવની રચેલી શય્યા છે તે જ્યાં શોભે છે. ૨૧.

જ્યાં વર્ષામાં પણ હર્ષથી ગદ્‌ગદ્ થએલા હંસો તળાવડીના ગુણથી સ્થિતિ મૂકતા નથી. દુર્જનો જ્યાં અલંઘનીય કિલ્લાની અતિ ઉંચાઈના યશ ગાય છે. ૨૨.

રાતમાં જ્યા ઉંચા ઘરની સોબત કરતા ચંદ્રમાનું હરિણ સ્ત્રીઓના વસત ઋતુની દૂર્વાના અંકુર વાંકી કાંધ કરીને ગ્રહણ કરવાની ઇચ્છા રાખે છે ૨૩.

જ્યા અધીર લોચન સ્ત્રીઓ, ઘેર ઘેર પાશલા વગરનું નેત્રરૂપી હરિણનુ બધન જેમાં છે, અને જ્યા અક્ષર વગરનુ કામદેવનુ શાસન છે એવું વિચિત્ર પ્રકારનુ નૃત્ય આચરે છે ૨૪.

આ (નગર) ત્રણ લોકના અદ્‌ભુત ગુણ વડે મનનો માર્ગ પણ છોડીને રહેલું છે અને એ અલકાનગરી માનસ (મન અને માનસ સરોવર) થી પ્રખ્યાત છે ત્યારે તે કેમ સરખાઇ કરી શકે ૨૫.

પરશુરામના પ્રચડ એવા ધનુષના પરિશ્રમવાળો એ રાજા બધી દિશાઓને જીતીને સેંકડો માગણોને ભરી દેતો એવો રહે છે. સમૃદ્ધિનું ફળ પાત્રે દાન દેવુ એ છે. ૨૬.

જગતમાં અમુલ્ય બધી વસ્તુઓ રાજાને પગ તળે છે તોપણ પુત્ર મુખરૂપ ચદ્રનું દર્શન વિના એ રાજા પ્રભાત કાળના નીલોત્પલ જેવા દીન નેત્રવાળો થયો ૨૭.

એ રાજા કંઠમા આવેલા ગદ્‌ગદ્ પદ વડે સરસ્વતીના હારની લતા જેવી ઉજળી દાતની કિરણને પ્રકાશતો એક વખત પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો, ૨૮.

રાણી શિવજીના મુગટમાં રહેલાં ગંગાના તરંગમાં પવને જેનો શ્રમ હરેલો છે એવી થઈ થકી પોતાના હાથે મંદિર અને તેનું આંગણું લીંપે છે એવી રીતે રાજાની સારી પેઠે સેવા કરે છે. ૪૭

તે રાજા, તેવી સ્ત્રીની ઉન્નતિને જે યોગ્ય અને ઔદાર્ય જેને ધન છે એવાના ચિત્તે જે માનેલું એવું, એ શિવજીના પૂજનમાં જીતેંદ્રિય એવો રાજા કલ્પે છે. ૪૮.

એમ એ રાજા ઘણા સમય સુધી શિવને પ્રસન્ન કરવા સારૂ ઉગ્રવ્રતનો આશ્રય લઇને રહ્યો છે ( તેણે ) કોઈ વાર પ્રભાતની પૂર્વે સમયે આકાશમાં થયેલી વાણી સાંભળી. ૪૯.

હે ચુલુક્ય રાજાઓના ઘરેણા ( રૂપ ) શ્રમ બસ ( કરો ) આકરૂં તપ બધ કરો. ભક્તવત્સલ એવા પાર્વતીપતિ ત્હારી ઉપર કોઈ જાતની અપૂર્વ મેહેરબાની મુકે છે. ૫૦.

આ ત્હારી વ્હાલી સ્ત્રી, હે રાજા! ત્રણ પુત્રનું ભાંજન થશે અને જે વડે ચુલુક્ય વંશ મોતીની પેઠે ઉંચા યશ વડે પવિત્રપણાને પામશે. ૫૧.

પ્રતાપનો ભંડાર, જયશ્રીનું સ્થાન, અને કળાનું ઘર એવો ત્હારો વચલો દીકરો દિલીપ, માંધાતા આદિ પૂર્વના રાજાની પ્રખ્યાતિથી ઉપરવટ થઇને વિશેષ થશે. ૫૨.

અને અખંડ સૌભાગ્ય વિલાસવાળી એ સ્ત્રીની સાથે પાછો રાજ્ય સુખમાં રમણુ કરવા લાગ્યો. ૫૬.

ક્રમે કરીને ઇંદ્ર સરખો એ રાજા, એ સ્ત્રીને વિષે મનોહર પુત્ર સારાં મુહૂર્તમાં પ્રાપ્ત કરીને, ઝાઝો ઉત્સવ કર્યો (એવો હોઇને) પરમ નિવૃત્તિ પામ્યો. ૫૭.

તે (પુત્ર) ચદ્રની પેઠે ઉજ્વળ મુખવાળો હોઇને કુળના નેત્ર રૂપી ચકોરને પારણા (તૃપ્તિ) કરનારો તે પ્રસન્ન એવા રાજા થકી ઘટિત એવું **સોમ** નામ પામ્યો. ૫૮.

અનન્ય સામાન્ય પુત્રને બતાવનારી આકાશવાણીને નિરંતર સંભારતો થકો મધ્યમ લોકનો ધણી એ રાજા બીજા ગર્ભ માટે દઢ ઉત્સાહવાળો થયો. ૫૯.

તે પછી રાજાએ ગર્ભમાં રહેલા કોઇની કાંતિ વડે લિપ્ત થએલી અને નિર્મળ એવા સ્ફાટિકની કાંતિવાળી રાણીનાં લમણાં ખુલતાં ઇંડા જેવાં પીંગળાં દેખતો હવો ૬૦.

તેણે હેમની મ્હોટી વૃષ્ટિ કરાવી, વિચિત્ર પ્રકારનાં ઉપયાચિત[1] કરાવ્યાં. શિવજીની કૃપાથી યોગ્ય પુત્રની લાલસા વાળા તે રાજાએ શુ શુ ન કર્યું. ૬૧.

રાણી, વિષાદરૂપી પકનો નાશ થયાથી સુધાના પ્રવાહથી ધોએલી દેહરૂપી કેળને ધારણ કરતી (એવી હોઇને) રાજાના મનને નિરંતર પ્રસન્ન કરતી. ૬૨.

દુધને માટે ચદ્રને નચોવીને નકી તેના કુચરૂપી કુભમાં અમૃત ભર્યું. જે કમળ સરખાં કાળાં તે બે (સ્તન)નાં મુખ થયા છે તે લાંછનની કાંતિવાળાં હોય એવાં શોભે છે. ૬૩.

રાજાની સ્ત્રીના કુચરૂપી સોનાના ઘડા દુધને બ્હાને સુધારસ ધારણ કરે છે, (તે ઉપરનુ) ઢાંકના ઉપચાર માટે અર્પણ કરેલુ આર્દ્ર ચદન તે ગળવાના શુદ્ધ વસ્ત્રની શોભા ધરે છે. ૬૪.

---

૧. પોતાના કામની સિદ્ધિ સારૂં અપાતા દેવાર્થ પશુ વિગેરે

રાણીના કુચરૂપી કુંભમા રાજાના પુત્ર માટે સુરક્ષિત જે દુધ (છે તે) વિશ્વાસના હારમા ઉજળાં મોતી છે તેને બ્હાને મોગરાના પુલથી જાણે સુવાસિત કરાવુ હોય ૬૫.

રાણીના સ્તનની દીંટડી કાળી છે તેને બ્હાને બે સ્તન ઉપર રાજાના પુત્રના ઉપયોગ માટે મ્હોટાઇથી ઉતરી આવેલી રસાયની ઓસડની ગોળીની બે ઢાંકણ હોય એવી શોભે છે ૬૬.

નિરંતર યાચકોને આયાસ દેનાર દારિદ્રને એ કેમ સહન કરી શકશે ? કેમકે જે રાણીના ગર્ભમા છે ત્યા જે મધ્યનુ (કટિનુ) દારિદ્ર નથી ખમી શકતો (એટલે કટિ ભાગ પાતળો પડેલો નથી ખમી શકતો અર્થાત કટિ ભાગ પોહોળો થયો છે) ૬૭

વળી (બળી)ની મ્હોટાઇ જાણે મટાડી છે તે (વિપ્લવ) કોઇ પણ કારણથી આડી (ગર્ભમા) છે એથીજ રાણીનો ગર્ભ પેટ ઉપરની વળી (મળી અને વાટા)ની સ્થિતિ ભાગતો થકો ઉદરમા રહ્યો છે ૬૮

પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ અવતાર લીધો છે તેથી એ (ગજ) પૃથ્વીને પીડા થાય એ સહન કરી શકતો નથી તેથીજ જાણે રાણી ગર્ભના ભારના આળસને લીધે જાણે હળવે હળવે પગના મુક્તી હોય ૬૯

તે અદ્દભુત ગજ ધારણ કરનારી ગમ્મી શબ્દે સહિત કાચી (કંદોરો) ના મણીના પ્રતિબિંબ જેમાં પડયા છે એવી સ્ત્રી વડે શોભે છે તે જાણે ચોતરફ પહેરેગીર ઉભા હોય એવી કુળદેવતાના સમૂહે સેવાની શોભે છે. ૭૦.

એ રાણી રત્નમયી ભુમિમા અતિ દુ સહ તેજ વડે સણગારેલી શોભે છે તે જાણે મ્હોટા ધરના પ્રતિબિંબને મ્હાને કુળાચલે પણ પ્રણામ કરાતી હોય ૭૧

રાજાની સ્ત્રી, મેખળાના સમૂહમા રહેલા માણેકનાં કિરણથી, ઉગ નારા સૂર્ય સરખાના તેજનો થયેલો સમૂહ, આગળ તડકો કેમ હોય એમ ધારણ કરે છે (?) ૭૨.

રાણીના હૃદયમા રાત્રીના આગળે જે ચંદનું પ્રતિબિંબ પડે છે તે ગજમાં રહેલા રાજાના પુત્રની સુખ સ્થિતિ માટે જાણે અમીકું કેમ હોય ૭૩

રાજાની રાણી દિગ્ગજની કુંભસ્થળ રૂપી ભીંતમાં (પોતાના) બે પગ મુકવા ઇચ્છે છે અને ઘણીવાર સુધી ધારા જળના પાનમાં લપટ (મોહ પામેલી) થએલી તેથી નેત્ર તરવારની રેખા ઉપર મુકયાં છે. ૭૪.

વારવાર ઉપર રહેલા તારા ઉપર પણ તે રાતી આંખ કરે છે, ઘણી ક્રોધવાળી થઇને દિગ્ અંગનાઓ પાસે પગચંપી કરાવવા સારૂ બોલાવે છે. ૭૫.

આભૂષણ શબ્દ કરતાં હતાં તે ઉપર પણ ભ્રમે ચડાવતી જોતી હતી; અને ઘરના દીવા ઉપર પણ તેને તેજ વડે સ્તબ્ધ શિરવાળા જોઇને તે ખાર કરતી હતી. ૭૬.

એ પ્રકારે સ્ફુરણાયમાન થતા મનોહર અને વિચિત્ર દોહદ વાળી તે તેજનો નિધિ એવો પુત્ર (થશે એમ) જણાવતી એવી રાણી ક્ષણ ક્ષણ પ્રત્યે રાજાની આંખને અમૃતની વાટ થઇ પડી. ૭૭.

શાસ્ત્ર વિધિએ બધાં પુંસવન આદિ કર્મ યથાક્રમે કરીને વિશેષ ચિહ્નો વડે રાણીએ ફળ હવે પાસે છે એમ રાજાને જણાવ્યું. ૭૮.

રાજા, ત્રૈલોકયની લક્ષ્મીએ લીલા સહિત જોએલો, અને દ્રવ થએલાં ચંદ્રનાં કિરણોથી જાણે ન્હાયો હોય, વાંચ્છા રૂપી વેલનું ફળ પામે જેને છે એવો થતો થકો આનંદથી કયાંઇ સમાતો નથી. ૭૯.

વૈદ્યોએ સર્વ ઓસડો કર્યા છે, રક્ષા વિધિના મડલાક્ષત ચારે કોર પાથર્યા છે. પ્રસવના યોગ્ય વિધિમાં ડાહી એવી કુટુંબની સ્ત્રીઓથી નિરંતર

બતાવે છે, અને નિવાસના પાંજરામાંથી અતિ શોક દેખાડતી પોપટીઓ કાન દેતી રહી છે ૮૪

જે અદ્ભુત ધામમાં કોઈ પણ આગળના ચક્રવર્તીએ જન્મ નથી લીધો તેવું લગ્ન પામીને શિવજીની કૃપાથી રાજાને પુત્ર પ્રાપ્ત થયો ૮૫

ભ્રમરના શબ્દ સહિત દેવતાઈ ફુલો પડ્યા, સુરનું દુંદુભિ વાગ્યું, દિશાઓ પરમ પ્રસન્નતા પામી, કુમારની સાથે જ જાણે ગુણો ઉત્પન્ન થયા હોય ૮૬

નવા પ્રતાપના કોટાના સમૂહની કાંતિવડે અને નિરંતર રાતના દીવાની સંપત્તિવડે એ જગત્ના નેત્રને બાળચંદ્રમાની પેઠે ઉદયની સંધ્યાવડે જેમ તેમ શોભા પામ્યો ૮૭

નિર્મળ એવી પાસેની ઘરની ભીંતમાં લોકોત્તર શરીરવડે પ્રતિબિંબો પડ્યાં છે તેથી કૃતજ્ઞપણાથી (આપણી કરેલી) સેવા સંભારશે એમ દિશાઓએ ખોળામાં લીધા હોય એવો રાજપુત્ર શોભે છે ૮૮

એ પછી રાજાને પુત્ર થયાની વાત પ્રથમ દેવતાઓને આનંદ પમાડે એવા નાદિના નાદે કરી, તે પછી તેના યોગ્ય ઉત્સાહથી સ્ત્રીઓના ઉતાવળે ચાલવાની વીણાથી ગદ્ગદિત થયેલા વાગ્વિલાસે કરી ૮૯

ચારણોને સોના દેવાય છે, ગીતનો ધ્વનિ થઇ રહ્યો છે, ગાયકો ગાય છે, કરટ નામના ઢનકા લોકો લોટી રહ્યા છે, નૃત્યનો ઉત્સવ આરભાઇ રહ્યા છે, જ્યાં મંગળની તુરી અને દુંદુભિના નાદ થઈ રહ્યા છે, ઉંચે સ્વરે વૈતાલિકો ગાય છ અને આગળના રાજાઓને ઉદ્ધમી જાય એવી રીતે વ

## સર્ગ ૩ જો.

વિખ્યાત ગુણવાળો એ બાળક, કાંઇ જુદાજ પ્રકારની ચેષ્ટા કરે છે તેથી અનુમાન કરેલાં પરાક્રમ અને અદ્‌ભુત તેજને લીધે (પોતાના પિતા) રાજા (આહવમલ) તરફથી શ્રી **વિક્રમાદિત્ય** એવું નામ પામ્યો. (તેના પિતાએ તેનું [1]વિક્રમાદિત્ય નામ પાડયું.) ૧.

એ **ચાલુક્ય** વંશ ભૂષણ રાજાની સ્ત્રી, યશવડે જેણે દિશાનાં મુખ રંજીત કર્યાં છે એવો અને પોતે ઉજ્વળ કાંતિવાળો છે એવા વિક્રમાદિત્ય (પુત્ર) વડે સામ્રાજ્ય લક્ષ્મી જેમ પરાક્રમ વડે શોભે તેની પેઠે શોભી રહી છે. ૨.

એ (બાળક) હસ્તકમળ વડે હાર પકડી રાખીને ધાવવાને પ્રવૃત્ત થયો તે મ્હારે ભોગમાં [2]ગુણિયો બ્હાર રાખવા યોગ્ય નથી એમ જાણે પોતાનો સ્વભાવ જણાવતો હોય (એવો લાગે છે). ૩.

(મ્હોની) મ્હાય જઇને બ્હાર પાછી નીકળતી હોય શું એવી માનાં સ્તન અને ખોળામાં વિલાસ કરતી હારની શોભા તે જાણે નિમિત્ત વગર મ્હો મરકાવતા એ બાળકના હાસ્યની કિરણ હોય એવી રાજાના નેત્રોત્સવમાં ધજા પતાકા સમાન થઈ પડી ૪.

તે (બાળક) ની મુઠીમાં પેહેલી રાતા રત્નરૂપી દીવાની શોભી રહેલી કાંતિની ટસર તે જાણે શત્રુના કંઠના લોહીવાળી થયેલી બાળકની ભેળી ઉત્પન્ન થયેલી તરવાર હોય તેવી શોભે છે. ૫.

એ કુમાર જે બેઠેલાને મૂકીને ઉભેલાંની તરફ (ખેંચતો) ગયો તે એ ઊંચા મનવાળો નીચા તરફ થનારી એવી અધિક વિમુખતા જણાવતો હોય શું? ૬.

---

૧. બિલ્હણ નીચેનાં નામ વાપરે છે. **विक्रमांक, विक्रमांकदेव, विक्रमलांछन**, અને **विक्रमादित्य देव**, અને **विक्रमार्क** પણ જોવામાં આવે છે. તેનું બીજું નામ **त्रिभुवनमल्ल** છે (બીલ્હણ લેખ).

૨. ગુણવાન્ પુરૂષો. (હાર પણ ગુણ (દોરા) વાળો છે.

એ કુમાર જે ધાત્યની દીકરીને ગ્ટો મરકાવીને ¹હુંકારો દે છે તે રાજાના કાનમા ઉપરા ઉપર જતા અમૃતના ઘુટડા થઈ પડ્યા ૭

તે આગળી ઝાલીને જે ઉભો થાય છે અને કાઇ અસ્પષ્ટ (શબ્દો) જે બોલે છે તે પણ રાજાની આખને અને કાનને વારવાર વશીકરણ કરનારૂ થયુ ૮

ક્રમે કરીને જેને ચૌલકર્મ કર્યું છે એવો તે નદન તે ચાતુર્ય રાજાઓમા શ્રેષ્ટ એવા એ રાજાને વિનોદની લીના (રૂપી વેલ) નાં ઘણા ફુલોના ²નંદનપણાને પામ્યો ૯

એ (કુમાર) ધૂળમા રમવાથી મેના થયેલા શરીરવાળો રાજાના ખોળામાં બેસીને પોતાના શરીરમાથી ખરેલી રજ વડે તેણે (ગ નના) મનને કામણના ચૂર્ણની ગરજ સારી ૧૦

રાજાઓ પ્રણામ (કરવા) હાથ જોડે છે તે તરફ મે પરનાની પેઠે કાંઇક અર્ધ વીચેની આખે જોનારો એ રાજા તે (કુમાર) ના એક હસ્ત કમળના પ્રણામ (સનામ) માં પોતાને કૃતાર્થ માને છે ૧૧

કુનળ રાજા ક્ષણ ક્ષણ તે (કુમાર) ના મુખનુ ચુબન કરે છે (તેથી) તેનુ મન તે (કુમાર) ના હોઠ જેમ સ્વાભાવિક ર્ગ (રતાસ) થી કરી પરિપૂર્ણ છે તેમ રાજાનુ મન પણ રગ (પ્રેમ) થી સપૂર્ણ થઇ ગયુ ૧૨

તે રાજપુત્રે ગળામા સિંહનો નખ પ્હેર્યો છે તે જાણે મુખરૂપી ચદ્રમા ફરવાની અભિનાષા કરનારા હરિણને બ્હીવરાવવા સારૂ રાખ્યો હોય એવો શોભે છે ૧૩

તે ક્રીડા કરતો, નાયકોના ઝાઝરના નાદથી આવેલા રાજહસોને ભગાડી મૂકે છે તે (પોતે) એકનોજ પૃથ્વીનો પાલન કર્તા થવાનો હોઇને રાજહસોને સહન કરી શકતો નથી એ કહી બતાવે છે ૧૪

તે ક્રીડામા તત્પર રહેતો લોઢાના પાજરામા રહેનાં સિંહના બચ્ચાને

---

૧. મૂળમા હુંકાર છે તેનો અર્થ જોસમા હું કેવુ એવુ છે પણ આ હુંકાર નો અપભ્રષ્ટ હોકારો દેવો એ અર્થ ઈષ્ટ લાગે છે

૨ કુમાર અને દેવતાઓનો બગીચો

પીડા કરે છે તે જાણે થનારા શત્રુ હાથીઓની સાથેના યુદ્ધમાં તેનું શૌર્ય ઉપયોગી થશે એમ માની તે હરી લેતો હોય એમ લાગે છે. ૧૫

તે ઉદય પામેલો અને વૃદ્ધિ પામતો બાળચંદ્રમા પગના નખવડે જાણે ચંદ્રમાનાં બાળક છોકરાંઓ પોતા સાથે રમવાને તેના (પગમાં પડી) યાચતા હોય એવો તે શોભે છે. ૧૬

એ રાજપુત્ર ક્રમેકરીને બધી લિપિમાં પ્રતિષ્ઠા પામ્યો (તે શીખ્યો) એવા પુણ્યાત્માને આ લોકમા ગુરૂઓ નિમિત્ત માત્ર હોય છે. ૧૭.

અભ્યાસ માટે બધી દિશામાં બાણ ફેંકતા રાજપુત્રના પ્રહારથી બ્હીની હોય શુ એમ (બધેમાં) ભમણ કરતી અર્જુનની કીર્તિ વીખાઈ ગઈ. ૧૮.

રૂપમાં લોભાઈ ગયેલી ગજકન્યારૂપી ભમરીઓ જેને નથી મેળવી શકી એવા જેના મુખકમળનુ, કવિત્વ અને વકતૃત્વના ફળવાળી (ફળદેનારી) સરસ્વતી ચુબન કરે છે ૧૯.

લાવણ્યની કળાના સમૂહવડે ભરાતા આનતા એ બાળચંદ્રને જોઈને કમળવેરયની પેઠે સ્ત્રીઓની પણ નીંદર ઉડી ગઈ ૨૦.

તે ધૈર્યવડે (તેઓનો) અનાદર કરીને ચાલ્યો જાય છે ત્યારે તેના ઉપર કામદેવના ઉત્સાહવાળી, અને બાધેલી તથા મોહભરેલી, ભૃગુટીની છટાવાળી, પુરની સ્ત્રીઓના નેત્રકમળ કોપ સહિત પડે છે (પોતા તરફ નથી જોતો તેથી કોપવાળી આંખે તે તરફ જોયે છે) ૨૧.

લાવણ્યની શોભાના સમૂહનુ ધામ એવો એ કુમાર ધીરે ધીરે વધવા માડ્યો ત્યારે કયી સ્ત્રીઓના નેત્ર નિદ્રામા દરિદ્ર* નથી થતાં? (ફાટી આંખે નથી જોયા કરતા?) ૨૨.

બાળક છતા પણ આ રાજપુત્ર પોતે ઉન્નત છે તેથી તેજસ્વીઓની ઉન્નતિ ખમી શકતો નથી (તેથી) સૂર્ય દેવ પણ શરણ લેવાની ઇચ્છાથી વિષ્ણુપદ (આકાશ અને વિષ્ણુના ચરણ) ને આશ્રરીને રહેલો (અર્થાત્ તપ કરતો) શોભે છે. ૨૩.

તેજ એજ જેને ધન છે એવા પુરૂષોની ઉપર રહેલા એ (કુમાર)ના

* નિદ્રામા દરિદ્ર એટલે નિદ્રા વગરના.

મુગટનું રત્ન (તેની પણ) ઉપર રહ્યું છે તેથી જાણે મણિમય પાદપીઠ (પગ મૂકવાની બાજોઠડી) મા પ્રતિબિંબ પડવાની યુક્તિવડે ક્ષમા માગવા સારૂ આળોટતું હોય (એમ લાગે છે.) ૨૪.

તેટલામાં રાજાને જયસિંહ નામે ત્રીજો પુત્ર પણ થયો (જે) સ્વપ્નમાં પણ કહેવા માત્રના યશમાં પણ દરિદ્ર હતો કેમકે (તે) શિવજીનો પ્રસાદ નથી. ૨૫.

હવે કોઈ સમયે એ રાજા, સર્વ વિદ્યામાં જરા પણ અટકે નહિ એવા અને સમામના ઉત્સવમાં ઉત્કંઠા ધરનારા એવા વિક્રમાદિત્યને જોઈને વિચાર કરવામાં પ્રવૃત્ત થયો. ૨૬.

અદ્ભુત સાહસનાં જેનામાં ચિન્હ છે એવો આ એક વીર જો સિંહાસનને શોભાવે (સિંહાસન ઉપર બેશે) તો સિંહણની પેઠે તેના ખોળામાં બેઠેલી રાજ્ય લક્ષ્મીને સામે થવાને કોણ સમર્થ થાય? ૨૭.

(માટે) હું સામ્રાજ્યનો ભાર મુકી દીધા વગર પુત્રને પ્રથમ યુવરાજ કરૂં (કે જેથી) એ તટના સારા આશ્રયથી નદીની પેઠે રાજ્યશ્રી સાધારણ પણાને પામે (સરલ થાય) ૨૮.

એમ નિશ્ચય કરીને પ્રયત્ન કરનારા પિતાને કોઈ વખત પ્રણામ કરીને તે પ્રત્યે સરસ્વતીનાં નેપુરના શબ્દના સગા ભાઈ સરખા શબ્દ વડે કુમાર બોલ્યો. ૨૯.

રાજાઓની આજ્ઞા મસ્તકનું ચુંબન કરે છે (માથે ચડાવાય છે), લાભ અને ભોગમાં લક્ષ્મી વશ થઈ રહી છે. તમારી મ્હેરબાનીથી બધું સુલભ છે (માટે) મ્હારે સારૂ યૌવરાજ્ય (નો વિચાર) (બંધ) રાખો. ૩૦.

તે પછી રાજા બોલ્યાં કે વત્સ! મ્હારા ઇચ્છેવામાં ઉમટો ભાર કેમ ધરે છે? ખરેખર ત્હારી ઉત્પત્તિમાં મને જે પરિશ્રમ પડ્યો છે તેમાં શિવજી પ્રમાણ છે (તે જાણે છે) ૩૧.

તું યૌવરાજ્ય અંગીકાર કરીને જગદશામાં ખબરદાર નહી થાતો પણજના દંભથી દિશાનાં મુખને ભરી દેનાર મ્હારા હાથનો ક્લેશ કેમ શાંત થાય. ૩૨.

એ પ્રમાણે [1]કર્ણોટપતિનું ખેદયુક્ત વચન સાંભળીને સરસ્વતીના હાસતા વસ્ત્રના જેવી સુંદર દાંતના કિરણની રેખ પ્રકાશતો કુમાર પ્રત્યુત્તર દે છે. ૩૩.

તમારી પાસે જે ડહાપણ બતાવવાનું નાટક કરવું તે કવિઓની આગળ વાચાળપણું છે અને ચંદ્ર પાસે હોય ત્યારે કાંતિનો મદ કરવો એના જેવું છે તોપણ ભક્તિવડે કાંઇક કહું છું. ૩૪.

પિતાનો મ્હારા ઉપર પક્ષપાત થાય છે એ (વાત) વિચારની ચતુરાઇને મટાડી દે છે. ( એ વિચાર ચતુરાઇ ભરેલો નથી) (કેમકે) મ્હોટેરો પુત્ર સોમદેવ છે ત્યાં મ્હારો યૌવરાજ્યમાં અધિકાર નથી. ૩૫.

ઓહો ! ચાલુક્યવંશ પણ જો અનાચારનું પાત્ર થાય તો તો મ્હોટું ઘાતકીપણું કહેવાય. અરે બીજું શું ? આ કળિરૂપ હાથી નિરંકુશ થઈ ગયો. ૩૬.

તો પ્રથમ પિતાને, લક્ષ્મીનો હાથ પકડાવવાને, મ્હારો મ્હોટો ભાઈ પોતે લાયક છે. વિરૂદ્ધતાને લીધે મલિન થઇને મ્હારે રાજ્યલક્ષ્મીને સ્વીકારવાનું કામ નથી. ૩૭.

મહેટેરાને સુકાઇ ગયેલા મુખવાળો બનાવીને હું લક્ષ્મીના પ્રેમમાં આશક્ત થાઉં તો પછી બીજું શું ? અન્યાય કરનારો થઇને મેં જ કુળમાં કલંક આલેખ્યું ( ઠરે ). ૩૮.

પિતા ચિરકાળ રાજ્યને શોભાવો, મ્હારો મ્હોટો ભાઇ યૌવરાજ્યપદને આરોહણ કરો, ( અને ) હું રમત સાથે દિશાનાં અંતરાળ દબાવી પાડી આપ બંનેના પ્યાદલનું વ્રત ધારણ કરૂં. ૩૯.

રામના પિતાએ જે પોતાના રાજ્ય ઉપર ક્રમનું ઉલ્લંઘન કરીને ભરતનો અભિષેક કર્યો તેથી ઉઠેલી " સ્ત્રીજીત " એવી તેની અપકીર્તિ હજી સુધી પણ દિશાઓના અંતરાળમાં છે. ૪૦.

મારે કુંતલેંદ્રના યશનો વિરોધી આ મ્હારા વિષેનો પક્ષપાત અટકવો જોઇએ. શું મ્હેનત વગરનું મ્હારૂં યૌવરાજ્ય રાજા વિચારતા નથી ! ૪૧.

---

૧ આહવમલ્લ.

કાનને પવિત્ર કરનારૂ પુત્ર થશે એવુ વચન સાભળીને રાજાને આ શ્ચર્યકારક લાગ્યુ . છતા સ્ત્રીઓમા મુખીપણું ધરાવનારી આ લક્ષ્મી કેનું ચિત્ત મલિન નથી કરતી ? ૪૨

સ્નેહ સહિત એને ખોળામા બેસારીને રોમાચ ઊભા થયેલા શરીર વાળો (રાજા) અતિ ઉજ્વળ દત કાતિ વડે મહેરબાનીની મોતીની માળા એના ગળામાં પ્હેરાવતો થકો કહેવા લાગ્યો ૪૩

ખરેખર ઘણા ભાગ્યવડે એ ભગવાન્ ભવાનીપતિ તુને પ્રસન્ન થયા છે, કે જે ચાલુક્ય કુળનું વિભૂષણ એવા તુ પુત્રની મહેરબાની કરી ૪૪.

( નહીંતર ) આવા શ્રવણામૃત વચનો કેના બીજાના મુખમાથી નીકળે ? દેવતાઓ રૂપી ભ્રમરોને ચાટવા લાયક મધુ પારિજાત વિના બીજો કોણ ઉત્પન્ન કરે ? ૪૫

જે ( રાજ્યલક્ષ્મી ) સારૂ કયા રાજાના કુમારો ત્યાર વિપર્યયનું પાત્ર નથી થતા ? તે હજારો ઉન્મત્ત હાથીના જેવી ભારે રાજલક્ષ્મી ત્હારે તૃણવત્ હલકી છે ૪૬.

લમની પાસેના સમુદ્રમાથી એ ( લક્ષ્મી ) નીકળી છે ( તેથી ) રાક્ષસીની પેઠે રૂધિર રૂપી આસવથી તૃપ્ત થાય છે એ લક્ષ્મી ત્હારા ભુજ દડમાં બધાએલી થઇને વિનયના વ્રતનું પાત્ર થવાની ૪૭

તેં જે માર્ગ બતાવ્યો તે હું જાણું છુ ( કેમકે ) મારી પણ ચાલુક્ય કુળમા ઉત્પત્તિ ( થઇ ) છે પરતુ સ્વભાવથી ચપળ એવી લક્ષ્મી આ લોકમાં ગુણના બંધનથી રહિત ( પુરૂષ ) મા દૃઢતા કેમ પામે ? ૪૮

મ્હારો દોષ કાંઈ પણ નથી, તુને જો નવાઈ લાગતી હોય તો જોશી એને પૂછી જો સામાન્યની ના પાડનારા એના પાપ મદ પાપ *મદભ્રુ કરેલા જ છે ૪૯

સામાન્ય લક્ષ્મીનો ધણી તુને જ શિવજીએ પણ કહેલો છે લોક મ્હારૂ બન્ધુ પુત્રપણું પણ આગસ્યા બે પુત્ર વડે જ વિસ્તારે છે ૫૦

તો હે વત્સ ! મ્હારૂં વાક્ય પ્રમાણ કર્યું ચાલુક્યની લક્ષ્મી ચિરકાળ

* જેના મદ સામાન્યની ના પાડતા હોય તેજ પાપમદભ્રુ કરનારા (પાપ બની) છે

ઉચ્ચીજ રહો. અદેખાઇ વિનાના રાજાઓ મ્હારો, ગુણને લઇને, પક્ષપાત ક્વેક વગરનો (છે એમ) વખાણો. ૫૧.

એવું પિતાનું આદર સહિત વાકય સાંભળીને કુમાર હસતો હસતો ફરી બોલ્યો. મ્હારા ભાગ્યના દોષે કરીને મ્હારી કીર્તિના કલંકનો હેતુ તાતનો આ દુરાગ્રહ છે. ૫૨.

કદિ તેના ગ્રહ રાજ્યના દૂત (રાજ્ય મેળવી દેનારા) ન હોય અથવા શિવજી કરૂણા રહિત હોય તો તે વડેજ તાત કૃતાર્થ થશે માટે મ્હારી કીર્તિનો નાશ થતો અટકાવો ૫૩.

દિગ્વિજયમાં એની શકિત નથી એમ નથી (કેમકે) જેનો નાનેરો ભાઇ મસ્તક ઉપર આજ્ઞા ધરનારો છે એ સ્થાનમાં રહેલોજ અદ્દભુત કાર્ય કરનારો હોઈને રક્ષામણિની સમાનતા ધારણ કરો. ૫૪.

ઇત્યાદિ અતિ વિચિત્ર વચનોથી પિતાને કૌતુક પમાડી ઉત્સવ બતાવી ઉદાર સ્વભાવવાળા તેણે મ્હોટેરા ભાઈને યૌવરાજ્યની મ્હોટાઇનું પાત્ર, ઠરાવ્યું // ૫૫.

ન ચીમળાઇ ગએલી કીર્તિવાળા ભુજના પ્રચ્છિતનું શિવજી પોતે સમાધાન કરશે એમ વિચાર કરીને પુત્રે કહેલુ બધુ એ રાજા કરવા

રણના ઉત્સવમા સર્વ ઠેકાણે આજ્ઞા કરે છે. અને રાજ્યશ્રી જેમા મુગટરૂપ છે એવા તે પુત્રના મેળવેલા જયરૂપી અમૃત પીયે છે. ૬૦.

તે હાથીના કુભસ્થળના સિંદુરથી રાતા દરિયા જેવો શોભે છે ચોલની સેનાના ક્ષયથી નીકળેલી લોહીની નદીના સમૂહવડે જાણે ભર્યો હોય એવો શોભે છે. ૬૧.

ચાલુક્ય રૂપી રામ, હરિ (ઘોડા અને વાનર) ની સેના સહિત કાંઠા ઉપર આવ્યા ત્યારે પ્રગટ થતી મોતીની છીપને બ્હાને જાણે ભયે કરી દાંત પોતાના) ખેચી કહાડતો હોય શું? ૬૨.

તે જ્યારે મલયાદ્રિના કુજમા પેઠો ત્યારે તેની સેનાના હાથીના કાનના ફડફડાટથી વસતઋતુ વિના પણ વિયોગિનીઓને તાપ કરનારો ચદન વાયુ પ્રગટી નીકળ્યો ૬૩

એ કુન્તલરાજપુત્ર ક્રોધ જાતની રાજલક્ષ્મી લીધા દેખાડે છે, તે તરવારની ધારારૂપી જળમા મળેલો શત્રુઓનો યશ તે જાણે દુધ હોય એમ જાણીને ખેચી લે છે ૬૪

તે વીરમા અગ્રણી જ્યારે વિજયમાં ઉદ્યુક્ત થઇને ધનુષ્ય દડ ખેચે છે ત્યારે દ્રવિડદેશની સ્ત્રીઓના મુખ ઉનામા ઉના નિશાસાથી ઝાખા પડી ગયા ૬૫.

તે (જ્યારે) વિરૂદ્ધ (થયો) ત્યારે ચોલ દેશના રાજાએ અતિશ્રમને લીધે પર્વતના ઝરણાનુ પાણી પશુની પેઠે સ્તનના સ્વાદની પેઠે પીને ઓય મા! એમ કહીને પૃથ્વીનો ત્યાગ કર્યો ૬૬.

આગળ નમવા સિવાય તેની તરવારને અટકાવવાનો રાજાઓને બીજો માર્ગ છેજ નહિ. ૬૯.

તે કારણરૂપ અવતરેલા જનાર્દને[1] પેટ ઉપર (પડેલી) હારની સરો વડે જાણે નાભિમાંથી કમળની ઉત્પત્તિ વારવા સારૂ ચંદ્રમાની કાંતિ કેમ ફેલાવી દીધી હોય ? ૭૦.

તે ગુણી પ્રિયનું હસ્તકમળ હર્ષથી હેમ વર્ષતું થયું ત્યારે તેની આગળ કવિઓને રાજી કરવામાં ભોજ રાજા ( કોઈ ગણતીમાં ) નહિ અને હાથીનાં દાન દેવામાં ડાહ્યો મુજ ( પણ કાંઈ ગણતીમાં ) નહિ ૭૧.

શત્રુની લક્ષ્મીને આલિંગન લેવાની ક્રીડામાં ઘણા ઉત્કંઠિત એવા તેના બે ભુજ છે (તેમાંના) બાજુબંધમાંના રત્નની કણીઓના કાંટાની તીવ્રતા તરવારમાં ભટકાઈને ટળી ગઈ. ૭૨.

તે એક છત્રવાળાએ ઉંચા રાજ્યના લોભથી બીજા છત્રો થતાં અટકાવવા સારૂ ઉંચા વંશ ( કુળ અને વાસ )વાળા ભૂભૃતો ( રાજા અને પર્વતો )ના દઢ બંધાના સેંકડો કટકા કરી ભાંગી નાંખ્યા. ૭૩.

જેણે સગ્રામમાં ગૌડનો વિજય હાથી ગ્રહણ કર્યો છે અને કામના રાજાના મ્હોટા પ્રતાપ અને રાજ્ય લક્ષ્મીને નિર્મૂળ કરી નાખી છે એવા એ (કુમાર)નો પૂર્વ પર્વત (ઉદયાચળ)મા સૂર્યના રથના પૈડાંના ઘોષ વડે જેની પરોઢિયાની નીંદર હરાઈ ગઈ છે એવી સિદ્ધરાજદેવની સ્ત્રીયો બરફના જેવો ઉજ્વળ યશ ગાતી હતી. ૭૪.

તેનો સંગ્રામ જોવામા ઈંદ્ર ઉત્સુક થયા હતા પરતુ ઉચ્ચૈઃશ્રવા (ઘોડો) બહુ આકરો કરેલો ધનુષનો ટંકારવ ખમી શક્યો નહિ ત્યારે દેવતાઈ હાથી ઉપર ચ્હડ્યા તેણે પણ રણના રસથી ક્રોધાયમાન થયેલા ગંધહસ્તિઓએ[2] ઘેરી લેવાથી તે ભાગવામાં તત્પર થયો તેથી તેણે (હાથીએ) પણ તેને (રાજાને) દૂર કહાડ્યો ૭૫.

---

૧. જનાર્દનના નાભિકમળમાથી કમળ થયું હતુ તે ન થવા દેવા જાણે ચદ્રમાની કાન્તિ ફેલાવી દીધી ચદ્રમાની કાન્તિ કમળ થવા ન દે એ પ્રસિદ્ધ છે.

૨. દેવતાની એક જાત. જુઓ સર્ગ ૨ ના શ્લોકની ૧૧ ની નોટ

એ (રાજા)ના પ્યાદલોએ કાંચી (પુરી) લૂટી લીધી તેથી જેમાં દેવાલયની ધ્વજની પટીઓ માત્ર બાકી રહી તે લૂટારાઓએ બધો વસ્ત્રનો ઠાઠમાઠ લૂટી લેવાથી પુરસ્ત્રીઓને લંગોટી વાળવાની કૃપણતા માટે જાણે (હોય). ૭૬.

આંહીં ભગાડેલા રાજાઓને દળી નાંખવાની જે ક્રીડા તેથી ઉઠેલો જે શબ્દ તે, મેઘની ગર્જનાને અનુસરનારા ધનુષના શબ્દોવડે (મિશ્રિત થઈને) જગતને કંપાવી રહ્યા હતા ત્યારે રાવણનાં માથાં કાપ્યા છતાં પણ જેનો ક્રોધ શાંત નથી પડ્યો એવા રામચંદ્રની પુનરાવૃત્તિ અકાલિક કંપમાં બાંપડી લંકાના લોકોએ માની. ૭૭.

ઇતિશ્રી ત્રિભુવન મલ્લદેવ વિદ્યાપતિ કાશ્મીરક ભટ્ટ બિલ્હણના કરેલા વિક્રમાંકદેવચરિત મહાકાવ્યના આચાર્ય વલ્લભજી હરિદત્તકૃત ગુજરાતી ગદ્ય ભાષાંતરમાં ત્રીજો સર્ગ સમાપ્ત થયો.

## સર્ગ ૪ થો.

રાજપુત્ર કાર્ય થકી યુવરાજપણામાં રહેલો તે નિષ્કપટ વીર એવા તેણે કામદેવની પેઠે દિગ્વિજય કર્યો. ૧.

તેના હાથીઓએ કેરલ દેશની સ્ત્રીઓના ગુંચવાઇ ગએલ વાળરૂપી વેલની સાથે મલયવૃક્ષ લીલા માત્રમાં ભાંગી નાંખ્યા. ૨.

તેના મદવાળા હાથીઓએ મલયને જ્યારે વૃક્ષવેણો કરી મુકયો ત્યારે હું માનું છું કે ચંદનના વાયુનો ન મટાડી શકાય એવો દુકાળ પડ્યો. ૩.

મલયાચળ-ચંદનમાંથી ટપકેલા ફીણને મશે તે જાણે પરોક્ષ થઇ ગયાં હોય (મરી ગયાં હોય) નહિ એમ તેના પિંડ મુકે છે. ૪.

ઘાટા ચંદનના ઝરવાથી (તે રૂપ) ગારાવાળાં થયેલાં મસ્તકવાળા તેના હાથીયોએ જરા વાર સમુદ્રમાં પેઠેલા તેથી તેમાંના વડવાનળનો તાપ

તેની સેનારૂપી બધી સ્ત્રીઓએ સખીની પેઠે મલયવાયુની જન્મ ભૂમિને પ્રીતિવડે જોઈ. ૭.

મલયે ચંદન વાયુના બીજ સારૂ જાણે હોય તેમ તેની સ્ત્રીઓના સુગંધી એવા વિશ્વાસના વાયુ વડે ગુફાઓ ભરી દીધી. ૮.

હાથીઓએ મૂળમાંથી ખેંચી કહાડી ફેંકેલી એવી ચંદનના વૃક્ષ રૂપી દૌલત તે જાણે કિંમત લેતો હોય તેમ સમુદ્રમાંથી તેણે રત્નો ગ્રહણ કર્યાં. ૯.

હાથીએ ખોદી નાંખેલાં ચંદન વૃક્ષના ટપકવાથી ધોળી થઈ ગએલી શિલાવડે મલય જાણે તેની સેનાના ખળભળાટથી અસ્થિશેષ જેવો થઈ ગયો. ૧૦.

સમુદ્ર નારાયણની નિદ્રાનો ભંગ કરનારા સેનાના કલબલાટથી જાણે કોપાયમાન થયો હોય એમ ખળભળી ઉઠયો. ૧૧.

પાણીના હાથીની વ્હેડી સરખા મ્હોટા સર્પો સમુદ્રને કાંઠે ગુંજ્જાંવાળીને સુતા હતા તે તેના હાથીઓએ કચરી નાખ્યા ૧૨.

સમુદ્રનાં મોતીયો જેને પગે વળગી ગયેલાં છે તેથી તેના હાથીયો પગે નક્ષત્રોને કચરનારા ઈંદ્રના હાથીની શોભા ધારણ કરે છે ૧૩.

તેનાં વાહન એકેકે સમુદ્રમાં પ્રવેશ કરે છે તેથી ઘોડાને સભારીને જાણે ઉચ્ચૈઃશ્રવસ આવતો હોય એમ સમુદ્ર માને છે. ૧૪.

તેના હાથીના પગ ભટકાવ્વાથી જેમાની મોતીની છીપો ભાંગી ગઇ છે તેથી ભયે વ્યાકુળ થઇ ગએલા સમુદ્રને પોતાની છાતી ફાટી ગયાનો ભ્રમ થાય છે. ૧૫.

તેના સૈન્યથી રગડાણો એવો સમુદ્ર મરવાનો ઉપાય ખોળે છે તેનામાં વિષને શિવજી ગળી ગયા છે એ બાબત અફસોસ કરે છે. ૧૬

સ્ત્રીના હોઠ સરખી કાંતિવાળા સમુદ્રના પરવાળામાં પ્રીતિનુ પાત્ર થએલી રાજપુત્રની દૃષ્ટિ શોભી રહી છે. ૧૭.

તેણે કેરલ દેશના રાજાના લોહી વડે મેલા કરી નાખેલા સમુદ્રને અગસ્ત્ય ઋષિનો ત્રાસ છોડાવ્યો. ૧૮.

સમુદ્રના મધ્યને ડોહોળી નાખ્યુ તેથી ઘુમરી ખાતા સર્પો દાંતમાં વળગી જાય છે તે જાણે સમુદ્રનાં આંતરડાં હોય એમ તેના હાથીઓ ખેચે છે. ૧૯.

તેના ભયથી સિંહલદ્વીપનો રાજા શરણે આવ્યો તે અગસ્ત્ય ઋષિના આશ્રમમાં વિશ્રામો ખાવા લાગ્યો. ૨૦.

તેણે વિચિત્ર પ્રકારનુ ધનુષ હલાવતાં હલાવતા આંગકુંડ(ની) પુરસ્ત્રીનાં મુખચદ્ર પડી જતા કુંડળરૂપી મંડળવાળાં કર્યા ૨૧.

તેણે યશરૂપી કુંચી ( ચિત્ર કાઢવાની પીછી ) દિશારૂપી ભીંત ઉપર મુકી તેથી દ્રવિડ દેશથી સ્ત્રીના લમણાં રૂપી પાટીયા ઉપર પીંગળાશ ઉતારી ( ચીતરી ). ૨૨.

ઉંચાં શિખર ( ઘરના ) પડી ગયાં છે તેથી તે જયશ્રીએ જાણે રાજધાનીની નગરી, કપાએલા માથાવાળી કરી મુકી હોય. ૨૩.

પાણીમા બોળાએલી રાજાની રાણીઓ ભમતા પામેલા વસ્ત્રો પાસે આસુ પડાવીને તે ( કુમાર ) ના યશને કહી દેખાડે છે. ૨૪.

તેના બાહુએ ચોલ દેશના રાજાના અત પુરના ઘરના બારની ચોકીનું કામ હલાવાતા પુછડા રૂપી દડ ધારણ કરનારા સિંહોને સોપ્યુ ૨૫.

દ્રવિડ રાજા જ્યારે ભાગ્યો ત્યારે સાકડા ગુફાના દ્વારમાં પેસવામાં ચિંતાથી દુર્બળ થઇ ગએના દેહને બહુ ( ઠીક ) માન્યો ૨૬.

તેના ભયથી ઝાડની ઓળમા ભાગી ગએલી ચોલ દેશની સ્ત્રીઓના કપુરના ટપકાના ચિહ્નવાળા વાળ હજી સુધી દેખાય છે ૨૭.

તેના બાહુએ કપાવેલી, તરતમાંજ અમૂલ્ય પદાર્થો પડી ગયા તેથી કાચી ( કદોરો અને નગરી ) દ્રવિડ દેશની પૃથ્વીના કીલ્લાનુ સૂત્ર બાકી રહ્યુ હોય ( એવી દેખાય છે. ) ૨૮.

પ્રતાપની મ્હોટાઇમા પ્રીતિવાળા એણે ( કુમારે ) વેંગિ ભૂપની સ્ત્રીજનોને કામદેવના પ્રતાપનુ સ્થાન ન થવા દીધુ ૨૯.

રિપુની સેના જેણે દાબી દીધી છે એવા તેણે ( કુમારે ) ચક્રકોટ પતિની ચિત્રશાળામા લખેલા હાથી ( પર્વત ) ને છોડાવ્યા ૩૦.

કામ પરવારી પાછો વળ્યો અને કાંઇક ભાગના માર્ગમાં હતો ત્યા તેને અકસ્માત્ ઉદ્વેગ જણાવા લાગ્યો. ૩૧.

તે ડાબી આંખના ફરકવાથી શકિત થઈ ભય પામીને પિતાજીના ચરણનું કલ્યાણ હો એમ આંસુ પાડતો બોલ્યો. ૩૨.

ચિંતાએ કરીને હૃદય બેહેર મારી ગએલાને તેને કોઈ અદશ્યોએ આવીને અમંગળની વાર્તાની પેઠે તેના કાનમાં કાંઈક કહ્યું. ૩૩.

સારી નરસી ચીજ પ્રાણીઓના અંતઃકરણમાં પ્રતિબિંબની પેઠે આગળથીજ સામી આવીને ઉભે છે. ૩૪.

અશેષ શાસ્ત્રમાં ઉંડો ઉતરી ગયો છે તેથી નિર્મળ બુદ્ધિવાળો થયો છે તોપણ કુમાર કોઈ અકારણ અધીરતા પામ્યો. ૩૫.

ખરાબ નિમિત્ત (દેખાય છે તે)ની શાંતિ માટે સર્વસ્વ દાનનો વિચાર કરી, એ કૃષ્ણા નદીને કાંઠેથી તે આઘો ન ખસ્યો. ૩૬.

તેટલામાં તેજ ક્ષણે સુકાઈ ગયેલા મ્હોવાળો રાજધાનીથી સામો આવેલો મુખ્ય દૂત દીઠો. ૩૭.

અપ્રિય જણાવવામાં જીભને આળશી બેઠેલી જોઇને જાણે વિસ્તારવાળા શ્વાસોશ્વાસ વડે અનર્થ કહેતો હોય ? ૩૮.

અત્યંત ઉના મ્હોના નિશાસાના વાયુવડે દુર્વાર્તારૂપી વજ્ર તથા અગ્નિ પાસે છે એમ જાણે જણાવતો હોય ? ૩૯.

ધણીમાં ભક્તિવાળી દિશાઓ રાજાની સ્થિતિ પૂછતી હોય તેથી જાણે અતિ ઉતાવળા પગલાથી દોડતો દેખાતો હોય ? ૪૦.

અનર્થની વાર્તા ઉપાડીને આવ્યો છે તે રૂપી મહાપાપે દૂષિત થએલો છે એમ ગણીને ધૈર્યે જાણે બધી રીતે છોડી દીધો હોય ? ૪૧.

પ્રણામ કર્યા છે અને પાસે ઉભો છે એવા એ (દૂતને) રાજપુત્ર જે (બાપને) વ્હાલો છે તે પિતાના ચરણ (કમળ)નું કુશળ આ પ્રમાણે પુછતો હવો. ૪૨.

હળવેથી પાસે બેસીને ઉત્સાહ વોણી વાણી વડે નાકની ટોચ ઉપર જેને આંસુનાં ટીપાં આવી ગયાં છે એવો તે દૂત કહેવા લાગ્યો. ૪૩.

કુમાર તમે તમારા મનને દૃઢ કરો અને ધીરતાને છોડી દેશો માં. દુર્વાર્તારૂપી પ્રલયકાળનો મેઘ આ ઘડી ફુટે છે.

દેવ, પિંગળા પડી ગયો ત્યાં સુધી પાડ્ય દેશને, હાવકલોલક થઈ ગયો ત્યાં સુધી ચોલદેશને, અને સિંહલને દનાવી દીધો ત્યાં સુધી તમારા વિજયને સાંભળીને, સુખમય સ્થિતિ પામ્યા. ૪૫.

તેને વિધિયાંડાએ અકાળે દાહજ્વર ઉત્પન્ન કર્યો સુખ સંપત્તિ કોઇથી કપ વગર મેળવી શકાતી નથી ૪૬.

ચદનના લેપે કરીને પણ તેને સતાપ શમ્યો નહિ (અને) તે વારવાર તમારા આલિંગન રૂપી અમૃતની આકાક્ષા ધરવા લાગ્યા. ૪૭

ક્રમથી તેણે અર્દ્ધ જાગવુ જેમા છે એવુ જોવા માડ્યુ તે જાણે ઈંદ્રના દૂત ( તેડવા આવ્યા હોય તે )ની સામાં ગજનિમીલિકા ( આખ વીંચામણા ) કરતા હોય ૪૮.

અતરમા જાણે દાહ થતો હોય તે જોઇને જાણે પ્રિયકીર્તિ (બ્હાર) નીકળી હોય તેમ દાતની કાતિ દેખાડતા તે (રાજા) મત્રિયો પ્રત્યે આ પ્રમાણે બોલ્યા ૪૯.

રાજાઓના મુગટના માણકની પટ્ટીમા પ્રતાપરૂપી ટાંકણાથી જાણે કો-રેલી હોય એવી પોતાની[1] આજ્ઞાની અક્ષર માલિકા મૂકી ૫૦.

દિશાની ભીંતોમા બાણની પક્તિઓથી કાણા કરી મુકીને તેને પો-તાના યશરૂપી રાજહસના પાજરાની શોભાને પમાડી ૫૧.

બધી વગરની સમૃદ્ધિ વડે પૃથ્વીને દરિદ્રીઓ વગરની કરી (અને) સત્પુરૂષોના ઘરમા લક્ષ્મીને કુળવધૂ જેવી કરી ૫૨

ધનુષની ચતુરાઇથી પ્રાપ્ત થયો છે લક્ષ્મીનો સમાગમ જેને એવો અને કાકુસ્થ વશનું ધારુ સામર્થ્ય એવો વિક્રમની પદવીવાળો પુત્ર પ્રાપ્ત થયો છે ૫૩.

તેજ યશવાળાએ યુવરાજત્વ સોંપીને ચક્રવર્તીપણાનો ભાર ઉપાડનારો આ સોમેશ્વરને કર્યો. ૫૪.

એ રીતે કૃતકૃત્ય થયેલો માહેશ્વર શિરોમણિ જે હું, તેનો શિવજીના પુરમા જવાને ઉત્સવ (છે) ૫૫

---

૧ આ બધુ વિક્રમાન્દેવ માટે છે એમ પક મા શ્લોકમા સ્ફુટ થાય છે

મદોન્મત્ત દ્વારપાળને હાથે સેવકોને (સેવા કરવા આવનારાઓને) પણ જેણે ગલહસ્તિત કર્યા છે (ગળચી ભરી ધકેલી કઢાવ્યા છે, એવા અભાગ્યા રાજાઓ દૈવને પણ અગમ્ય એવા પોતાને માને છે. ૫૬.

મ્હારો જન્મ ચાલુકય રાજાઓના શુદ્ધ કુળમાં છે, મ્હારા કાનની મિત્રાઇ કેટલાંક શાસ્ત્રાર્થના છાંટા પામ્યા છે (અર્થાત્ મેં કેટલાંક શાસ્ત્ર સાંભળ્યાં છે.) ૫૭.

અભાગ્યા જીવિતને હાથીના કાનના અગ્રના જેવું ચપળ હું જાણું છું. મ્હારે પાર્વતીના પ્રાણનાથ વિના બીજો વિશ્વાસ નથી. ૫૮.

તે હું તુંગભદ્રાના ખોળામાં (બેશી) શિવજીનું ચિંતવન કરતે (આ) દેહ ગ્રહણની વિડંબના (નામોશી) મટાડવાને ઇચ્છું છું (અર્થાત્ તુંગભદ્રા નદીમાં પડીને દેહ ત્યાગ× કરવા ઈચ્છુ છું.) ૫૯.

શિવજીની સેવામાં આ દેહ ઉપકાર માટે ચાલ્યો ગયો (તો) એ કૃતઘ્નતાનું વ્રત (કહેવાય એટલે કૃતઘ્નતા કરી વદે) તેનો જ્યાં ત્યાં ત્યાગ કરવો.૬૦.

"બહુ સારૂ" એમ રાજાના વચનને કારભારીઓએ કબુલ રાખ્યું (કેમકે) યોગ્ય આચરણમાં કેનુ મન ઉત્સાહ ચતુર (ઉત્સાહિત) ન થાય? ૬૧.

તે પછી પ્રેમીજન જેને પ્રિય છે એવો રાજા કેટલીક મજલે દક્ષિણાપથની ગંગા (તુંગભદ્રા) નાં દર્શન કરતો હવો ૬૨.

તે તુંગભદ્રાને તે માની રાજાએ તરંગ રૂપી હસ્તો વડે (પોતાને) ઉપાડીને ઈંદ્રના મંદિરમાં ફેંકતી હોય એવી માની. ૬૩.

ત્યાં ફીણમાં મ્હોટા મ્હોટા ગોળાની પંકિત હતી તે જાણે બ્રહ્માએ વિમાનના હંસની હાર ગોઠવી હોય એવી દીઠી ૬૪

ઘણે દૂર સુધી ઉડીને પડતા એવા છાંટા વડે એ પૃથ્વીનો ચંદ્રમા ગ્રહો ભેળા થયા હોય એવો શોભવા લાગ્યો ૬૫.

---

× આવી રીતે દેહપાત કરવો એ આત્મઘાત નથી પણ વિહિત મરણ છે, જેમકે—व्याधितो भिषजात्यक्तो विप्रो वृद्धो युवा यदा ॥ तनुं त्यजेज्जलाग्न्याद्यैः सयथेष्टं फलं लभेत् ॥ ઇત્યાદિ (ધર્મસિંધુ.)

તેમાં ઉતરીને ધીર પુરૂષોમા મુખ્ય એવો એ રાજા નાહીને શિવજીના ચરણદ્વયનું ચિંતવન કરવા લાગ્યો ૬૬

તે જરા પણ ખેદ પામ્યા વગર અપરિમિત સુવર્ણના ગજ દેવા લાગ્યો મહાભાગ પુરૂષો કષ્ટ વેળા પણ દાન દેવામા મ્હો ફેરવતા નથી ૬૭

તે ગળા લગી પાણીમાં ઉતરીને મ્હોટા મોક્ષ રૂપી તુરીના ઘોષ વડે તે શિવપુરીમાં સધાવ્યો ૬૮

એટલુ કહીને તે ( દૂત બોલતો ) બધ થયો ત્યારે તે (વિક્રમાક) આંસુનો વરસાદ વરસાવતો અને પામેના માણસોએ જેની પાસેથી છરી ઝોગી લીધી છે એવો, આક્રંદ કરીને ગળુ ફુલાવી મુક્યુ છે એવો, સ્વભાવથીજ દીના સ્વભાવનો અને બાપનો સ્નેહ તેથી પૃથ્વી ઉપર આળોટતે શરીરે રૂદન કરવા લાગો ૬૯–૭૦

એ રીતના દુરાચારના નિયમને ગ્રહણ કરનારા યમને સૂર્ય પણ તેને વશમા કાંટારૂપ માને છે ૭૧.

એ દુ ખને ન જાણનાર (બીજા) દિવસોનો ખાર કરતો (એ) દિવસ પણ જાણે પોતાને મહભાગ્ય સમજતો હોય ૭૨

તે પછી એ કેટલીક વખત ( તેવી સ્થિતિમા ) રહીને અવિચ્છિન્ન પડતા આસુનો વરસાદ વરસાવતો વિચારવા લાગ્યો ૭૩.

હે આદિકૂર્મ કર્મો સુખસ્થિતિની ના પાડે છે ( અર્થાત્ કામ કરવાના હોય ત્યા સુખે બેશી રહેવુ હોયજ નહિ અથવા કામ હોય ત્યા સુખે બેશી રેહેવાયજ નહિ ) હે શેષ કચરાઇને હાડપિંજર બાકી રહે એવો થા ( એટને પૃથ્વીનો ભાર ઉતારનાર હવે કોઇ નથી ) ૭૪.

હે દિગ્ગજો સ્વતન્ત્ર ક્રીડા કરવાનો આદર તજી દ્યો, અને બધા ભેળા મળીને પાછા આ પૃથ્વીને ધારણ કરો (કેમકે પૃથ્વીનો ભાર ઉપાડનારો ગયો ) ૭૫

( કેમકે ) આહવમલ્લ જેવા ( રાજા ) ના સુવર્ણના સ્તભની જાતિ કરનારા બાહુને (તો) બ્રહ્માએ ઇંદ્રની ધુરા ધારણ કરવાને નિશ્ચિત કર્યો ૭૬

હે રાજાઓ તમે પોતપોતાની રાજ્યધાનીમા સ્થિર થઇને રહો (કેમકે) વીરના સિંહાસન ઉપર બીરાજવાને (હવે) એવો ઉત્સાહ ક્યાથી (કહાડશો )૭૭

હે પૌરૂષ તેના બાહુ દંડ (તો) છુટા પડચો હવે તુ શું કરીશ, હે પ્રતાપ તું પ્રતિપાલક વગરનો થઇ ગયો તેથી પરિતાપ પામતો હઇશ. ૭૮.

હે પદ્મા ( રાજ્ય લક્ષ્મી ! ) પાછું પદ્માકર (તલાવ)ને ઘર ધાર્ય. (કેમકે) આ ત્હારા પતિની જુદાઇનો સંતાપ બીજે સ્થળે તું સહન કરી શકીશ નહિ. ૭૯.

શેષની ફ્ણાના મડળ રૂપી ડીટીયાથી પૃથ્વીને ખરી પડવું એ સારૂં છે અથવા માટીના પીંડાને એવું સ્નેહનું પાડિત્ય કયાંથી (હોય). ૮૦.

હું માનું છું કે બ્રહ્મા કોઈ અપૂર્વ મૂર્ખ ઉઠચો છે ( કેમકે નહીંતર ) ઘણા વખતના કલેશથી ઉત્પન્ન થએલી પોતાની કૃતિનો કેમ નાશ કરે. ૮૧.

અહો એવું શૌર્ય, અહો ધૈર્ય, વિચિત્ર પ્રકારનુ ગાંભીર્ય અને શોભા, (અને) તે સાચુ છે કે એક ઠેકાણે એ બધા ગુણ દુર્લભ છે. ૮૨.

શત્રુનાં શસ્ત્રોને બુઠાં કરી નાંખનાર એ વજ્ર જેવી આકૃતિવાળાનો જે ક્ષય થયો તે મ્હારા ભાગ્યના દોષથીજ (થયું છે) અથવા બીજો પાઠ– મ્હારા ભાગ્યના દોષથીજ આ ક્ષય થયો છે એમ (હું) જાણું છું. ૮૩.

બ્રહ્મા એવુ સૃષ્ટિનુ રત્ન કયી રીતે બનાવશે, અથવા એવા પરમાણુ કેમ ભેળા થઈ શકશે. ૮૪.

સામી દોડતી આવતી અનેક (સેના અને નદીઓ) ને પેશી જવા દેવાને સમર્થ, સત્વગુણનો સમૂહ એવો રાજા, સામી દોડતી આવતી અનેક નદીઓને પેસવા દેવાને સમર્થ અને પ્રાણીના સમૂહવાળા સમુદ્રના જેવો એવો (મનુષ્ય) દુર્લભ છે ૮૫.

આર્ય અને સુકુમારપણાનુ એક પાત્ર એવા રાજાથી હાય મ્હારા વિના (થએલો) ખેદરૂપી અગ્નિ કેમ સહન થઈ શકચો હશે. ૮૬.

એ અને બીજુ બરાડાસહિત વારંવાર ચિંતવન કરી કરીને હળવે હળવે વિવેક રૂપી દીપક વડે તે રસ્તે વ્હડચો. ૮૭.

સધાવેલા પિતાની યથાવિધિ ક્રિયા કરીને પછી મ્હોટા ભાઇને જેવાની ઉત્કંઠાથી પ્રેરાએલો તે આગળ ચાલ્યો. ,,

કેટલાક દિવસોએ તે માર્ગ ઉલ્લંઘીને (કાપીને) તે પછી શબ્દ વગ રની સેનાના સમુહ સહિત તે પુરીમા પેઠો ૮૮

હસ વિનાની જેમ તળાવડી, ન્યાય વિનાની જેમ રાજતા, કવિ વિનાની જેમ સુખસભા, ચદ વિનાની જેમ રાત્રિ, દાન વિનાની જેમ લક્ષ્મી, કવિત્વ વિનાની જેમ વાચાળતા, તેમ એ પિતા વિનાની પુરીને અપવિત્ર માનુ છુ ૯૦–૯૧

આગળથી આવેલા મ્હોટા ભાઇએ જેને માન આપ્યુ છે એવો તે તેનીજ સાથે કલેશ સહિત રાજમદિરમા પેઠો ૯૨

અન્યોન્યને ગળે વળગી પડ્યા તેથી જાણે તેઓના આસુના જળની ધારા ત્યા અતિ બધાઈ રહી હતી તે દબાણથી જાણે બાહાર નીકળી પડી હોય શુ ૯૩

ક્રમ થકી તે બનેએ દુ ખ ત્યાગ કર્યુ અને છળ વડે વેરાગતી અ ન્યોન્ય સ્નેહ વૃત્તિથી કેટલાક દિવસ નિર્ગમન કર્યા ૯૪

ગુણો વડે પોતે મ્હોટો છે તોપણ મ્હોટેરા ભાઇને તે પિતા તુલ્ય લેખે છે, મહાત્માઓની પ્રવૃત્તિઓ અવળે માર્ગે થાયજ નહિ ૯૫

તેણે દિશાના ચક્રને વનોવીને ભેળી કરેલી વસ્તુઓ તેને સુપરદ કરી (સોપી) યશસ્વીને લોભ હોય નહિ ૯૬

તે પછી કેટલેક દિવસે સોમેશ્વર પાપ કરવામા તત્પર થયો એ મ્હાટી સમર્થ એવી ભવિતવ્યતા તેને કોણ મટાડી શકે એમ છે ૯૭

મદિરા જેવી રાજ્ય લક્ષ્મી તેને મદ ઉત્પન્ન કરવામા કારણભૂત થઇ તે ખશી ગયેલું યશરૂપી તમામ વસ્ત્ર જાણી શકયો નહિ ૯૮

મગળની તુરીના શબ્દે જાણે તેને બ્હેરપણુ આવી ગયુ હોય એથી તેણે લેશ પણ મહાત્માઓના વચન સાભળ્યાં નહિ ૯૯

તેણે મદનો જ્વર પ્રગટ કરીને અગને કસરાતા જણાવતાં રાજ્યલક્ષ્મીની પેઠે રાજ્યલક્ષ્મીનો ક્ષય કર્યો ૧૦૦

કુતળના ઉધામ બધ પડ્યા તેથી વૈરાગ્ય દેખાડતી પૃથ્વી તે ધણી જીવતે છત્તે વિધવા જેવી દેખાવા લાગી ૧૦૧

તેના બેસવાથી પીઠ દૂષિત થઇ હોય એમ હાથીઓ સુંઢ ઉંચી કરી તેમાંના છાંટાના જળ વડે પોતાની પીઠ ઊપર જાણે પ્રોક્ષણ કરતા હોય. ૧૦૨.

રખેવાળોએ મંડળ ભ્રમણમાં પ્રવૃત્ત કરેલા ( કાવો લેવરાવતા ) તેની સેનાના ઘોડાઓ તેની અયોગ્યતા સિદ્ધ કરવાને જાણે સોગન લેતા હોય? ૧૦૩.

હું માનું છું કે, તેણે જે ક્ષાત્ર તેજનો ત્યાગ કર્યો છે તે, કદાચિત્ રાજ્યલક્ષ્મીને લાખની માનતો હશે તેથી તે ગળી જાય તો એવી બ્હીકથી હશે. ૧૦૪.

તેણે પોતે પિશાચીણી જેવી રાજ્યલક્ષ્મીને ચુમ્બન કર્યું તેથી સ્વાદ લાગ્યો તે હવે સહુનાં ગળાં ચુસી લોહી ચુસી લેવાની ઇચ્છા રાખે છે. ૧૦૫.

તે ઉદ્ધત ચામરના ઝાઝા પવનથી ઉડેલી ધૂળથી ભરાઈ ગયો તેથી માર્ગ જોઇ શકતો નથી. ૧૦૬.

તેજના ભંડાર એવાં રત્નનો ઢગલો પેહેરે છે તોપણ તે દૈવનો હણેલો અંધારાના ઢગલાથી ઢંકાઇ ગયો છે. ૧૦૭.

નમવાવાળા બધાને ઉપર જવાની બંધી છે એમ ધારીને તેણે વિવ્હળ થઇને હેઠે ઉતરવું ઠીક માન્યું. ૧૦૮.

પિશાચની પેઠે સર્વનાં છિદ્ર ગોતવાને તત્પર થયેલો તે મદની મૂર્છા વડે કાંઇ પણ કર્તવ્ય જાણી શકતો નથી. ૧૦૯.

લોભનુજ એક ઘર એવા એ રાજા થકી સઘળાં માણસ અલગ રહેવા માંડયાં. રાજાનો ત્યાગ એ જગત્ને વશીકરણનુ ઓસડ છે. ૧૧૦.

અકારજમાં પણ કુમારનો અભિપ્રાય તેણે પ્રગટ કરવા માંડ્યો. લક્ષ્મીના સુખમાં મોહ પામેલાને શું અસંભવિત છે. ૧૧૧.

તે અંકુશ ફેરવતો થકો હાથી ઉપર ચ્હડીને અપ્ખ્યાતિનું બીજ વાવવા જાણે આકાશ સ્થળને ખોદતો હોય? ૧૧૨.

ઝાઝા બકબકાટનું શું કામ? તેણે એવું રાજ્ય ચલાવવા માંડયું કે જેને લીધે ચંદ્રમાના મિત્ર સરખા ચાલુક્ય વંશમાં કલંકતાને પામ્યો. ૧૧૩.

મ્હોટેરા ભાઇનો દુરાગ્રહ મટાડી શક્યો નહિ. રાજ્ય રૂપી ગ્રહ જેને વળગ્યો હોય તેને માટે મંત્ર શું, અને ઓસડ શું? ૧૧૪.

તે વિચારવા લાગ્યો કે ઉંધી બુદ્ધિનાને શુ કરવુ? આમા અપ-
કીર્તિના ભાગનું પાત્ર હુ થઇશ. ૧૧૫.

અવળે મારગે ચાલનારા ગુરૂનો ત્યાગ જ કરવો ઠીક ગણાય તો
અહીંથી દક્ષિણ સમુદ્ર તરફ જવાનું ધારૂં ૧૧૬.

હું જ્યારે એ દ્રવિડો આદિને અત્યંત પીડીશ ત્યારે તેઓ ઉલટા
ચાલનારા પણ આર્યને હરકત કરવાને સમર્થ નહિ થાય. ૧૧૭

એ ચુલુક્ય વંશના મસ્તકનો મણિ, એમ કર્તવ્ય મનથી નિશ્ચય
કરી નગારાના શબ્દ વડે કાનના રસ્તાને ફાડી નાખતો નીકળ્યો અને
કોપાયમાન થયેનાએ સાહસના બીરદવાળાએ રાજાઓની સેનાના હાથીઓમાં
પોતાનાં બાણ વડે કેટલા (હાથી) નુ ધૈર્ય ન છોડાવી દીધુ? ૧૧૮

મધુએ ત્યાગ કરેલી વનની ગૃથ્વીની પેઠે ધનુષથી છુટી પડેલી પણ
છની પેઠે, મોતી કહાડી લીધેલી છીપની પેઠે, અને મધુરત્વ વિનાની કવિ-
તાની પેઠે, તેણે એકે ત્યાગ કરેલી ચાલુક્ય રાજ્યની સ્થિતિ શોભતી
નથી સારા જન્મવાળાનુ સામર્થ્ય વર્ણવવાને કેની વાણીનો વિસ્તાર
(સમર્થ) છે ૧૧૯

## સર્ગ ૫ મો.

એ દુર્મતિ (મ્હોટો ભાઈ) રાજ્ય કંટક કહાડવાને ઉદ્યુક્ત (થયો છે તે) અને નાના ભાઇને નહી સહી શકે એમ મ્હોટા ભાઇ તરફના સંકટની શંકા રાખીને તેણે નાના ભાઈ સિંહદેવને બોલાવી લીધો. ૧.

સર્વ બાજુથી તુરીના મંગળ શબ્દ બંધ થયા છે તે જાણે ઘરેણાંનો શબ્દ છાનો રાખતી હોય એમ ઠેકાણાવગરના ચિત્તવાળા એ રાજાએ તેની પછવાડે ચલાવી હોય એવી રાજલક્ષ્મી જણાણી. ૨.

ખોળામાં બેઠેલાને મારી નાંખવા સારૂ ગોંધી રાખ્યો છે એમ કેમ શંકા* રાખે છે ? (તેથી) તે રાનમાં ખાટલામાં લોટતાં લોટતાં ચંદન બધું લોવાઈ જાય છે એ રીતે તપ્યા કરે છે. ૩.

તે રાજાનું મન મ્હોટા ભયરૂપી ગારામાં ખુંચી ગયું છે. તે ઘણી સંખ્યાવાળો ભાર ખેંચી કહાડવાને સમર્થ એવા મદોન્મત્ત હાથીઓથી પણ ખેંચાઈ શકાયું નહિ. (ગારામાંથી) ૪.

એ ઉકળતા મનવાળાએ તેની પાછળ પુષ્કળ સૈન્ય મોકલ્યું. લોભી મનવાળા ચર્મચક્ષુ પુરૂષોનુ કર્મ શું સત્વગુણ રહિત ન સંભવે ? ૫.

એ સૈન્ય તેને પ્હોચી ગયુ તોપણ અન્યાયના પંકની શંકાથી તેણે તે સૈન્યને એકદમ હણ્યું નહિ. અટકળાય નહિ એવા ભુજ બળશાળી તેના જેવા પુરૂષો સકટમાં પણ પીડા× વિનાના હોય છે. ૬.

શત્રુ રાજાઓના કાળરૂપ તેણે નિર્દય રીતે મારવાને એ સૈન્યને ઉદ્યુક્ત થયું ત્યારે તેને મદવાળા હાથીના પગ વડે ચૂર્ણ કરાવીને એક કોળીયો કરી નાંખ્યું. ૭.

શું ઝાઝા બડાફા મારવા, વારંવાર શત્રુની સેનાઓ આવી તેને કાળના મુખ રૂપી ખાડામાં નાંખીને તેણે રાજાને પોતાનું અગ બાકી રહ્યું એવો કર્યો. ૮.

---

* મૂળમાં **अदाङ्क्माः** છે તે **अदाङ्क्धाः** હોવું જોઇયે.

× મૂળમાં **अगहना** છે અને **गहन**નો અર્થ પીડા—દુઃખ એવો **शब्द-चिंतामणि**માં કર્યો છે. તે વિના ઉડાનો અર્થ સંભવતો નથી કેમકે —

લક્ષ્મીના વિલાસ સ્થળમાં બાથમાં લીધેલા રાજહંસની પેઠે યશને રમાડતા થકા જાણે વિષ્ણુ ઉદય પામ્યા હોય ? ૯.

ભાઈના દુરાચરણના ચિંતવનથી કોપરૂપી ગારાથી ડહોળાઈ ગયેલું મન ધારણ કરનારા તેને તુંગભદ્રાએ સ્વચ્છ પાણીવડે પ્રસન્નતા પમાડયો. ૧૦.

હાથીના સમૂહના ન્હાવા સારૂ ઉતરવાને લીધે વાહીનીપતિ (નદીપતિ સમુદ્ર અને સેનાપતિ) ને માર્ગે તે (તુંગભદ્રા) આવી અને (સારે) હાથીના મદની નદીઓ સમુદ્રમાં જઈ મળી. ૧૧.

હાથી (નદીના જળમાં પ્રતિબિંબરૂપ) સામાવળીયા હાથીને જોઇને તેને દળી નાંખવાની આકરી ઇચ્છાથી નદીનું ચોખ્ખું પાણી ગ્રહણ કરી શકયો નહી. ક્રોધી માણસનો એ સ્વભાવજ છે. ૧૨.

ભ્રમરના શબ્દથી આકુળ થએલા હાથી પાણી પીવાની પણ ઇચ્છા કરતો નથી. (અને) પાણીમાં પેસી જઇને તેઓને પીડા પમાડી, ગરજવાને વાચાળ બનવું એ દૂષણજ છે. ૧૩.

પાસે આવેલી હાથણીના લોભથી હાથીએ સામાવળીયા હાથીને છોડી દીધો. પ્રચંડ દંડવાળો કામદેવ જ્યાં ત્યાં તૈયારજ છે એ આશ્ચર્ય છે. ૧૪.

હાથીઓએ માર્ગ રોકી રાખ્યો છે તેથી ઘોડા પાણીમાં ઘણીવાર સુધી નાહી શકયા, અને ઉંટોને તો કાંઠાના ઝાડના કાંટા મળ્યા એટલે નદીની સામુ પણ જોતું નથી. ૧૫.

હાથીના મદના પાણીથી મેલા થઈ ગએલા સમુદ્રને હમેશ ઝરતા મદવાળા ઐરાવત હાથીનું ભ્રમણ સાંભરી આવે છે. ૧૬.

અંકુશને ન ગણકારનારો હાથી જે ન્હાવામાં રોકાયેલી કુટુંબની સ્ત્રીઓના મધ્યમાં ગયો તે ઉપર બેઠેલાના ભાગ્યની સંપત્ છે. ૧૭.

કેટલાક દિવસ સુધી પ્રિયાઓના કેસરના ગારાવાળી એ નદીને કરીને પાછી લડાઇ પાસે આવવાથી 'જેના બાહુ ખરાબ રીતે ફરકી' રહ્યા છે એવો એ ચોળ દેશની સામો આગ્રહ સહિત ચાલ્યો. ૧૮.

જ્યાંની મૃગનયની સ્ત્રીઓ નજરબાગનાં પક્ષિઓના નાદથી ગળાના ધાટા સ્વર ઢંકાઈ જાય છે તેથી (પોતાની) ચતુરાઇનો ગુણ દેખાડી શકતી નથી. ૧૯.

જ્યાં કામદેવ ( પોતાના ) દાહથી માંડીને તેજની સાથે વિરોધ રાખતો થકો, સોપારીના વનની કાળી પક્તિમાં મળેલાં સૂર્ય કિરણની કાંતિમાં વસે છે. ૨૦.

જ્યાં પવને હલાવેલાં કેવડાનાં ઝાડના સમૂહની રજથી ધોળી થઇ ગયેલી પૃથ્વીમાં સ્ત્રીઓને શરણે આવેલો કામદેવ શિવજીના અગ્નિની પેઠે ભસ્મ થઇ ગયો. ૨૧.

નારીયેળીના ફળના સમૂહમાં નૃત્ય કરવાથી તેની અદર રહેલા પાણીની લેહેરને ચુંથી નાંખનારા અને પાકી કેળની સમૃદ્ધિને લૂટી લેનારા જ્યાંના વાયુ કામદેવનાં શસ્ત્ર રૂપ થાય છે. ૨૨.

એ રાજપુત્ર તે વનવાસના મડળમાં સ્ત્રીઓની નજરબાગની પૃથ્વીને અદ્‌ભૂત એવા વિલાસની સાક્ષિણી કરવા માટે કેટલાક દિવસ રહ્યો. ૨૩.

પેહેલાં દેખાડેલા પરાક્રમની સ્મૃતિ સેનાના તુરીના નાદ વડે મલય દેશના રાજાઓને કરાવતો એ રાજા મોજ મારતો ધીરે ધીરે આગળ વધ્યો.૨૪.

**જયકેશી** રાજાએ તેની મુલાકાત લઇને માગ્યાથી વધુ ધન આપીને કોંકણ દેશની સ્ત્રીઓના મુખચદ્રનુ હાસ્ય રૂપી અજવાળીયુ નિશ્ચળ કર્યું.૨૫.

એ શુદ્ધ પરાક્રમ વાળાએ ચચળાઇ છોડી દીધેલા **આલુપ** રાજાને વધાર્યો એવાઓની અવિનયની પ્હેલી દતિ જેવી અનમણીજ ( નમનનો અભાવ ) કોપને વધારે છે ૨૬.

ધાડાં ફેલાઈ ગયેલા બાણો વડે આગળ દેખાડેલો એવો કેરલ રાજાના સ્ત્રીઓના ગાલરૂપી સ્થળીમા આંસુનો નિવાસ દેખાડી દીધો. ૨૭

વેગથી આવેલા તે રાજાને જોઇને થએલા ભય વડે હાલકલોલક થતા સમુદ્ર રૂપી નીલ કુંડળવાળી દ્રવિડ દેશની પૃથ્વી કપવા લાગી. ૨૮.

તે પછી ન્યાય માર્ગને જાણનારો દ્રાવિડ દેશના રાજાનો દૂત, એ તૈયાર રહેતા ધનુષવાળા અને બદલો ન વાળી શકાય એવા કોઇ વિશેષ પરાક્રમવાળા એ રાજાની સભામા આવ્યો ૨૯.

મસ્તક વડે પૃથ્વી નજાને ચુમ્બન કરનારો એ દૂત કુતલેંદ્ર સુત ( વિક્રમાદિત્ય ) ને પ્રણામ કરીને દાંતની કિરણરૂપી પલ્લવમાં મુકયાં છે કોમળ પદ જેનાં એવી વાણી બોલ્યો. ૩૦.

હે સુવુક્ય વશના ધરેણા ! તમારા ગુણ ગણવાને કોણ ડાહ્યો થઈ શકે એમ છે. સૂર્યના તેજનો સરવાળો કરવાને કેની ચતુરાઈ (ચાલે) ૩૧.

તમારી તરવારના પાણીનું નિર્મળપણું હું શું વર્ણવું ? જેનાથી ઉત્પન્ન થયેલો જગતરૂપી છીપના સપુટમાંના મોતી જેવો યશ, ચંદ્રમાની કાંતિને પામે છે. ૩૨.

ત્હારા ખડ્ગના પાણીનાં શું વખાણ કરીયે. જેમાં શત્રુના માથાના વાળ જાણે ફરકતા એવા શેવાળ હોય તે વડે તે તેમાં મુકેલો રાજહંસ સરખો યશ શોભે છે. ૩૩.

ત્હારા ભુજમાં રમી રહેલા ધનુષનો શબ્દ સંગ્રામની હદમાં કોણ સહન કરી શકે, કે જે શત્રુઓના ઘરમાં સ્ત્રીઓના ફકળાટના શબ્દથી સ્પષ્ટ થાય છે. ૩૪.

ત્હારી પ્રસંચાના શબ્દો વડે દિગ્ગજો પણ મદવોણા થાય છે. (અને તેથી) કાળા ભમરોએ ત્યાગ કીધા છે તેથી જાણે દિશાને સ્વચ્છતાને પમાડે છે. ૩૫.

તુ જેવા જીતનારા વિના અસાધ્ય સાધવાને ક્ષત્રીઓ અસમર્થ છે. જગતને પ્રલય સમય વિના સમુદ્ર બોળી દેવાને હિંમતવાળો થતો નથી. ૩૬.

જે તે ઉચ્ચ ગુણવાળાએ પોતાનું રાજ્ય મ્હોટા ભાઈને તૃણની પેઠે સોપી દીધુ; તેથી જગતમા ત્હારૂ કીર્તિ રૂપી ચાંદરડું વજ્રલેપની પેઠે

ઉંચા પ્રતાપરૂપી અગ્નિવાળું મુખ ધારણ કરતું હારૂં ખડ્ગ જાદુગર છે કે જે માનુષી માથાં કપાઈ ગયેલા શત્રુઓને દેવતાઇ માથાનો સમાગમ કરે છે. ૪૧.

ભારતાદિ વિષે હારા જેવો પ્રતાપી અને ભાગ્યભૂમિ કોઈ સાંભળતા નથી, કે જે વિજયશ્રીને સંગ્રામમાં દર્શન માત્રમાં અન્યના સંગથી વિમુખ કરે છે. ૪૨.

શું રાજાઓના મુકુટના મણિ લોહચુંબકના સગા ભાઇ સરખા છે? કે જે દૂર રહેલી તારી તરવારને પાસેના માર્ગમાં ખેંચી લે છે તે. ૪૩.

ચોલ દેશનો રાજા તુને શું ન કહે કે જેને તેં ઉજ્વળ ગુણવડે રાજી કરેલો છે; તે તારી સમૃદ્ધિને તું તૃણવત્ ગણે છે તે જોઇને સમૃદ્ધિ આપવાનું કેહેવાથી લજાય છે. ૪૪.

ધનની ગર્જના જેવા અન્યના પોરસના ગુણ કાને પડે છે તોપણ જેમ રાજહંસણી માન સરોવરમાંથી ખસતી નથી તેમ તારી સ્તુતિ તેના મુખમાંથી ખસતી નથી. ૪૫.

કુળનું વિભૂષણ અને અદ્ભુત ગુણવડે ત્રણે લોકથી વ્હડીયાતી એવી પોતાની કન્યાને તારા હાથ સાથે પ્રીતિવાળી કરીને તે સમસ્તને વંદ્ય થવાની ઈચ્છા રાખે છે. ૪૬.

એવાં તેનાં મનોહર વચન વડે કુતળપતિ પ્રસન્નતાને પામ્યો, કેમકે આકરા ક્રોધરૂપી વિષના વેગની શાંતિ માટે એવા પુરૂષોની આગળ વિનય જ ઓસડ છે. ૪૭.

એ ચંદ્રમુખી કેવી હશે એવી ચિંતા તેના હૃદયમાં લાગી. કામી પુરૂષોમાં ખેંચેલા ધનુષવાળો કામ નિમિત્ત માત્ર જોયે છે. ૪૮.

હોઠના ભાગમાં મદહાસ્યરૂપી વસ્ત્ર જાણે પથરાઇ રહ્યું હોય અને વાળની લટવાળા નયનવાળો પૂર્ણ ચંદ્રમા એ દાંતની કાંતિવડે જાણે સૂચના કરતો હોય એમ તેણે મનની પ્રસન્નતા જણાવી. ૪૯.

આવી સુજનતા જાણ્યા વિના મ્હેં જે ધનુષ વડે જે કાંઇ બોલચાલ કરી તેથી થએલી શરમથી મ્હારાથી માંડમાંડ બોલી શકાય છે. ૫૦.

સજ્જનો દોષ માત્રને તિરસ્કારી કાહાડી મનમાં ગુણજ ધારણ કરે છે મેઘ સમુદ્રની ખારાશને દૂર કરીને જળ માત્ર ગ્રહણ કરે છે ૫૧.

વારવાર દિગ્વિજયના વ્યસનવાળા મ્હેં તેનું શુ પ્રિય કર્યું છે તો. પણ તે મ્હારી ઉપર અતિશય રાજી રહે છે. ઉંચા અત કરણવાળા પુરૂષોનુ ચરિત્ર કોણ જાણે છે ૫૨

એ ઝાઝા ગુણરત્નવાળા અને સ્નેહથી પવિત્ર હૃદયવાળાનુ પ્રિયત હુ પાર પાડુ છુ ઉત્રગ થવા ધારતો નથી માટે જે તેના મનમા હોય તે કરે ૫૩

એ રીતે અમૃતના ઝરણરૂપી અને ચદ્રના કિરણ જેવી નિર્મળ વાણી દેખાડતા વિક્રમાંકને એ પછી એ ભલો દૂત ભય ત્યાગ કરીને વિનતિ કરે છે ૫૪

હવે તમારે બીજુ શુ કરવુ ઘટે છે, દાનેશ્વરીપણુ જે બતાવે છે તે તમે કર્યું. ચુલુક્ય કુલના રાજા યાચના કરનારાઓના માગેલા વિષયથી કોણ ઉલટુ કરે છે ૫૫

મ્હારા ધણીને દગાખોર ન જાણતા હો, અને આ વાતમા તમારા મનમાં ચોખવટ લાગતી હોય તો દુગભદ્રા વડે ચિહ્નિત થયેલા પાસેના માર્ગમા પાછા ફરીને પગલા કરો. ૫૬

ત્યાં એ શુદ્ધ હૃદયવાળો કેટલીક ચાલતી મજલ વડે પ્રતાપી એવા તમારી સાથે પર્વણીને દિવસે ચદ્ર જેમ સૂર્યની સાથે તેમ પરિચય કરશે ૫૭.

ધનુષ ધરીને એ ઠેકાણે (આવેલા) તમારે વિષે પ્રીતિદાન પણ ભીતિ. દાનપણાને પામશે અને તેથી ત્યા તેનુ વિલક્ષણપણું અને ગુણમા પ. ક્ષપાતીપણુ જાણવામા આવશે ૫૮.

આજ સુધી તેના વચનની અસત્યતા ક્યાંહી પણ લોકોએ જોઈ નથી. મ્હારા જેવાના અશુભપણાથી ( કદિ ન કહ્યામા આવે પણ ) તમારા જે. વાને તો તે સ્પષ્ટ જણાશે ૫૯

ઈત્યાદિ વચનોએ વારવાર આ ચતુરે સમજાવેલો એ (રાજા) ચોલ દેશના રાજાનું હૃદય જાણવામા આવવાથી આગળ બતાવેલે નદી કાંઠે તે ગયો ૬૦.

તે પછે તરત જ ચોળ દેશને રાજા પણ ઉત્સવ કરીને કામદેવની પતાકા રૂપી અને હાસ્યવાળા મુખવાળી તે કન્યા સહિત શહેરમાંથી બહાર નીકળ્યો. ૬૧.

તેને કુંતલ રાજાના પુત્રની સાથે સધિ (કરવાને) બધ નિશ્ચલ જોઈને મહાભય રૂપી પીડા શાંત જેની થઇ છે એવી પ્રજા પોતપોતાના ઘરમાં આદરવાળી થઈ. ૬૨.

દિગ્ગજોના કાન ફાડી નાખે એવા તેના દુદુભિના આકરા નાદથી ઐરાવત હાથીના નગારાને શબ્દ થાતો હોય શું એવું આકાશ શોભીરહ્યું છે. ૬૩.

બધી બાજુથી કાનને આકરા લાગે એવા ફેલાઇ રહેલા દુદુભિના નાદના પડછદાને બ્હાને ચી કાર કરતા હાથીના ટોળાના ભટકાવાથી જાણે દિશાની ભીંતો ફાટી પડતી હોય (એવુ જણાય છે.) ૬૪.

કાન ફડફડાવવાના પવનની લેહેરોથી ઠડા બનેલા સુંઢમાથી નીકળતા છાંટાના જળવડે, ભય થકી મૂર્છિત થઈ ગએલા આગળ પડેલા દિગ્ગજોને તેના હાથીની લગરની લગર જાણે (પાણી) છાટતી હોય ૬૫.

ત્યા પૃથ્વી ઉપરની રજ ઉડીને હાથીના ધ્વજના વસ્ત્રના છેડાના ફડફડાટથી આઘી નીકળી જાય છે કે જેથી સૂર્યને દિગ્ભ્રમ થાય છે. (પોતાનો રસ્તો ચુકી જાય છે) ૬૬.

નિરતર માર્ગમા ચાલનારો સૂર્ય, પૃથ્વીની ધૂળને બ્હાને પશ્ચિમ પર્વતની વાકી ચુકી તળેટીમા પૂરણી પૂરવા સારૂ પોતાના રથમાં માટી ભેળી કરે છે. ૬૭.

જીતનારા ઘોડાની સેનાની ખરીથી ખોદાએલી પૃથ્વીની ધૂળનાં પડથી માર્ગમાંનાં જે વાંકાંચુકાં સ્થળ પુરાઈ ગયાં તેથી તેની સેના સુભાગ્યપણાને પામી. ૭૦.

મનથી પણ ન ઉલંઘી શકાય એવી ખાડાવાળી તળેટીની જમીનને કુદી જતા તેના ઘોડાઓ વડે બધી કોરથી ભુલા પડેલા [1]વાતમૃગવાળી હોય એવી પૃથ્વી થઇ ગઈ. ૭૧.

તેણે શિલીમુખ ( બાણ અને ભ્રમર ) તથા ત્યા લતા ( પણછ રૂપી વેલ અને પૃથ્વીની વેલ ) તેની સમૃદ્ધિ વડે તે તે સ્થળે વિજયશ્રી માટે ક્રીડાના બગીચા કરી મુકયા. ૭૨.

ચાલ્યા વગર ન રહ્યા એવે કેટલેક દિવસે તે રાજા નદીયે પહોંચ્યો. કાર્યના સમૂહને પુરૂં કર્યા વિના બુદ્ધિવાળા પુરૂષોને નીંદર સાથે ઓળખાણ પણ કેવી ( હોય ) ? ૭૩.

એનો ખટલો શીતળ અને સ્વચ્છ તુંગભદ્રા વડે તરતમાં રાજી થયો. પણ જે કાંઇક પણ પાછળથી આવ્યા તેને ખારો બાકી રહેલું જળ મળ્યું. ૭૪.

દક્ષિણ સમુદ્રને કાંઠેથી આવેલી રજે જાણે આડીયાપણું કીધું હોય એમ તરત વચમાં પડીને તે સમુદ્રની સ્ત્રી ( નદી ) ને અવળી ગતિ વાળી કરી. ૭૫.

દરિયા કાંઠે ઘર કરી પડેલાં જનોને હરકત ન પડે એ રીતે એ સેના લાંબી થઇ. વચમાં લોકો એવી રીતે રાત રહ્યા કે જેથી રાજાના મ્હેલ સુધી પ્હોંચી જવાયું. ૭૬.

દ્રાવિડ રાજાએ પણ ઉંચા હાથીવાળું તેનું સૈન્ય કૌતુકથી જોઇને કન્યાદાનના બ્હાનાથી અનર્થ રૂપી ગારાથી પોતાના રાજ્યને ઉદ્ધાર્યું માન્યું. ૭૯.

. તે પછી યોગ્ય પુરૂષો મોકલીને તેઓએ પરસ્પર પ્રેમ ફેલાવ્યો તે સંગમ સહુ લોકોએ માન્ય રાખેલો એવો ગુરૂ પુષ્યના યોગ જેવો થયો. ૮૦.

"મ્હારા શુભ કર્મે આ સાક્ષાત્ લક્ષ્મીપતિનાં દર્શન મને કરાવ્યાં એમ આંસુ ભર્યાં નેત્રવાળા એ રાજાએ કુંતળરાજાના પ્રભાવ થકી માન્યું. ૮૧.

તે પછી પગમાં પ્રણામ કરવાને તૈયાર થએલા એ દ્રવિડના રાજાને તેની કોઇ જાતની ઉતાવળથી રાજી થયેલા વિક્રમાંક રાજાએ હર્ષથી રોકયો. ૮૨.

( આ ) શું કરો છો ? અધિક વયવાળા છો તેથી તમારૂં ચરણ-કમળ મ્હારા મસ્તક ઉપર મુકો. આજ ( તરતજ ) ઉત્પન્ન થયેલા નિર્મળ રત્નને શું અધિક વયવાળા માથે નથી ચ્હડાવતા. ( દ્રવિડ રાજાએ જ-વાબ આપ્યો. ) ૮૩.

એમ કહેતા અને હર્ષનાં આંસુથી અવિચ્છિન્ન ભરાઇ ગએલા નેત્ર-વાળા એનાથી કુંતળદેશના રાજા અતિશય આનંદને પામ્યા અને એ દ્રવિડ રાજાને બાથમાં ઘાલી લીધા. ૮૪.

તે પછી અર્ધાસન ( આપવાના ) વિવેકથી પૂર્ણ થએલા મનોરથ વાળાએ ચોળદેશના રાજા રાજાઓની પંક્તિની સભામાં માથાના મુગટના રત્નના તડકા રૂપ એ ભુતલેશ્વરને જણાવતા પોતાના દાંતની કિરણો વડે બોલ્યા. ૮૫.

( તમારાં ) અંગ ચંદન રસથી પણ શીતળ છે અને ( તમારો ) આ યશવડે બાહુ ચંદ્રના પ્રકાશને બ્હાર કહાડે છે. તો હે ચાલુકય વંશના તિલક[૧] દુષ્ટ રાજાઓને પરિતાપ કરવામાં શ્રેષ્ટ એવો તમારો પ્રતાપ કયાં વસે છે. ૮૬.

ધૈર્યનું ધામ અદ્ભુત ચરિત્રના ભંડાર અને અનવધિ કરૂણા રસના દષ્ટાંતની ભૂમિ એવા તમને તમામ આદિ રાજાઓને બનાવવાનાં રજકણના ઢગલા વડે બ્રહ્માએ રચ્યા છે. ૮૭.

---

૧. મૂળમાં **तिलकः** છે તે ખોટું છે. સંબોધન છે માટે વિસર્ગ ન જોયે

ત્રણ લોકના ઘરેણારૂપ આ કન્યા, આ મ્હોટું સિંહાસન, આ મ્હારો આત્મા એ બધું ભેળું અથવા જુદું જુદું ગ્રહણ કરો અને એ પુણ્ય વડે મ્હારી યશની પતાકા પ્રસિદ્ધિ પામો. ૮૮.

ઇત્યાદિ ઘાટા પ્રેમ વડે દ્રવિડેશ્વરે મધુરતામાં મુખ્ય એવાં પદ વડે વારંવાર તેને કહ્યું ત્યારે તે ચુલુકયના વિદ્યાધર રાજા ચોલસ્ત્રીની વાંકી એવી વાળની લટરૂપી દોલામાં (પોતાની) ચપળ એવી આંખને રમાડતા આનંદને પામ્યા. ૮૯.

ઇતિશ્રી ત્રિભુવન મલ્લદેવ વિદ્યાપતિ કાશ્મીરક ભટ્ટ બિલ્હણના કરેલા વિક્રમાંક દેવચરિત મહાકાવ્યના આચાર્ય વલ્લભજી હરિદત્તના કરેલા ગુજરાતી ગદ્ય ભાષાંતરમાં પાંચમો સર્ગ સમાપ્ત થયો.



## સર્ગ ૬ ઠ્ઠો.

ત્યાં ઘણા વૈભવ સહિત (પોતાની) પુત્રીએ ગુણનિધિ નૃપપુત્રને આપીને તે પરણનાર (ચાલુક્ય રાજા) ની માંડમાંડ રજા લઇને તે પછી ચોલ દેશનો રાજા (ત્યાંથી) ચાલ્યો. ૧.

કુંતલ દેશના રાજાના પુત્રે એ દ્રવિડ દેશના રાજાને પાર વગરનું નાણું આપ્યું. યશમાં જેને મજા પડી હોય તેવા અને ગુણમાં પ્રીતિવાળા પુરૂષોને ધનમાં તૃણના જેવી ગણના હોય. ૨.

પ્રસન્ન મનવાળો અને માનની સિદ્ધિ પામેલો એ રાજા ગયો ત્યારે ગુણનોજ એક પક્ષ કરનારો આ રાજા પગલે પગલે *ઉત્કંઠિત થયો. નિર્મળ (પુરૂષો)નાં મન ફુલના જેવાં કોમળ હોય છે. ૩.

દ્રવિડના રાજાની અદ્ભુત વાતોના વખતમાં એ રાજપુત્ર (તેના) ગુણમાં પ્રીતિમાન થઇ ગયો. મ્હોટી બુદ્ધિવાળાએ (પોતાનાં) લમણાં રોમાંચથી ભરી દીધાં. ૪.

(મ્હેં તેને કેમ જવા માટે મનાઈ કરી નહિ. હવે શું પાછો નેત્રના પરિચયમાં આવશે શુ? એમ સજ્જનનો શિરોમણિ એ કુમારે ઘણીવાર સુધી કાંઇક વિચાર કર્યો. ૫.

તેણે દ્રવિડ પતિની પુત્રીને ત્રિભુવનમાં દુર્લભ એવી સંપત્તિનું સ્થાન કરી. પ્રેમી જનને વિષે અને (પોતાની) સતતિનો પણ અનુગ્રહ કરવાને શુભ અંતઃકરણ વાળાની મેહેરબાની પ્રસરે છે. ૬.

તે પછી રણના વેગવાળા વિલાસના કૌતુક વડે એણે યશના શિરોમણિની સ્થિતિ ધારણ કરતાં દુષ્ટ વિધિના દુરાગ્રહ થકી એકાએક દ્રવિડ રાજને ઇંદ્રલોક ગયા સાંભળ્યા. ૭.

કોમળ હૃદય, ગુણમાં પ્રીતિ અને અતિ મ્હોટા પરિચયથી એ રાજપુત્ર ચંદ્રમાના કિરણના જેવા ધોળા કપોલમાંથી ઝરતા આંસુવાળાએ ઘણીવાર સુધી વિલાપ કર્યો. ૮.

* આંહી મૂળમાં उद्कण्ठत: પાઠ છે તેને બદલે उद्कण्ठत જોઈ.

કવિડ દેશનુ રાજ્ય વીંખાઇ ગયુ એવી વાત તેને કાને પડી તેથી ખેદ સહિત કુટુબવાળા ચોલ રાજપુત્રને સમૃદ્ધિનો અભિષેક કરવાને તે ચાલ્યો ૯.

સૈકડો હાથીના કાનના ફડફડાટથી નીકળતા વાયુવડે દૂર કરેલા રાજાઓના યશને પીજાતો એ રાજા આદિપુરી કાચી પહોચ્યો. ૧૦

મનોહર મેખળાના સમૂહના શબ્દરૂપી જયના નગારાથી જેમાં કામદેવે ધનુષ્ય સજ્જ કર્યું છે, અને સુદર કટાક્ષ રૂપી બાણનો વરસાદ વરસાવતુ પુરસ્ત્રીઓનુ મડળ તેની આગળ (પ્રગટ થયુ +) ૧૧.

કોઇક (સ્ત્રી) જેના હોઠે કેસુડાને હસી કાઢ્યા છે તેણે (પોતાના મ્હોમા રહેલી સોપારીની ફાકય પોપટના મ્હોમા મુકીને આખને પ્રેમ આપનાર એ પુત્રને ચુબનની ચતુરાઈ કહેવા લાગી ૧૨

અન્ય સ્ત્રી પડવાની બ્હીકને પણ ન ગણકારીને ન ચ્હડી શકાય એવી ઘરની ટોચ ઉપર ઉતાવળી ચ્હડી કામદેવના પરાક્રમથી વાસિત થ એલી તરણ સ્ત્રીઓ મરણને પણ તૃણ સમાન ગણે છે ૧૩.

બીજી સ્ત્રી વૃથા કનસનાટ કરીને રાજપુત્રના તરફના કટાક્ષને પામી ઉપાય જોવા માટે સ્ત્રીઓમા કામદેવરૂપી ત્રીજુ નેત્ર અવતરે છે ૧૪

હૃદયમા જેણે સ્થાન કર્યું છે અને શુદ્ધ જેનો પ્રકાશ છે એવા રાજપુત્રે (હાર પણ એવો છે તેથી તેને) જાણે હવકો પાડી દીધો હોય એવા પડી ગએલા હારને ન ગણકારીને અન્ય સ્ત્રી હરિણના સરખા ચપળ નેત્રવાળી ચાલી ગઈ ૧૫

છાતી ઉપર કામદેવના મુગટની લીલાને યોગ્ય એવા કોમળ પલ્લવના જેવા આકારવાળી નખનિધિને દેખાડતી અન્ય સ્ત્રી સુરતના વિમર્દને* સહન કરી શકનાપણુ જાહેર કરે છે ૧૬.

---

+ આંહી કરુણા રસમા શૃગાર મિશ્રણ થયુ છે એ ઠીક નથી લાગતુ **पत्रमेर्पतितस्तन०** ની પેઠે

* મસળાતુ

અન્ય શ્યામ કમળના જેવા સુંદર નેત્રવાળી સ્ત્રીનું મણિમય કુંડળ કાનમાંથી નીકળી જઈને ખભા ઉપર આવીને ગળામાંથી નીકળી ગએલા કામદેવના ચક્રની શોભા ધારણ કરે છે. ૧૭.

હાથ આવેલા ચૌલુક્ય રાજપુત્રને પ્રથમ જોવાના આશ્ચર્યથી ઉતાવળી થતી પુરસ્ત્રીઓને એ રીતે કામદેવનો લોભ પમાડનારો વિલાસ થયો. ૧૮.

એ નરપતિપુત્રને વળી કોપથી ફરકતા હોઠવાળી કોઇક સ્ત્રી કામદેવની લીલા પ્રગટ કરાય એ રીતે કાંઇક હાસ્ય લપિત ક્રોધ વડે આંખના ખુણાથી જોયો. ૧૯.

સુવર્ણની ઘરની વંડીમાં આવીને ઉભેલો રાજપુત્ર મેરૂ પર્વતની તળાટીની બખોલના મધ્યમાં રહેલા સૂર્યને હલકો કરી નાંખે છે. ૨૦

એમ કેટલાક દિવસ ઝાઝા વિલાસ સાથે શહેરની આસપાસની પૃથ્વીમાં વ્યતીત કરીને પગ તળે જેણે દુષ્ટોને દાબી દીધા છે એવો તે તેણે ગાંગકુંડપુર જોયું. ૨૧.

દ્રવિડ રાજાના પ્રતાપની બ્હીકથી સમુદ્ર જાણે કાંઇક આઘો ખસ્યો હોય અને તેમાથી જેનું વિવાહનું મંગળ થયું નથી એવાં લક્ષ્મીનું આદિ ધામ જાણે બહાર નીકળ્યુ હોય ? ૨૨.

જે ( પુર ) આકાશમા પ્હોચેલા સોનાના કીલ્લાના મંડળ વડે શોભે છે તે જાણે દેવતાઓની સમૃદ્ધિના ભારથી હેમાચળમાં પેશી ગએલ સુર-

વળી એ કુટિલ બુદ્ધિવાળાએ શકા લાવીને પછવાડે કોપ કરાવવા માટે એના સ્વાભાવિક વિરોધી સોમદેવને વધુ ચડાવ્યો (ઉશ્કેર્યો) ૨૭

સૈકડો સુભટોની સજેલી તરવારની ધારામા ક્રીડા કરવાથી જેના ચરણકમળમા ઘા પડયા હોય શુ એથી જાણે લક્ષ્મી ન્યાયનિપુણો ઉપર પણ પગ મુકી શકતી નથી તો પ્રમાદીયો ઉપર તો ક્યાથીજ મુકી શકે ? ૨૮

કુત્સિત રાજાઓની બુદ્ધિ એવી રીતની ઉતરી જાય છે કે જેણે રાજ્યલક્ષ્મી તેનાથી દરીયાના કાઠાના પર્વતમા ભટકાએલા વ્હાણની પેઠે તરત છુટી પડી જાય છે ૨૯

આ નિરકુશ એવા કળિયુગમા પણ હથીયારના દેવતાનુ હજી સુધી પણ એવુ દૃઢ વ્રત છે કે જેથી એ અન્યાયને માર્ગે ચાલનારા બળવાન રાજાને પણ સગ્રામમા ભુલાવો ખવરાવી દે છે ૩૦

એ રીતે જતી રાજ્યલક્ષ્મીએ જેઓની બુદ્ધિ ચોરી લીધેલી છે એવા વગર વિચારે ઉતાવળ કરનારા બળેલા રાજાઓ મ્હોટી સેનાના અભિમાનથી શત્રુના પ્રતાપ રૂપી દીવામા પતગીયાની ગતિને પામે છે ૩૧

દ્વારપાળ પાસે સહુને મનાઈ કરાવવી એથી રાજાઓ બધુએ ઉજ્જડજ જાણે છે પરતુ એક ક્ષણ પણ એ સ્વાભાવિક મૂર્ખો પરલોકની ચિતા કરતા નથી ૩૨

કુત્સિત બુદ્ધિવાળા પુરૂષો સ્ફાટિકની શિલાની ઘાટ બનાવટમા દેવ બુદ્ધિ ધારણ કરે છે એમ મનમા લાવીને બળેલા રાજાઓ શિવજીના લિગનો પણ મિથ્યા સ્પર્શ કરે છે ૩૩

અવિચ્છિન્ન હજાર સ્ત્રીઓના મધ્યમા સ્થિતિ હોવાથી જાણે પુરૂષ તત્વ ખોઈ બેઠા હોય એવા એ રાજાઓ ડગલે ડગલે અતિ ભયભીત રહીને બધી બાજુથી ભય કલ્પ્યા કરે છે ૩૪

રૂધિરના ગારાવાળા સગ્રામના મ્હોટા રસ્તાઓમા એક પાસેથી બીજા પાસે વહી જનારી એ કોઈની રાજ્યલક્ષ્મી રાજાઓના હૃદયમા પગ મુકીને તેઓને કલકિત કરે છે ૩૫

એ લક્ષ્મી ગુણી અને અગુણી, સ્વજન અને શત્રુ, આપ્ત અને અનાપ્ત એમ વિચાર કરતી ખસી જવાના માત્ર ધધાથી રાજાઓની બુદ્ધિમાં ફેરફાર કરી નાખે છે ૩૬

કુટુંબમાં એક જ રાજ્યપદ પામે એ વિધિના લેખની વાત છે એવો મનમાં વિચાર કરતા નથી અને રાજાઓ રાજ્યના લોભથી કુળનો પણ નાશ કરે છે. ૩૭.

એ મ્હોટા મનવાળાએ મ્હોટેરા ભાઇનું શું બગાડયું છે કે જેણે એનો અપકાર કરવાની બુદ્ધિએ ચોલ રાજાની સાથે સંધી કરી તે. ૩૮.

એ પછી રાજપુત્ર **વિક્રમાંકદેવ** ન્યાય છોડી દીધેલા રાજાને મારવા સારૂ ચડ્યો. ત્યારે **સોમદેવ** પોતાના તમામ લશ્કર સાથે અતિ ત્વરાથી તેની પુઠે પડ્યો. ૩૯.

જેના (હાથીઓના) અતિ મ્હોટા ગંડ સ્થળના મદના પંકમાં ઉત્પન્ન થએલી કમલીનીના પાંદડાની નકલ કરનારાં ભ્રમરનાં મંડળ પાછળ ચાલતાં કાળાં છત્રની બરોબરી કરે છે. ૪૦

અગણિત અંકુશ વડે દોડેલા જે ( હાથીઓ ) કાંઠા ઉપર ( રહેલા ) કુલાચળ પર્વત સાથે ભટકાયા તેથી એઓ જાણે નીકળતી ધાતુ (વાળી) નદીઓને બ્હાને મુખમાંથી અવિચ્છિન્ન લોહી નાંખતા હોય (એવા દીસે છે.) ૪૧.

જે ( હાથીઓ ) પોતાના બે દંતોસળમાંજ એક નિવાસ કરીને રહે એવી લક્ષ્મીને કરવા સારૂ, જાણે ઉપોઢ કૌતુકવાળા (પરણેલાના જેવાં કૌતકનાં ચિન્હ (મીંઢળ વગેરે)વાળા તથા એક જાતની વ્યૂહ રચના કરેલા) તેણે હાથીઓએ (આ લક્ષ્મીનાં ઘર છે માટે ) સ્મરણ માત્રને શરણે રહે (નાશ થએલાં ) એવાં કમળવાળાં તળાવ ક્રોધથી કરી નાંખ્યાં. ૪૨.

(એવા) તેના મ્હોટા હાથીઓ રણરૂપી સમુદ્રને ડોળી નાંખવામાં ઉગ્ર પર્વતો હોય એવા જેની ઉપર યોદ્ધાઓ બેઠા છે, અને જેની સંખ્યા નથી એવા તે ઘણી મ્હોટી શોભા ધારણ કરે છે. ૪૫.

વજ્ર જેવા કઠિન લોઢાથી બાંધેલા બખતરવાળા અને બાણના કટકાઓથી કાંટા ભરાઈ ગયા હોય એવા જેના રથના જૂથ પોતાના સ્થાનની ફરશબંધી જમીનની પેઠે સંગ્રામની બાણુ ફેંકવા લાયક જમીનને ડોળી જાય છે. ૪૬.

વા નાંખવામાં ચંચળ એવાં પૂંછડાંના હાલવાથી નીકળતા પવનના સમૂહ વચ્ચે આવેલો પવન (રથે) ઉતાવળી ચાલથી જીતી લીધો છે, તોપણ ન દેખી શકાય એવો છે માટે શરમાતો નથી. ૪૭.

પોતાના રથને ઉપાડવાને માટે પસંદ કરેલા ઘોડાઓની મણિમય પલાણ ઉપર પ્રતિબિંબ* રૂપે બેઠેલા સૂર્યે પોતે તે ઉપર ચ્હડીને જાણે પરીક્ષા લીધી હોય. ૪૮.

અનુમાનમાં આણેલા દોડવાને લાયક એવો [1]વેગ અને [2]હોળી પૃથ્વી તે કેમ ન કરી એમ (મનમાં આણીને જે ઘોડા આકાશમાં (ચાલતાં) ફરકતી ખરી વડે જાણે બ્રહ્માને તરછોડતા હોય ? ૪૯.

જેના ઉપર અસવારો બેઠા છે અને જેને સહી રહેલાં સોનાનાં વિચિત્ર બખતર બાંધ્યાં છે એવા જેના ઘોડા પ્રત્યેક દિશામાં અગણિત પંક્તિઓ કરીને કયો સમારંભ ન કરે ? ૫૦.

તેની સેનાની કાળી શોભી રહેલી અને નિર્મળ તરવાર રૂપી લતાઓના સમૂહ વડે જાણે આકાશરૂપી પર્વતની તજેરી વેગવાળાં સેંકડો ઝરણાં ધારણ કરતી હોય શું એવી શોભે છે. ૫૧.

જણાએલાં મોરનાં પીછાં રૂપી ઘરેણાંની શોભાવાળી તેની ભાલાંની પંક્તિઓ, ક્ષણ માત્ર પણ શત્રુની સેનાના યોદ્ધાઓનાં માથાનાં મંડળોથી ખાલી નહી એવી કયાં શોભા નથી પામતી. ૫૨.

---

* અહીં મૂળમાં *પ્રતિફલન નિભા:* પાઠ છે ત્યાં *નિભા:* ને બદલે **નિભાત્** અથવા **નિભાદ્** હોવું જોઈએ.

અથવા બહુ અદ્દ્ભુત (વાતો) કહેવાની શી જરૂર ? જગતમાં એક મલરૂપ (રાજા)નું સૈન્ય રણના રસથી ચાલેલું તેને જોઇને કેના ચિત્તમાં (સંકલ્પ) વિકલ્પ પ્રવેશ નથી કરતો. ૫૩.

ઉદાર બાહુવાળા એ રાજપુત્ર (**વિક્રમાંકદેવ**)ની પાસે ક્રમથી દ્રવિડનું સૈન્ય આવ્યું ત્યારે ઘણે દહાડે અપકાર કરવાનો વખત જેને મળ્યો છે એવો તે રાજા (**સોમેશ્વર**) પણ પાસે આવ્યો. ૫૪.

મ્હે જેને ઝડપી લીધો હોય એવા (પોતાના) મ્હોટા ભાઇને લડવામાં સામો જોઇને જેની આંખ આંસુથી ભરાઈ ગઇ છે, એવો **વિક્રમાંકદેવ** કાંઇને કાંઈ ઘણીવાર સુધી વિચારીને પછી આ પ્રમાણે જણાવતો હતો. ૫૫.

ઓહોહો! આ અપકીર્તિ રૂપી ફળ દેનારૂં અનર્થનું બીજ અવિનય રૂપી રસના પૂરે ભરેલી વિરોધની સારણો વડે દુષ્ટ વિધિયે વાવ્યું છે. ૫૬.

કે જે હણાએલા ન્યાયવાળો આ મ્હારો મ્હોટો ભાઈ શત્રુની ઓથે આવ્યો છે તેને રણના મ્હોખરામાં ફરતો બાણો વડે કેમ વિચાર કર્યા વિના મ્હારે તેને વારવો ? ૫૭.

બાપની દોલતને પણ હુ શત્રુ કરીને આહી આવીને વસ્યો છું. તે હું હાલ આને કેમ હેરાન કરૂં. ઓહોહો ! આ મ્હોટો અનર્થ મ્હારા મનને પીડા કરે છે. ૫૮.

હું આહીથી કાંઇક (કાળ) ખમી નીશર્, ગોત્ર વધ કરવાને આ મ્હારો બાહુ આગળ વધતો નથી. પરંતુ આ દુષ્ટ લોક મ્હારે માથે કાઇક પણ અપયશ મુકીને રાજી થાય છે. ૫૯.

શુદ્ધ અંતઃકરણવાળો એ રાજપુત્ર એમ કલક વગરની વાણી બોલીને યશ રૂપી ધનવાળા એમણે તેની પાસે ધીરે ધીરે વિનમણીનાં કર્યાં વચનો ન કહ્યાં. ૬૦.

તે તો સેકડો સોગન વડે બધું પામીને અસત્ય વચનવાળો કુળ દૂષણપણાને પામ્યો. ક્ષણમાં મારવાની અનુકુળતા ખોળે છે. મલિન બુદ્ધિ વાળાના કઠિન ચરિત્રને ધિક્કાર (હોજો.) ૬૧.

---

૧. આંહી મૂળમાં રવ છે ત્યાં જવ જોઇએ.

યશોનુ વિરોધિ આ શુ આવી બન્યુ. સ્વર્ગમા ગએલા મ્હારા પિતા શુ કહેશે એમ મનમા આણીને નિદ્રા આવી ગએલા રાજપુત્ર (વિક્રમાંક-દેવ) ને શિવજીએ આજ્ઞા કરી ૬૨.

હે વત્સ! તુને આંહી મ્હોટા દેવકાર્ય માટે મ્હે ગુણવાન જાણીને અવતાર લેવરાવ્યો છે શુદ્ધ ધૈર્યના ધામરૂપ તાહારૂ મન આમ કેમ વિકલ્પના હીડોળામા વ્યર્થ હીંચકા ખાય છે. ૬૩.

તારા મ્હોટા ભાઈમા મોહ પામવા માટે દાન તવ જેટલુ પણ સારૂ નથી, આ જગત્મા જેણે ઘણા પાપ કર્યા હોય તેનો આગળનો પણ પુણ્યનો સઘળો નાશ પામે છે ૬૪.

તો આઠી ભુવન મહોત્સવમા શત્રુઓને મારવામા ઉત્તમ ધનુષ્યવાળો થા, વારૂ ત્હારી પૃથ્વીમા આ સ્થિતિ ધર્મ વિરોધિઓને મારવા માટે છે એ કેમ સભારતો નથી? ૬૫

જગત્નુ ભરણ કરનાર ગિરિજાના પતિની એવી વાણી સાભળીને એ જાગી ગયો આ ચદ્ર મૌલીનુ વચન ઉલ્લઘી ન શકાય એમ રણના કર્મમા નિશ્ચય કરતો હવો ૬૬.

પ્રહાર કરવાને તૈયાર થઈ રહેલા અને બને બાજુથી ફેલાતાં જતા બને સૈન્યને જોઇને તેણે ઘટિત સગ્રામનો ભોગ લેવાના લોભથી જેમા રૂવાડાં ઉભા થયાં છે એવા બે ભુજ તરફ વારવાર જોયુ ૬૭

એ ઉગ્ર પ્રતાપવાળો અને જેણે વીરપુરૂષોએ કરેલા મૃદગોના ધીરા નાદ સાભળ્યા છે એવો તે મયાચળની ઉપર જેમ તેમ મદવાળા હાથી ઉપર ચ્હડીને વેગથી શત્રુની સેના રૂપી સમુદ્રને ડહોળવા લાગ્યો ૬૮.

તે પછી હુ પેહેલો, હુ પેહેલો એ રીતે દોડતા તેઓનાં સૈન્યની સાથે આનુ સૈન્ય બે મ્હોટા નદના જળની સાથે જેમ સમુદ્રનુ જળ મળે તેમ મેળ્યુ ૬૯.

પડતી કાળી પતાકા વડે (તે રૂપ) મુખને ધ્વજ રૂપ ગરૂડ ચુમ્બન કરતો થકો, મ્હોમા પકડેલો જેણે સર્પ છે એવા ગરૂડનુ આદરસ્મ કરતો હવો. ૭૦.

ઉંચા મોતીનો મુગટ જ્યાં દર્શાય છે એવા હાથીના મસ્તક રૂપી સ્થળનો સંગ પામીને હાથીના ધ્વજથી ભ્રષ્ટ થયેલો સિંહ ખરેખરા સિંહની લીલા પામ્યો. ૭૧.

લોહીની નદીમાં જેમ તેમ પડીને હરફર કરતાં નિશાન રૂપી મત્સ્યોએ દેવતાની સ્ત્રીઓનાં નેત્રોને બનાવટી નહિ એવાં મત્સ્યોની ભ્રાંતિવાળાં કરી દીધાં. ૭૨.

રૂધિરના જમાવથી થયેલા ગારા વડે અતિ દુર્ગમતા પામેલી રણ ભુમિમાં તેણે આલંબનની ગરજ ન રહે એવું દેવતાની સ્ત્રીઓનું જવું પ્રિય કીધું. ૭૩.

ઘણા ઘા વાગીને મૂર્છા પામેલો માવઘ પોતાના હાથીના પુંછડાના પવનથી શુદ્ધિ પામીને સામાવાળાના યોદ્ધાએ પાડયો છે છતાં એ મારનારનું વેર ન વાળી શકવાથી પશ્ચાત્તાપ પામ્યો ૭૪.

એક યોદ્ધો પોતાની આગળ થએલુ શત્રુવીર ચૂડામણિનું દલન તેથી ઉત્પન્ન થએલી રજ પોતાની આખમાં પડી, જે તેને હાથીના દંતોશળથી ફાટેલી પોતાની છાતીમાંથી નીકળેલી રૂધિરની અંજળી છાંટીને કાહાડી નાંખી. ૭૫.

અન્ય યોદ્ધો મ્હોટા લડાઈના સંકટમાં શત્રુ યોદ્ધાને મારવાને લીધે જેના હથીયાર ખુટી ગયા છે ને જેણે અગણિત મરણ કર્યાં છે તે વેગથી પ્રવેશ કરીને તેણે શત્રુના હાથમાંથી તરવાર ખેંચી લીધી. ૭૬.

વળી કોઇ યોદ્ધો પ્રાણ જવાને તૈયાર થઇ ગયા છે તોપણ અંદર પેશીને તેણે શત્રુ યોદ્ધાના માથામા લાત મારી અને તેથી જન્મનું ફળ મળ્યું એમ માનતો હવો. મ્હોટા પુરૂષોને યશમાં પ્રીતિ હોય છે, દેહના પીડામાં નથી હોતી. ૭૭.

કોઇ યોદ્ધો શત્રુને કાંટા વગરનો જોઇને પોતે છુટી ગએલા બખતરવાળો છતાં ફરવા લાગો. વિમળ યશની લાલસાવાળા પુરૂષો ખળ પુરૂષનો થોડો અવકાશ પણ રહેવા દેતા નથી. ૭૮.

રૂધિરે ભરેલાં કપાળની પંકિતમાં મદવાળો હાથી પ્રવેશ કરીને પોતાના કાન ફડફડાવીને જાણે આવેલા કાળનુ પાન પાત્રમાં રહેલું આસવને ઠંડું કરતો હોય શું. ૭૯.

તરવારથી કપાએલો હાથીના કાનરૂપી પડીયો તે કપાળની છીપ ઉપર પડ્યો તે સંગ્રામ ભૂમિમાં કાળને મદિરા પીવાના ચપકના ઢાંકણાની શોભાને પામ્યો. ૮૦.

નિયમ વગરની વિજય લક્ષ્મી માટે ઘણા વખતથી ચાલેલા તે મોહોટા સંગ્રામના પ્રબંધમાં શત્રુ યોદ્ધાનું કપાળ ફાડવા સારૂ રાજપુત્રે હાથી ચલાવ્યો.૮૧.

તે ક્ષણ ઉંચા ફડફડતા પતાકાવાળા દ્રવિડના સૈન્યમાં ફર્યો અને ક્ષણ મ્હોટાભાઇના સૈન્યમાં ફર્યો. એ ( **વિક્રમાંકદેવ** ) રણપૃથ્વીમાં જ્યાં જ્યાં ફર્યો ત્યાં ત્યાં શત્રુના યશને પીવા લાગ્યો. ૮૨.

તેનો હાથી પગવડે મ્હોટાં કપાળ કચરે છે તે વખતે જેને કામ નથી મળી શકતાં એવી પિશાચની સ્ત્રીઓની યોદ્ધાઓના રૂધિર રૂપી મદિરા પીવાની ક્રીડા તેણે વીંખી નાખી. ૮૩.

સુગંધી કમળની કળીમા ક્રીડા કરવામાં આસક્ત એવી લક્ષ્મી શત્રુ ઉપર પગ મુકે છે તેથી તે રાજપુત્રની તરવારની રેખા તે જાણે ભ્રમરની પંકિત તેને ચુમ્બન કરતી હોય એમ જણાય છે. ૮૪.

યમરાજાની પાનલીલાની નકલ કરનારી પાનલીલામા પાનપાત્રરૂપ કપાળરૂપી છીપમાં હાથીના દાતની હારની હાર પડીને હુંગા સારૂ જાણે મુક્તા મુકયા હોય એવી શોભા ધારણ કરે છે. ૮૫.

ચંચળ બાણરૂપી કટાક્ષની હાર વડે એ રાજાને વશ કરતી રાજ્યલક્ષ્મી નૃપપુત્રે મચામરૂપી આગેવાન રગભૂમિમાં ધણીનાર સુધી નચાવી. ૮૬.

ત્રિભુવનને ભયકર લાગનારા ભુજવાળા રાજપુત્રના વજ્ર સરખાં સજેલા બાણોથી ભેદાએલા હાથી ઉપર બેઠેલા શત્રુના વીરો જાણે પ્રણામ કરતા હોય એમ સામા પડે છે. ૮૭.

શત્રુ સેનાના યોદ્ધાઓના મુખરૂપી કમળને કચરવાની ક્રીડા કરતો એનો હાથી રણરૂપી તળાવને લક્ષ્મીએ હાથમાં ધરેલા કમળની કળીવાળું કરી મેલ્યું. ૮૮.

યોદ્ધાઓની ખોપરીઓ હાથમાં ધારેલી છે એવું, હાથીની ઘટા ાં ભયકર હાડકાનો ઢગલો જેના ખોળામાં પડ્યો છે એવું, કાજે ખાતાં વધેલાય

પ્રીતિ રાખનારૂં, અને હજારો શિવા (રીપાવડી અને ગંડિકા) ને ગોગ્ય એવું વિશાળ રણુ કરી મુકયુ. ૮૯.

પ્રતાપ વાળાનું પદ ધારણુ કરનારને વધારે બીજું શુ હોય તેણે રાજાની જોડને ભાગી નાંખી, (જેમાં) દ્રવિડ પતિ કયાંક ભાગી ગયો, અને સોમદેવ બંધન ગૃહમાં દાખલ થયો. ૯૦.

એ બંનેનાં પ્રતાપ અને રાજલક્ષ્મી તે (વિક્રમાંકદેવ) ના ચરણુ દૂધમાં લોટી પડયાં. ત્રિભુવનમાં પૂજનીય બાહુના પરાક્રમ અને પૈસાની સમૃદ્ધિવાળાને શું અસાધ્ય છે. ૯૧.

સગ્રામ દેવીની પૂજા જેણે કરી છે અને બને રાજાની લક્ષ્મીએ જેનો અંગીકાર કર્યો છે, એવો એ (વિક્રમાંકદેવ) બખતર ઢીલું કરેલું છે એવો તે જેને કાઠે પોતાનુ કટક પડયુ છે, તે તુંગભદ્રા નદી તરફ ચાલ્યો. ૯૨.

મ્હોટા ભાઇને આ બધુ પાછુ આપી દેવાની જેની બુદ્ધિ થઈ છે, એવાને શિવજીએ ક્રોધવડે અશરીરી વાણી વડે મનાઈ કરી ૯૩.

મુખ વડે ઓળખાતા એવા રાજહંસોની રચના વડે જાણે કમળો શખ વગાડતા હોય તેવે વખતે, અને પ્રતિબિંબિત સૂર્યને બ્હાને ઘડી વડે જાણે નદી લગ્ન વેળા સાધતી હોય તેવે વખતે— ૯૪.

અતિ ઠંડાપણાને લીધે વાયુ આસકિત વડે કુલ નદીનાં પાણી જાણે કેમ ધારણુ કરી રહ્યા હોય તેવે વખતે અને પવનને ભેળા કરેલા છાંટાને બ્હાને આકાશ જાણે કે ગંગાનુ જળ છાટતું હોય તેવે વખતે— ૯૫.

અતિ સ્વચ્છપણાને લીધે દીશાના મુખ કેતકી રૂપી મિત્રને પામેલાં છે તેથી જાણે કેમ હસતા હોય એવે વખતે અને આખા જગતના મન હર્ષના અવસરને લીધે જાણે કેમ ઉત્સાહવાળા બન્યા હોય તેવે વખતે— ૯૬.

મ્હોટા હાથીઓ ગર્જના કરતા જાણે ગભીર દુદુભિના શબ્દ કરી રહ્યા હોય તેવે વખતે અને જયારે ઘોડાઓ દરેક દિશામા ધાડા રાખના નાદ જેવા મનોહર હર્ષભર્યા હણુહણાટ કરી રહ્યા છે ત્યારે— ૯૭.

# સર્ગ ૭ મો.

તે તમામ મુકી દેવા યોગ્ય શત્રુઓને પણ હણનારો અને મનોરથ પરિપૂર્ણ થવાથી યુદ્ધમાં મગ્ન માનનારાએ ફરીફરીને દિશાઓમાં દિગ્ગજ બાકી રહ્યા એવી કરી. ૧.

રાજાઓનું મંડળ સમાપ્તિ પામ્યું ત્યારે ચાપદંડને ખોલીરૂપી બંદીખાનામાં જેણે પુર્યો છે એવો એ (વિક્રમાંકદેવ) ચોલદેશના પ્રતાપને ફરીથી ઠંડો કરી નાંખીને ક્રમે કરીને કલ્યાણમાં પેઠો. ૨.

એવા તાકડામાં કામદેવના બાણનો મિત્ર, વેલરૂપી સ્ત્રીને નચાવનારો સૂત્રધાર, કોયલના પંચમ સ્વરનુ સ્થાન બતાવનાર, અને શૃંગારનો ભાઈ એવો વસંતઋતુ પ્રગટી નીકળ્યો ૩.

વાયુ બધા શું શીત ઋતુના ભયથી ચંદન પર્વતની ગુફાની સીમમાં પેશી ગયા હતા કે જે હિમનો નાશ થયે તેમાંથી રાતે અને દિવસે નીકળ્યા કરે છે તે. ૪.

પવનનું ભક્ષણ કરનારા સર્પોને તેને રહેવાના સ્થાનનુ દાન દેવા સારૂ જાણે કોપ કરીને ચંદન પર્વતના કુંજમાથી નીકળીને વાયુઓ ઉત્તર દિશામાં જતા હોય. ૫.

રથે રહેલા ઘોડા ઘરડા થઈ જવાથી તેને બદલવા સારૂ જાણે ઉત્તમ ઘોડાની ઉત્પત્તિ (નુ) સ્થાન (એવી) ઉત્તર દિશામા સૂર્ય જતો હોય ! ૬.

અહો ! કેરલ દેશના વાયુને વસતની સાથે કાંઈક કુદરતી ભક્તિ જણાય છે કે જે લાંબો માર્ગ વટોળીને બધે ઠેકાણે તેનો નોકર થઈને

એ દક્ષિણના વાયુને તેનું મૃગ (વાહન) બાણ વડે મારીને એના મુસાફરી અગાસાવવી એમ ચદનના પર્વતની ગુફામા રેહેનારા ભીલના રાજાને પ્રાર્થના કરવી જોઈયે ૧૦

અથવા છો રહી વ્યર્થ છે એ દીનતા કેમકે ભીલ લોકોને વાયુ સાથે વેર કરવુ પોસાશે નહી કેમકે કેલિના પ્રસગમા તે ભીલડીયોનો કામ દેવનો કલેશ મટાડે છે ૧૧

ચદનના વાયુનો દુરાગ્રહ છે કે જે અન્ય ઋતુથી અવળો રહેછે તેને લીધે ચદ્રોદય વડે જેમ શરદ્‌ઋતુનો પ્રદોષ કાળ અસહ્ય થાય છે તેમ વસત પણ અતિ અસહ્ય થાય છે ૧૨

એ તે વિયોગિનીનુ પાપ કે દક્ષિણના વાયુની સમજણ ? કે જે એ દિશા ભૂલી જઇને નદી પણ ચદન પર્વતની પછવાડે થઇને જતો નથી તે ? ૧૩

એ રીતે ફેલાતી સુગધથી પુષ્ટ થએલા મલયના વાયુવડે ઓઇશિમાં આખ મીંચીને પડેલી પ્રિયને ઇચ્છનારી સ્ત્રીઓના પ્રલાપ ઘણા વખત સુધી થાય છે ૧૪

કામદેવરૂપી દેવનું વિમાન, રસ રૂપી રાજાની મેહેરબાની (અથવા પ્રસન્નતા) અને વસતનુ સર્વ ઋતુનાથી વિશેષ ચિહ્ન એવી સ્ત્રીઓના હીંડોળાની ગમત શોભે છે ૧૫

હીંચકામા બેઠેલા વહુવારૂઓના નિતબના ભારે જતા આવતાં હીંચ કાના દોરડાં જે ત્રુટતાં નથી તે કામદેવની ભાગ્યશક્તિ છે ૧૬

હીંચકામાં હાલતી પુરસ્ત્રીઓને બેગા મળીને વારવાર જોતા માણ સોની ઉપર, કામદેવ, લક્ષ્યને બહુ મેદાન છે તેથી ન ચુકાય એવાં બાણો વડે વર્ષે છે ૧૭

હીંચકાની મજા વડે વિલાસવાળી સ્ત્રીઓ ઘણે દૂર જઇને વળી પાછી વળે છે તેથી આકાશરૂપી આગણામાં હોવાથી અર્ધી મજા (હીંચમખાઇને) દેવતાની સ્ત્રીઓની ભોગવે છે ૧૮

વિલાસના હીંચકાનું પાળીયું નિતબ વિસ્તારને લીધે બધુ ભરાઈ જાય છે તેથી સ્ત્રીની ચારે તરફ ધનુષ સકોડીને કામદેવ પેશી રહે છે ૧૯

હીંચકા ઝુલતા હોય તે વખતે જે સ્ત્રીઓની સુંદરતા ખીલી રહે છે તેનું વર્ણન તો જો કામદેવ મેહેરબાનીથી કવિત્વ જાણતો હોય તો તે કરી શકે. ૨૦.

હીંચકામાં સ્ત્રીઓનું જે હિંચકવું, જે મોગરાનાં ફુલ અને જે લવિંગનો વાયુ એ (બધી) જગતને મોહ પમાડવા માટે દીક્ષા લીધેલા કામદેવના શરીરની મુખ્ય સંપત્તિ છે. ૨૧.

પગ લાંબા કરીને હીંચકામાં હીંચકતી અને જેનાં વસ્ત્રના છેડા ઉડી રહ્યા છે એવી સ્ત્રીઓનું જે જોવાનું મનોરથમાં પણ ન આવી શકે તે તરૂણ પુરૂષો જોઈ શકે છે. ( આ વર્ણન ગુહ્ય ભાગોને માટે હશે. ) ૨૩.

દૂર સુધી ઉંચે ચ્હડીને ફરી પાછી હેઠે આવતી સ્ત્રીઓ નિતંબ ભાગની જડતા દૂર થયે હીંચકાની મજા વડે શ્રમને જે જીતી શકી છે તેથી પુરૂષપણું પામવામાં ઉત્કર્ષ મેળવ્યો. ૨૩.

સ્ત્રીઓના કુચ સ્થળથી દબાઇ જાય છે અને પાછો શ્વાસના વાયુથી જીવતો થાય છે એવો મલય વાયુ વધુ કલેશ ભોગવે છે તેથી કામદેવના નોકરોમાં માન્ય થઈ પડ્યો છે. ૨૪.

વાગતાં લંગરવાળી સ્ત્રીઓ વડે વિલાસના હીંચકા જે પુરાઇ જાય છે તેણે જાણે ઉજડ હતી એવી કામદેવની રાજધાનીને વસંતઋતુ વસ્તીવાળી કરી મુકે છે. ૨૫.

સ્ત્રીઓની હીંચકાની ગમ્મતમાં કેરલ દેશનો વાયુ મુખ ચુંબે છે, વસ્ત્ર ખેંચે છે, અને ઘણીવાર સુધી નિતંબ રૂપી બિંબમાં વિસામો લે છે એમ તે નિરંકુશ થયો છે. ૨૬.

હીંચકાની મજા મ્હાલતી સ્ત્રીઓના ગીતમાં વનમાં વસનારી કોયલો શું શિષ્યભાવ પામી છે કે જે અવ્યક્ત પંચમ રાગની ચતુરાઇ પામી તે. ૨૭.

નિત્ય વનદેવીના સંગથી નજરબાગમાં રહેનારાં પક્ષીઓ વિલાસવાળી સ્ત્રીઓના હીંચકા ઉપર બેશીને તેણી સાથે બેધડક હીંચે છે. ૨૮.

બે હાથવડે મજબુત હીંચકાનાં દોરડાં જેણે પકડ્યાં છે એવી સ્ત્રીઓનાં ખુલ્લાં થઈ જતાં અને બંધ છુટી જતાં એવાં રેશમી વસ્ત્રની અંદર રહેલા પેડુના ભાગ ઉપર કાંઇક કામદેવ ખીલી નીકળે છે ૨૯.

ઉતાવળા આવેલા પ્રિયોના બાહુ રૂપી પાશે વિયોગિનીનાં કંઠ રૂંધાઇ ગયાં છે તેથી યમની પાશને વૃથા બોલાવનારો વસંત લતાઓથી હાસ્ય પામ્યો.[1] ૩૦.

પાંદડાં અથવા પાલવથી પવન નાંખવાનું બંધ રાખવું અને પવન વગરના મકાનમાં રાખવું (એ બંને) વિયોગિનીની મૂર્છાના પ્રબંધમાં તે ઉતારવાનો એક નવો રસ્તો છે. ૩૧.

ક્રીડાના પોપટો અતિ હર્ષથી કોયલના શબ્દનું અનુકરણ કરે છે તેથી તેને વિયોગિનીઓ છોડી મુકે છે. વખતે ગુણીના ગુણ [2]ગુણને માટે (ગુણ કરાવનારા) થાય છે. ૩૨.

હિમનો અવસર ગયો એમ બ્હાર રહેલા ભ્રમરોના શબ્દથી સાંભળીને જાણે બે વર્ષની કન્યાના મુખના સરખી કોમળ કાંતિવાળું કમળ ગારાના ઉદરમાંથી પ્રગટ થયું. ૩૩.

નવા દાંત ફુટી નીકળવા તેના જેવું સુંદર ડોલરનાં ફુલની કળીનું નિકળવું તે વડે વનસ્થળીના ખોળામાં બેઠેલો બાળ વસંત કોઈ પ્રકારની શોભા ધરે છે. ૩૪.

સુગંધિ શ્વાસ જેમાં બ્હાર નીકળે તેની પેઠે વારંવાર અતિશય વાતા દક્ષિણના પવનવડે ફુલરૂપી હાસ્ય અને દંતુડીવાળું ગભરૂ વસંતનું મુખ એ વનશ્રી જાણે ચુંબતી હોય. ૩૫.

પૃથ્વીરૂપ પાટી ઉપર (પડેલી) ફુલની રજ તેમાં ભ્રમરીના પગની પંક્તિની છાપ પડેલી છે તેથી તે ક્રમથી લીપી જ્ઞાન માટે જેણે અવસર લીધો છે એવા વસંતની જાણે અક્ષરમાળા વડે શોભતી હોય તેમ શોભે છે. ૩૬.

ઝાડની ઉપર ચ્હડે છે, ફુલના ઉકરડાની રજના પુંજમાં લોટે છે, લતાનાં ફુલરૂપી લુગડાં ખેંચે છે (એ રીતે) વનની સાથે ક્રીડા કરતો

કળીરૂપી રતનવાળી લતારૂપી વહુને કુંપળાંરૂપી હોઠ આપવાંમાં (ચુંબન કરવામાં) ડાહ્યો, અને ઉન્મત્ત ભ્રમરરૂપ બંદી જનોએ ગાયેલી કીર્તિવાળો વસંત તરૂણાવસ્થામાં મ્હક્યો. ૩૮.

લીલા સહિત કામદેવના સામ્રાજ્યનો ભાર જ્યારે અંગીકાર કર્યો ત્યારે વસંતનો એક અવિચ્છિન્ન હાથ લવિંગનો વાયુ છે અને બીજો કોયલનો પંચમરાગ થયો. ૩૯.

દક્ષિણ વાયુએ પગલે પગલે ફુલની રજના જથ્થાના ઢગલા જે કર્યા છે તે તેના વસંતરૂપી હાથીને સુવાને માટે ધૂળની પથારી કરવાને માટે જાણે તેમ કરતો હોય. ૪૦.

વળગેલા ભ્રમરના શબ્દથી ભરાઈ રહેલુ ડોલરનું નવું ફુલ તે વસંત માસના જન્મોત્સવમાં મંગળના શંખની લીલા ધારણ કરે છે. ૪૧.

હિમઋતુ ગયા પછી ઉનાશથી ખેદ પામેલો મલયાચળ ખરેખર શીતોપચાર સેવે છે કે જેથી વીંજણાની ઉપમાને પામેલાં ચંદનપત્રોનો પવન વાય છે. ૪૨.

કોમળ હૃદયવાળી સ્ત્રીઓના મનમાથી ઉત્પન્ન થઇને ગાનના વેગે લાગેલા કામદેવને જાણે જીવતો પકડવા માટે વાયુ તેની પછવાડે દિશાના મુખોમાં ભટકે છે. ૪૩.

લીલાનો અસ્પષ્ટાક્ષરવાળો પંચમરાગ જે વિયોગિનીઓના કંઠમાં પરવશ થયો થકો લોટે છે તેણેજ કામદેવનું કામ કર્યું. કોયલના પંચમનાદને તો પુણ્યવડે યશ (પ્રાપ્ત) થયો. એટલે કામિનીના કંઠના નાદેજ કામદેવનુ કાર્ય સિદ્ધ થયું. ૪૪.

પ્યાદાઓને ચાલવા સારૂ (સવર્ણ ?) ચંપાના ફુલના ઢગલાની રચના વડે સ્મર રાજાનો સામંત વસંત જાણે હેમ પાથરતો હોય. ૪૫

આંબાના ઝાડની મંજરી (મ્હોર) મા ફરે છે, નાના પ્રકારની કળિનાં મુખ ચુંબે છે જાણે સ્ત્રીપારાજ્યના મધ્યમાં રહ્યો હોય એવો ભ્રમર ક્ષણ [1]માત્ર પણ સ્થિર થઇ શકતો નથી. ૪૬.

૧. મૂળમા ક્ષણમેવમેવ છે ત્યાં ક્ષણમાત્રમેવ હોય તો સારૂ.

જેનો હાથ પરસ્પર ક્રીડા સમયે ભુજબંધ કરવામાં ત્રૈલોક્યમાં વિલાસિઓનો આદિગુરૂ અને આસુપાલાના પાંદડારૂપ હાથને હલકો પાડી નાંખનાર એવા કામદેવને કોઇ સામો લડવૈયો મળતો નથી. ૪૭

આસુપાલો, પુરસ્ત્રીના કોગળાની સુરાનો બોલશ્રીના વૃક્ષનો અભિલાષ જોતો થકો, પ્રિયાના પાદ તળનો પ્રહાર જેને પ્રિય છે એવા પોતાને અલ્પ વ્યસનવાળો જાણે છે. ૪૮.

કોયલના મનોહર નાદનો પ્રથમથીજ અભિલાષવાળો વસંત, રણકાર કરતા ભ્રમરની પંક્તિરૂપ જેનાં કંકણ છે એવા આંબાના વૃક્ષની પંક્તિરૂપ ભુજાના પાંજરા વડે (પોતાના) મિત્ર કામને આલિંગે છે. ૪૯

ઉઘડેલાં અને હારદોર ગોઠવાએલા ચંપાના ફુલ વડે વિલાસના બગીચા જાણે વિયોગિની સ્ત્રીઓના કોળીયા કરી ગયા હોય તેથી જાણે તેના સોનાના કંદોરા પ્રકાશી રહ્યા હોય એવા શોભે છે ૫૦.

*વિયોગિની સ્ત્રીઓએ મર્મસ્થાનની પીડાથી આશ્ચર્ય વડે ધ્રુસરી ખાતા* માથા ઉપર ઉછળતા કુડળની ભ્રાંતિથી જાણે શબ્દ[૧]ની સરખાઇને લીધે જાણે કોયલના કંઠમા પાશ નાખી હોય ૫૧

ઉગતા કેસુડાનાં ફુલ (કળી) રૂપ જેમા આર (મ્હોટી સોઇ) છે એવો અને લીલા સહિત હલાવેલી ડાળરૂપ જેને પરોણો છે એવો દક્ષિણ દિશાનો વાયુ વિયોગિ જનોને નિયમ[૨]મા રાખવા સારૂ કામદેવની આજ્ઞાથી તૈયાર થયો ૫૨

વૃક્ષોરૂપી યોદ્ધાઓ પુષ્પોરૂપી બાણો ઉપરાઉપર વરસાવે છે તેરે વખતે વસંતરૂપી મદોન્મત્ત હાથી ઉપર બેઠેલો કામદેવરૂપી રાજા પ્રૌઢ[૩] થયો ૫૩

ગોપાતા (અર્પણ કરાતા) એવા અદ્‌ભુત ફુલનાં (ફુલરૂપી) અસ્ત્રો વડે વનને ચિત્રવિચિત્ર કરી નાખનાર વસંત વડે દોરી ચડાવેના ધનુષ વાળો કામદેવ છે છતા પણ તેણે ભાથાના ભાર તરફ મ્હો ફેરવ્યુ ૫૪.

---

૧. પોતાના અને કોયલના શબ્દ સરખા છે માટે

— ૨. ગાડીવાન જેમ પરોણા તથા આરથી બળદને નિયમમા રાખે છે તેમ —

૩ ઉત્કંઠિત

શૃંગારવાળી સ્ત્રીઓએ ધોએલા દાંતની પંક્તિની ઉચ્છૃંખલપણે ઉછળતી કાંતિએ જાણે ચંદ્રમા ધોવાણો હોય તેથીજ જાણે તેનાં કિરણો નિંદા ન થાય એવી રીતનું સ્વચ્છપણું હળવે હળવે પામ્યાં હોય શું? ૫૫.

હે વસંત! તું જો કામદેવનો મિત્ર છે તો તે અંગ વગરનો છે અને તું કેમ અવિચ્છિન્ન અંગવાળો છે? પણ ત્હારા અંતરમાં રહેલું જાણ્યું (કે તું) બ્હાનો કાહાડીને વિયોગિનીના નાશ સારૂ આવ્યો છે. ૫૬.

હે વસંત? પ્રિયથી જે ખંડિતા* થયેલી છે તેનાં અખંડ પાપો વડે તથા વિયોગી વર્ગનો ક્ષય કરવામાં જે તેં દીક્ષા લીધેલી છે તેથી નક્કી તું મહા પાતકી છે એમ તર્ક કરીને શિવજીના નેત્રનો અગ્નિ તારો સ્પર્શ કરતો નથી. ૫૭.

શિવજીની સાથેની લડાઇમાં કામદેવને છોડીને ક્ષત્રીઓને ન છાજે એમ તું અવળુ મ્હો કરીને ભાગી ગયો. હે ચંડાળ વસંત! હવે તું એ છિન્નાંગ થએલાની આગળ આડી શુ ઉભો છે? ૫૮.

મહાપાતકિ કોયલોને ત્હારો સંગ આહી (નો આહી) જ ફળવાન થયો, કે જે અર્ધ બળેલ ઉંમાડીયાના જેના કાળા દેહવાળા થઇને લોકની બ્હાર× ફરે છે ૫૯.

હે વસંત! તુ દાઝેલા દોષવાળો છતા પણ જે પાછો (તુંને) કામદેવે સંઘર્યો તેનુ કારણ સાંભળ સ્ત્રી વધનુ પાપ સ્વીકારીને કોઇએ એ ભાર (ઉપાડવો) કબુલ કર્યો નહીં ૬૦.

એ રીતના વિયોગના જ્વરથી જર્જર થએલી, અને વસંત માસની સમૃદ્ધિથી ઉદ્વેગ પામેલી સ્ત્રીઓના વસંત ઋતુ ઉપર વિચિત્ર પ્રકારની ઉક્તિના ચરિત્રો વારવાર થાય છે ૬૧

જેણે માન છોડી દીધુ છે એવી સ્ત્રીઓએ ડહાપણથી વિમુખપણાને ગંભીરતા અને અન્ય સ્ત્રીના દાતના ડાઘને સૌભાગ્ય એમ જુવાનોના દોષને ગુણજ માન્યો ૬૨.

---

* તે નામની એક નાયકા જે પોતાનો નાયક બીજી યુવતી સાથે લાગુ પડેલો જોઈ ક્રોધ્યો કરે છે (શ. ચિં.)

× ગ્રામ્ય જે ગ્રામ્ય પક્ષી નથી તે

માનની ગાંઠ છોડવા સારૂ બધે ઠેકાણે કોયલોને કહી દીધું, અને ક્રીડા કરવામાં દક્ષિણના પવનોને ઉપરી ઠરાવ્યા, વળી જગત્મા વિરહરૂપ વિઘ્નને મટાડવામા ઉત્સુક એવા કામદેવના ચક્રવર્તીપણાનો કારભારી× વસંત ઋતુ અસાધ્ય કર્મ સાધવામા તૈયાર થયો છે ૬૩

ભ્રમરોને ક્રીડાનું સ્નાન કરવા લાયક પુષ્પમા મધુ ઉત્પન્ન થયું, કેશવના ઠરરૂપી કોતરમા પદ્મરાગ ચિરપણું ભોગવે છે એક છત્રે જગત્નો જય મેળવવાની ઇચ્છાવાળા કામદેવનો ત્રૈલોક્યને જીતી શકે એવો વસંત આશ્ચર્યકારક રીતે અકસ્માત્ યોદ્ધા થયો ૬૪

જગત્ના વિયોગિ વર્ગને દગ્ધ નાખવામા પ્રતિષ્ઠિત થયેલા ભ્રમરરૂપી ભાટોએ શૃંગાર રસના મિત્ર એવા વસંત ઋતુના જાણે બિરૂદ (વખાણ) બોલવા માંડ્યાં ત્રૈલોક્યના માનનો આગ્રહ ચોરી લેનારો કોયલનો નાદ (થવા

થઈ રહ્યું છે. ત્રૈલોક્યને અકસ્માત્ તીવ્ર ઘા કરવામાં ઘાટા ઉત્સાહવાળી જેની ભુજા ખાજવે છે એવો, કામદેવને જીતવાનાં શસ્ત્ર બનાવવાના કામમાં વસંત ઠીક તૈયાર થયો. ૬૮.

ચંદનના[1] પવનથી શૂન્ય એવી મલયની પછવાડેની પૃથ્વીની ઈચ્છા રાખે છે, નજરબાગમાંથી કોયલને હાંકી કહાડવાને સખીઓનો કલબલાટ કરાવે છે અને નજરબાગની પંક્તિના સુગંધનું આચમન કરી જવાને ભ્રમરોને સ્તવે છે. સુંદર ભ્રમરોવાળી સ્ત્રી ત્હારા વિયોગમાં જીવની રક્ષા માટે કયો ઉપાય નથી કરતી. ૬૯.

સિંહલદ્વીપની સ્ત્રીઓના મુખના પરિચયને લીધે મ્હોટા કર્પૂરની વાસ- વાળા મલયગિરિના પવન, દ્રવિડ દેશની સ્ત્રીઓની હીંચકાની રમતમાં ફરતા જે નિતંબ ભાગ, તેના સ્થળ પાસે જેનો વેગ શિથિલ થઇ જાય છે એવા થયા થકા સેવવાના યોગ્યપણાને પામે છે. ૭૦.

નાળીયેરીના ફળના કોતરમા ખડખડતા પાણીને હાલક લોલક કરનારો, કાવેરી કાંઠાના તાડના ઝાડમાં ભરેલી સુરાવાળાં હામને ભટકાવવામાં ઉગ્ર, ખીલતી નીલી કેળના પરિચયથી ઠંડા બનેલા, અને દ્રાવિડ સ્ત્રીઓનાં કપૂરનાં જેવાં પીંગળાં લમણામા લોટવાથી જેના વેગ ચોરાઇ ગયા છે એવા આ દક્ષિણ દિશાના વાયુ વાય છે. ૭૧.

(વૃક્ષની) ડાળ્યો ભ્રમરની પક્તિરૂપ પ્રત્યચા ચઢાવેલા કામદેવના ધનુષની લીલા ધારણ કરે છે અને પુષ્પ શુ પુષ્પ ધનુષવાળા કામદેવના ત્રૈલોક્યને જીતનારાં એવા અસ્ત્રપણુ નથી ધારણ કરતુ હીંચકામાં હીંચકા ખાવાની રમતમાં હાલતી સ્ત્રીમાં અસ્ત્ર ચલાવતો કામદેવ હાલમા ડોલતા નીશાન પાડવાનો ગર્વ ધારણ કરે છે. ૭૨.

ઉદમાદ કરતા ભ્રમરે પુષ્પના મધુવડે ક્રીડા સ્થળી ગારાવાળી કરી મુકી, વૃક્ષ બધાં ફુલના અતિશય ભારથી ભાંગી પડવાનો ભય બતાવવા લાગ્યાં, અને વસંતે ઉપરા ઉપર અસ્ત્રનો ખરચ કરવામા કંજુસાઇ તજવી

1 નાયક પ્રત્યે દૂતીનાં વચન છે.

દીધી તેવે સમયે હાનમા કામદેવ લક્ષ્ય અને અલક્ષ્ય બધે ઉપર બાણ ફેંકવામા રસિયો બની ગયો છે ૭૩

નના યૌવનમા પ્રીતિવાળા વસતે વિચિત્ર નિપિ લખી કાહાડી કથી વનભૂમિ કટાક્ષની પેઠે દર્પથી પુષ્પો નથી વરસાવતી હીંચકામા બેઠેરી સ્ત્રીની જાડી સાથળને અતિશય હનમલાવતા નકાના વાયુને આ વખતે માનરૂપી વૃક્ષને ભાંગી નાખવામા શી વસમાણ નડે એમ છે ૭૪

રાનણના બગીચામા ક્રીડા વૃક્ષોની તળેના મીતાજીના પગના એધા ણમા મળી જતા, કર્પૂર દ્વીપમા વેવાયકી હાનતા ઝાડની તળેની રજમા ક્રીડા કરવામા રસિયા, અને કરેન દેશની સ્ત્રીઓના ક્રીડામા પાન ચાવતા શ્રમિત થએના મુખનો શ્રમ હરનારા અને કામદેવરૂપી સુભટના જયની આકાક્ષા રાખનારા, એવા દક્ષિણના વાયુ મોજ કરે છે ૭૫

જે આંબાના અકુરના ગુચ્છાને ખાવા થકી કાનને અમૃત જેવા લાગવામા નષ્ટ, અને જેની છાયા માર સ્વીકારાય છે છતા કામદેવના જય કરનાર બાણપણાને પામે છે, એવો એ પચમ રાગ, સુકાતા તાળવા રૂ ી ગોખની સાકડી તળીમા ફરવાથી કોયનના ગળાના બીનમાથી પ્રગટ થાય છે ૭૬

એ રીતે બદીજનો વિરહથી વિખુટી પડેની હજારો સ્ત્રીઓએ મોકનેવા કામદેવના લેખના સારા વાકયોથી મિશ્ર એવા વસન ઋતુના વર્ણનો વડે રાજાઓને પ્રસન્ન કરતા હવા ૭૭

ઇનિશ્રી ત્રિભુવન મલ્લદેવ વિદ્યાપતિ કાશ્મીરક ભટ્ટ બિ હણના કરેના વિક્રમાકદેવચરિત મહાકાવ્યના આચાર્ય વ્રજભજી હરિદત્તના કરેના ગુજરાતી ગદ્ય ભાષાતરમા સાતમો સર્ગ સમાપ્ત થયો



# સર્ગ ૮ મો.

કામદેવના મિત્રરૂપ એવા (વસંતના) સમયમાં ઉત્પન્ન થએલા નવા આશ્ચર્યવાળી વાત વિક્રમરાજાના કાનની મિત્રાઇને પામી. (કાને પડી) ૧.

કે કામદેવના વિજયસ્થંભની પ્રશસ્તિ સરખી અને ત્રણ જગતની આંખને કામણ કરનારી કરહાટ રાજાની દીકરી છે. ૨.

તે વિદ્યાધરની કુમારી છે અને શિવજીની આજ્ઞાથી કોઇને માટે પણ સ્વયંવરનો મહોત્સવ કરે છે. ૩.

ચંદ્રની રેખા જેવી કાંતિવાળી એ (કુમારી)નું ચંદ્રલેખા નામ છે. (એ) કામદેવના મૃત્યુંજય મહામંત્રની મિત્રાઇને પામે છે (એટલે એ મંત્ર જેવી છે). ૪.

એ સૂક્ષ્મ અંગવાળી અંદરમાં રહેલા કામદેવના શૃંગારની કુળદેવતા છે (અને) વિલાસને લાયક વય ધારણ કરે છે. ૫.

તે સુંદર ભ્રમરોવાળીના પગના નખની પંક્તિ લાવણ્યના સમુદ્રમાંથી નીકળેલી રત્નની પંક્તિ હોય એવી શોભે છે. ૬.

(એના) સ્તનનો ભાર મને[1] મુખરૂપી ચંદ્રની કિરણને આડે આવે છે એમ જાણીને જાણે આંગણાની કમળવેલ તેના પગમાં ભરાણી હોય. ૭.

એ મૃગાક્ષીનું પાદદ્વય અમે અમૂલ્ય છઇએ તેની આગળ સોનાનાં બે નેપુર (તથા બે ક્રોડ તુલા સોનું) પણ કોણ માત્ર એવા રોષથી જાણે

માન સરોવરના મુકુટસમાન રાજહંસો ક્યાંહી જોવામાં આવે તો તેના (કુમારીના) પગની ગતિનુ અતર જોઇ શકાય ૧૨

નિતંબ (ના ભાર) વડે પીડા પામેલા તે સ્ત્રીના પાદયુગને લીના લગરની હાર વડે જાણે ભૂકુટી ભાંગી હોય (વાંકી કરી હોય) ૧૩

તે કુમારીની નામી એવી સોનાના લગરની માળા વડે જાણે કેસરના ક્યારા જેના કર્યા હોય એવી સાથળરૂપી બે વેન શોભે છે ૧૪

તેની બે સાથળે કેળના થાભલાઓને પરાભવ પમાડ્યા છે અત્યંત કોમળની સાથે જડે ક્યા જયનુ નગારૂ મેળવ્યુ છે? (જય પામ્યા છે?) ૧૫

મૃદુ સર્વસ્વ હરિ લેનારી તેની બે સાથળોનો વિચાર કરીને હાથી અસ્પૃશ્યતાને લીધે માતગપણું (એક જાતના ચાડાળપણું) ધારણ કરે છે એમ હું માનુ છુ ૧૬

એ ઘેલાના જેવા લોહવાળી (કુમારી) ચદ્રકાંતમણિની શિલા જેવુ ધાટુ અને કામદેવની મે ભુવનના વખાણ લખવાની પાટી જેવુ નિતબ મડળ ધારણ કરે છે ૧૭

એ કુમારીના વધતા જતા નિતબ મડળે પીડા પમાડેલી છે માટેજ ત્રુટી ત્રુટી એમ વારવાર મેખળા જાણે પોકાર કરે છે ૧૮

ભુજનો કબજો પૂર્ણ થતો નથી (ભુજના કબજામા (બાથમા) નથી આવી શકતા તેથી ખેદ સહિત તેની સખીઓ નિતબને (કબજામાં લેવા સારૂ) મેખળારૂપી દોરડુ બાધે છે ૧૯

એના પેડુનું સ્થળ કામદેવની રગભૂમિની બેઠક, શૃગારનું સોનાનું આસનીયુ અને લાવણ્યના સારનો ઢગલો છે ૨૦

તેના નિતબની વૃદ્ધિ તેની દાસીઓ નીંદે છે કેમકે (તે) મેખળાની નવી નવી ગાંઠ બાધીને અકળાઈ ગઈ છે ૨૧

નિતબના ભારે એ ગોરાદે પણ બહુજ ખીન્નય છે કેમકે રમતમા ઠણુકો કરવા વગર દો (કોક પાસે) દે આવે છે ૨૨

તેના પેડુના ભાગનો બોજો વિસ્મયવ્યાન થઈ પડ્યો કેમકે જેને લીધે એ સ્ત્રી કામદેવનું દૂર પટોચનારૂ બાણ થઇ પડી (?) ૨૩

મેખળાનાં મણિની કાંતિથી બીનેલી અંધારાની રેખા હોય શું એમ એની કાળી રોમાવળી નાભિના ખાડામાં પેઠી છે. ૨૪.

સ્તનના ભારતી ઉંચાઇમાં તેની રોમાવળી નિતંબ રૂપી નીલમની પૃથ્વીમાંથી નીકળેલી રત્નની સળી હોય એવી શોભે છે. ૨૫.

નાભિના સંગે કરીને એ ગોરાદેની રોમમંજરી કામદેવના સોનાના કડામાંથી નીકળેલી લાખની ધાર હોય એવી શોભે છે. ૨૬.

નાભિના કુંડાળા સાથે જોડાએલી એ સ્ત્રીની રોમાવળી જાણે કામદેવરૂપી હાથીની બ્હેડી સાથે સાંકળ કેમ હોય એવી શોભે છે. ૨૭.

એ વિલાસિનીની રોમાવળી જે નાભિ મડળમાં પેઠી છે તેઓની કેટલી ઉંડાઇ છે તેનું તાત્પર્ય જાણે કેમ જાણતી હોય ? ૨૮.

કામદેવ જ્યારે ધનુષ ઉપર ભાર દઇ ઊંચાં સ્તન ઉપર ચ્હડયો ત્યારે તે ધનુષની અણી બેશી જવાથી તેનુ એધાણ તે સ્ત્રીની નાભિ થઇ. ૨૯.

હું માનું છું કે (એ) સ્ત્રીને ઘડવામાં જ્યારે લાવણ્યસાર પૂરો થઇ રહ્યો (ખૂટયો) ત્યારે બ્રહ્મા જાણે નાભિનો ખાડો પૂર્યા વિના ( ભરવો અધુરો રાખીને ) જતા રહ્યા ૩૦.

રોમાવલિ જાણે યૌવનની શ્રી કામના ચક્રવર્તિપણાનો હુકમ લખતી હતી ત્યાં તેની નાભિના ખાડામાંથી શાહી ઢોળાણી તેનો રેલો ચાલ્યો હોય ? ૩૧.

જાણે કામદેવ રાતમાં ઉંડા નાભિના ખાડામાં પડી જવાની બ્હીકથી તેની રોમાવલી ઉપર હળવે હળવે પગ મુકતો હોય ? ૩૨.

મૃગના બચ્ચાના જેવી આંખવાળી (એ કુવરી)નો મ્હોટા મોતીનો હાર નાભિમાં (ભરેલા) લાવણ્યના પાણીના રેંટના નાડા જેવો શોભે છે. ૩૩.

સ્તનના ભાર માટે ભાંગી પડવાની શકાવાળા કટિ ભાગે ત્રણ વાટાને મ્હાને જાણે કટાક્ષની પંક્તિ કરી હોય. ૩૪.

તેના ત્રણ વાટાના માર્ગની પગથી ચ્હડવાનો શ્રમ, કામદેવ અંગ વગરનો છે તેથી એક રતિનાજ કળ્યામાં આવ્યો. ૩૫.

દુઃખે ચ્હડી શકાય એવા તેના સ્તન તટને પડતો મુકીને કામદેવના રથને ચાલવા સારૂ તેની ત્રિવલી રૂપી માર્ગની પક્તિ કરી હોય શું ? (જેમ ડુંગર ઉપર ચ્હડવાને આડી સડક (આબુની ઉપર જેમ બાધે છે તેમ) ૩૬.

માન સરોવરના મુકુટસમાન રાજહંસો ક્યાંહી જોવામાં આવે તો તેના (કુમારીના) પગની ગતિનું અંતર જોઇ શકાય. ૧૨.

નિતંબ (ના ભાર) વડે પીડા પામેલા તે સ્ત્રીના પાદયુગલે લીલા લંગરની હાર વડે જાણે ભ્રુકુટી ભાંગી હોય (વાંકી કરી હોય). ૧૩.

તે કુમારીની લાંબી એવી સોનાના લંગરની માળા વડે જાણે કેસરના ક્યારા જેના કર્યા હોય એવી સાથળરૂપી બે વેલ શોભે છે. ૧૪.

તેની બે સાથળે કેળના થાંભલાઓને પરાભવ પમાડ્યા છે. અત્યંત કોમળની સાથે જડે કર્યા જયનું નગારૂં મેળવ્યું છે? (જય પામ્યા છે?) ૧૫.

ચંદ્રનુ સર્વસ્વ હરિ લેનારી તેની બે સાથળોનો વિચાર કરીને હાથી અસ્પૃશ્યતાને લીધે માતંગપણું (એક જાતના ચાંડાળપણું) ધારણ કરે છે

મેખળાના મણિની કાંતિથી ભીનેલી અધારાની રેખા હોય શુ એમ એની કાળી રોમાવળી નાભિના ખાડામા પેઠી છે ૨૪

સ્તનના ભારની ઊંચાઇમા તેની રોમાવળી નિતબ રૂપી નીલમની પૃથ્વીમાથી નીકળેની રત્નની સળી હોય એવી શોભે છે ૨૫

નાભિના સગે કરીને એ ગોરાદેની રોમમજરી કામદેવના સોનાના કડામાથી નીકળેલી લાખની ધાર હોય એવી શોભે છે ૨૬.

નાભિના કુડાળા સાથે જોડાએલી એ સ્ત્રીની રોમાવળી જાણે કામદેવરૂપી હાથીની બ્હેડી સાથે સાકળ કેમ હોય એવી શોભે છે ૨૭

એ વિલાસિનીની રોમાવળી જે નાભિ મડળમા પેઠી છે તેઓની કેટલી ઉંડાઇ છે તેનુ તાત્પર્ય જાણે કેમ જાણતી હોય ? ૨૮

કામદેવ જ્યારે ધનુત ઉપર ભાર દઇ ઊંચા સ્તન ઉપર ચ્હડયો ત્યારે તે ધનુષની અણી બેશી જવાથી તેનુ એધાણ તે સ્ત્રીની નાભિ થઇ ૨૯

ɪ,

માન સરોવરના મુકુટસમાન રાજહંસો ક્યાંહી જોવામાં આવે તો તેના ( કુમારીના ) પગની ગતિનુ અંતર જોઇ શકાય ૧૨

નિતંબ ( ના ભાર ) વડે પીડા પામેના તે સ્ત્રીના પાદયુગે લીના લગરની હાર વડે જાણે ભૃકુટી ભાગી હોય ( નીચી કરી હોય ) ૧૩

તે કુમારીની નામી એવી સોનાના લગરની માળા વડે જાણે કેસરના ક્યારા જેના કર્યા હોય એવી સાથળરૂપી બે વેલ શોભે છે ૧૪

તેની બે સાથળે કેળના થાંભલાઓને પરાભવ પમાડ્યા છે, અત્યંત કોમળની સાથે જડે ક્યાં જયનુ નગારૂં મેળવ્યુ છે ? (જય પામ્યા છે ?) ૧૫

મૃદુતું સર્વસ્વ હરિ લેનારી તેની બે સાથળોનો વિચાર કરીને હાથી અસ્પૃશ્યતાને લીધે માતંગપણું ( એક જાતના ચાંડાળપણું ) ધારણ કરે છે એમ હું માનું છુ ૧૬

એ ધીનાના જેવા હોઠવાળી ( કુમારી ) ચંદ્રકાંતમણિની શિલા જેવુ ધાટુ અને કામદેવની બે ભુજના વખાણ લખવાની પાટી જેવુ નિતંબ ભાગ ધારણ કરે છે ૧૭

એ કુમારીના વધતા જતા નિતંબ મડગે પીડા પમાડેલી છે માટેજ ત્રુટી ત્રુટી એમ વારવાર મેખળા જાણે પોકાર કરે છે ૧૮

ભુજનો કબજો પૃણ થતો નથી ( ભુજના કબજામાં ( બાથમાં ) નથી આવી શકતા તેથી ખેદ સહિત તેની સખીઓ નિતંબને ( કબજામાં લેવા સારૂ ) મેખળારૂપી દોરડુ બાંધે છે ૧૯

એના પેડુનું સ્થળ કામદેવની રંગભૂમિની મેઢક, શૃંગારનું સોનાનું આસનીયુ અને લાવણ્યના સારનો ભંગરો છે ૨૦

તેના નિતંબની વૃદ્ધિ તેની દાસીઓ નીરખે છે કેમકે ( તે ) મેખળાની નવી નવી ગાંઠ બાંધીને અકળાઈ ગઈ છે ૨૧

નિતંબના ભારે એ ગોરાંટે પણ બહુજ ખીન્ન છે કેમકે રમતમાં દડુકો કરવા ઠમર દો ( ડોક પામે ) દે કારે છે ૨૨

તેના પેડુના ભાગનો બોજો વિશ્રામસ્થાન થઈ પડ્યો કેમકે જેને લીધે એ શ્રી કામદેવનુ દૂર પહોચનારૂં બાણ પણ પડી (?) ૨૩

તેનાં સ્તન ખરેખર કાંઇક કામદેવનુ ત્રન કરનાં જણાય છે કેમકે
નેત્ર માયાના મણિરૂપી સૂર્યની સામુ જોઇ રહે છે. ૪૮.

તે અધિરાક્ષી ન ફ્પાડી શકાય એવું પણ સ્તન મંડળ ધરી રહી
કામદેવ ગર્વના પર્વત ઉપર ચ્હડી બેઠા છે એ આશ્ચર્ય છે. ૪૯.

તેના ઉંચા સ્તનની છાયા ત્રિવલીના ભાગ ઉપર પડે છે તે જાણે
ન દેખી શકે એમ અંધારાની રેખા છુપીને રહી હોય ? ૫૦.

ના કંઠ રૂપી સુવર્ણ ઉપર જે ત્રણ રેખા છે તે જાણે આ (કંઠ)
ાનિવાળું હોઇને ત્રણ ગ્રામનો ભંડાર છે એમ જણાવવા જાણે ત્રણ
ધ્યાં હોય. ૫૧.

તે સોનાના કડા સહિત પદ્મનો ચોર એવો હાથ ધારણ કરે છે તે જાણે પદ્મિનીના પતિ (સૂર્ય) નાં કિરણોએ મૂળમાંથી વીંટી કેમ લીધો હોય. ૬૧.

તે-બાળાના હાથમાં કંકણની હાર શોભે છે તે જાણે મનરૂપી હરિણને બાંધવા સારૂ કામદેવની પાશની ગુંચળીઓ કેમ હોય. ૬૨.

એ કૃશાંગીના (બે) ભુજ કુચ ભારે આઘા ખસેડી નાંખ્યા છે તે જાણે બોલશી બલીયાંની પંક્તિને ધારણ કરે છે તેથી તેની સાધેના કરણ્યા સારૂ હોય શું. ૬૩.

જ્યારે એ ચંચળ નેત્રવાળીના બે બાહુની રેખા સરળ (પાંશરી અને આલસવાળી) છે ત્યારે અણસમજુ નહિ એવી કમલિનીમાંની શોભા કેમ ચોરી લીધી હોય. ૬૪.

જ્યારે તેના બે બાહુનું કુચના દબાવથી અન્યોઅન્ય જોઈ શકવું તો બંધ છે ત્યારે તેઓએ કમલિનીની કીર્તિ ચોરવાની ગોઠવણ કેમ કરી? ૬૫.

એ મુતનુનો હોઠ મુખારવિંદે શોભા આપી તેથી રાતો થએલો થકો હારમાંના માણેકની અને દીવાની કાંતિને ઝાંખી પાડી નાખે છે. ૬૬.

તેના હોઠની મુદ્રા (મ્હોર) બન્યા રહેતા ઊદયવાળી મુખરૂપી ચંદ્રમાની સંધ્યા છે અને જાણે લાવણ્યના સમુદ્રનું પરવાળું હોય (એવી છે.) ૬૭.

તે બપોરીયા સરખા સુંદર હોઠવાળી મુખ ધારણ કરે છે તે જાણે

તેનાં લોચન જો કાનને માર્ગે ચાલ્યાં હોય તો તે આપે ધોળાં કૃષ્ણાનુરાગી ( કાળામાં અને કાજળમાં પ્રીતિવાળાં ) કેમ થયાં ? ૭૩.

સાંભળો કૌતુક. શૃંગારવાળાંનો ગુરૂ કામદેવ તે પણ શ્રવણ તરફ ઢળવાવાળા તેના નેત્રના શિષ્યભાવને પામ્યો છે. - ૭૪.

સુંદરતાના પાત્રરૂપી મુખચંદ્રમાં હરિણ પેશી જાય એવી બ્હીકથી એ હરિણ નેત્રીએ કાનરૂપી પાશવડે જાણે બે પાશ કેમ ગંઠ્યા હોય. ૭૫.

કાંઇક આશ્ચર્ય સાથે ઉંચી ચઢેલી ભ્રમેવાળી તે શોભે છે તે જાણે બાળક્રિડાના સામાવળીયા યૌવનને તડછોડતી હોય ? ૭૬.

ચળકતા કુંડળના માણેકની કાંતિયે હડાડી હોય તેથી જાણે તે નતાંગીની બે આંખ કાનના ખોળામાં જઇને બેઠી. ૭૭.

એ ચચળ નેત્રવાળીની બે ભ્રમરોની રેખા શોભે છે તે જાણે નાકરૂપી વાંસની દાંડીનાં બે લીલાં પાંદડાં નીકળ્યાં હોય. ૭૮.

નાકરૂપી વાંસની દાંડીમાંથી નીકળી પડેલા મોતી સરખા કપાળમાં રહેલા નાનકડા ચંદનના બિંદુવડે તે શોભે છે. ૭૯.

તેના અંબોડાને બ્હાને પુત્રના સ્નેહથી લડાવ્યો એવો કાર્તિક સ્વામીનો મોર જાણે પાર્વતી જાણીને માથે ન્હડી બેઠો હોય. ૮૦.

ડહાપણના ગર્વ થકી એ (કુમારી) પોતાની મેળે લમણાં ઉપર ઘરેણાં સજે છે તેમાં સોનાનાં ઘરેણાં મુકીને નાડી (વૃક્ષ તથા એક જાતનુ ઘરેણું) ના પાંદડા ઉપર વધારે આગ્રહ કરે છે, દડાયે રમવામાં મદ છે તેથી સોગઠાં ઉપર શિક્ષાનો રસ લે છે, આશ્ચર્ય છે કે એ નાજુક સ્ત્રીના સૌંદર્યના અભાવમા અકસ્માત ભાર બંધાણો. ૮૧.

સૈકડો કમળ છરી હોય શુ એમ ( પોતાના ) પેટ ઉપર ભ્રમરની હાર મુકે છે. ચંદ્રમા આકાશના આંગણામાં લાધવા સારૂ વારંવાર પાછો આવે છે, એ હરિણાક્ષીના મુખે ત્રૈલોકયના રૂપનો સમૂહ હરી લીધો છે ત્યારે વારંવાર પાછા આવવાની ઇચ્છાવડે કેટલા કલેશ નથી ભોગવતા. ૮૨.

કામદેવનું ધનુષ્ય ( તેના ) ભ્રૂવિલાસની વારસદારી કરે છે. બે નેત્રો કમળોનો યોગક્ષેમ ચલાવે છે. જગતનો જય કરનારાં તેના રૂપ લાવણ્યવાળાં અંગની આગળ મૂળ વર્ણવાળુ સુવર્ણ પણ બધુંએ મેલું લાગે છે. ૮૩.

ક્ષણ ક્ષણ પ્રત્યે આંખને કાનની સાથે સીમાડાનો ટંટો ઉભો થયો છે. એ સ્તને રોધી નાંખેલી છાતી ઉપર કામદેવ જોર કરીને વસે છે. નિતંબ રાડય પાડતા મેખલાની દોરડીને દૂર ફેંકી દે છે. નાજુક અંગવાળીના શરીરમાં યૌવનનો પ્રવેશ વિજય પામે છે. ૮૪.

એ ચપળનયનવાળી હીંચકામાં પેડુ હાલે છે તેથી શરમાય છે. મરકતે મુખે કબૂતરના શબ્દવડે દિશાઓમાં જોયે છે, કુટિલ એવી તે લીલાવનમાં કાંટાની અણીવડે સ્પર્શ ઇચ્છતી નથી. સારા શરીરવાળી એના શરીરમાં મુગ્ધતા મટાડવા સારૂ શૃંગારનું મિત્ર એવું વય પ્રાપ્ત થયું. ૮૫.

નૃત્યના અભ્યાસને બ્હાને એણે શરીર સોંપી દેવાનું શીખી લીધું છે. લીલામાં પંચમ રાગના લ્હેકાટથી કંઠની કુંઠિત થએલી ગતિ દળી નાંખેલી છે. ઝાઝું વર્ણન કરવાથી શું એ રમણી ચતુર સ્ત્રીના ગુરૂ એવા તમને થોડી મ્હેનતેજ તમામ સુંદરતાના ઘરેણા રૂપ થઈ પડશે. ૮૬.

મુખ નિર્મળ, કુચમંડળ ઉપડતું, મધ્ય ભાગ કૃશ અને નિતંબ ચંડળ સ્ત્રીના કુળ ગુરૂ જે આપ (અથવા કામ?) તેનું સિંહાસન છે. એ ચાર વાંનાં સુંદર નેત્રવાળી સ્ત્રીનાં સજીને બ્રહ્મા હર્ષથી ગદ્‌ગદ્ થયેલાં, ગદ્ય અને પદ્ય રચના જેમાં રહી છે એવાં ચાર મુખથી વખાણ કરે છે એમ હું

## સર્ગ ૯ મો.

એ પછી કામદેવનું ધનુષ્ય ધરેણાંના શબ્દ, અને મેઘની ગર્જના ચાલી રહી છે તેવા સમયમાં વિલાસવાળી એ સ્ત્રી માનસરોવરમાં જેમ હંસી પેસે તેમ રાજાના મનમાં પેઠી. ૧.

(એ) સુંદર નેત્રવાળી એ પેસતાવેત નાનાં પ્રવાળાંની સામું થાય એવી કાંતિવાળું પદ (તેના) સ્ફટિકના જેવા સ્વચ્છ (ચિત્તમાં) મૂક્યું અને તેથી ઉપાધિને લીધે જેમ (સ્ફટિક) રાતું થઇ જાય તેમ રાજાનું ચિત્ત રક્ત (રાતું અને આસક્ત) થઈ ગયુ. ૨.

વસંતના વાયુએ બ્હીવરાવ્યો, ચંદ્રના કિરણરૂપી દંડોએ પાડી નાંખ્યો એમ એ (રાજા) કામદેવના કયા રોષભર્યા ભયનું પાત્ર નથી થયો. ૩.

દિવસે રાતના ગુણને ગ્રહણ કરે, અને રાતમાં દિવસનાં વખાણ કરે એમ ક્રમે કરીને તેણે એવી પૃથ્વીને ચાહી કે જ્યાં રાત અને દિવસ બને નથી. ૪.

ત્રૈલોક્યને મોહ પમાડનારી વિદ્યાવડે જેમ તેમ તે (કુમારી) વડે જયની મ્હોટી આસ્થા રાખીને તે ધનુર્ધરમાં મુખી છે તેને પણ મારવાને માટે વિલાસરૂપી ધનુષવાળા તે કામદેવે ધનુષ ખેંચ્યુ ૫.

ફેલાતી પ્રભાતની કાંતિ જેમ તેમ પોતાની કાંતિવડે ચંદ્રની કાંતિને ઢાંકી દેનારી તે (કુમારી) તેણે ચાલુક્ય રાજાના કુળના દીવાને ઝીકાશ પમાડી દીધો ૬.

એ તરૂણીએ શૃંગારના સમુદ્રની વેળાની પેઠે તેના મનમાં પ્રવેશ કરવાથી રત્નના સમૂહની પેઠે નવા અનુરાગવડે તેનું મન ધણીયાતું થયુ ૭

એ ત્રૈલોક્યની ચિંતા હરણ કરવાને સમર્થ છે છતાં એ નમેલી ભ્રમરોવાળી સુભગા (પત્ની) થશે? કામદેવ કૃપા કરશે? એવી ચિંતાએ તેને ડોલતો કર્યો. ૮.

જેમ જેમ રાજા નિશાસા મુકે છે અને કૃશપણું દેખાડે છે તેમ તેમ ભગવાન કામદેવ ધનુષની પ્રત્યંચાને જાગૃતિ કરતો જયની આસ્થા ધરે છે. ૯.

પૃથ્વીનું તિલક ( એ રાજા ) ઘણી વાર સુધી કામદેવના કોપનું પાત્ર થયો ત્યારે પતિવ્રતાપણું પ્રકાશ કરતી હોય તેમ રતિ ( કામદેવની સ્ત્રી અને ક્રીડા ) તેનાથી વિમુખ થઇ. ૧૦.

પુનમના ચંદ્ર સરખા મુખવાળી ( એ કુમારી ) રાજાના હૃદયમાં વાસ કરતી થઈ ત્યારે તેણે કમલિનીની જેમ તેમ બીજી સ્ત્રીઓના પ્રકાશવાની દીક્ષા હરી લીધી. ૧૧.

એ રાજાના હૃદયમાં એ નિતંબિનીના યથેચ્છ વિસ્તાર પામેલા નિતંબ મંડળને લીધે કોઇ ( બીજી ) ઉત્તમ નાયિકા પણ સમાસ પામી શકતી નથી. ૧૨.

નિરંતર અંતઃપુરની ( બીજી ) સ્ત્રીઓમાં એકાંતમાં રહેવાને લીધે ( ઉત્પન્ન થએલા ) દ્વેષને લીધે ( એ વાત ) ઢાંકવા સારૂ તદબીર કરે છે તોપણ રાજાએ ડિમડિમ ( નગારું ) વગડાવ્યું ( દિગ્વિજય સારું જતાં [illegible]

હીમના રસના ખ્યાલમાં પણ ન આવે* અને શ્રીખંડની વાવ્યના જળને પણ અસાધ્ય એવો ઈરાનીક તેલનો ઉત્કૃષ્ટ અગ્નિ કામદેવે (પોતાના) બાણમાં એ (રાજા) ને માટે યોજ્યો (?) ૨૦.

થાકી ગએલા ઉપર, નિદ્રાના આળસથી ભરેલી આંખવાળા ઉપર, અને એકલા રહેલા ઉપર, કામદેવ બાણ છોડે છે તેમાં કાંઈ આશ્ચર્ય નથી પરંતુ એ એકવીર (માત્ર) ક્ષત્ર વ્રતની ક્ષતિ (થાય છે તે) ની ગણના કરે છે. (કેમકે ક્ષત્રીઓ એવા ઉપર બાણ ફેંકે નહિ). ૨૧.

સુભગા (સ્ત્રીઓ) માં એ એક (કુમારી) પતાકા (જયધ્વજ) ને પામી કે જેણે કુંતલદેશના કામદેવને હરિ લીધો પણ (ખરો) પ્રતાપી (તો) કામદેવ કે જે તેને પણ તાપ પમાડનરો (પીડનારો) થયો. ૨૨.

અંગમાં જાણે વળગી હોય, આગળ જાણે આળખી હોય, ચક્રના ભ્રમવડે જાણે ચારે કોર ભમતી હોય એવી એ કમળમુખી (કુમારી) ને (રાજા) રાતમાં ક્ષણમાત્ર નિદ્રા પામે છે (તેટલામાં પણ) તેનેજ દેખે છે. ૨૩.

ચંદ્રના અજવાળીયામાંથી, ચંદનના પંકવાળી વાવ્યમાં અને ત્યાંથી તે (ચદ્રના અજવાળીયાં) માં અને ત્યાંથી વળી તે વાવ્યમાં ગઈ એમ તે સ્મરતાપિતની, આવવું અને જવુ એમ થતાં થતાંજ (ઘણી) રાત્રિઓ ચાલી ગઈ. ૨૪.

એ પછી કાનમાં અમૃત (રેડવા સારૂ) સ્ફટિકની પરનાળી (જેવી), અને કામદેવ રૂપી બપૈયાને દેવતાઈ પાણીની ધારા (જેવી), એવી (એ) હરિણાક્ષીની વાર્તા લઇને રાજાનો ચાર આવ્યો. ૨૫.

દાંતની કિરણની રચનાવડે જાણે મુખમા રહેલા વાર્તાના રસની ધારા ઝરતી હોય શું એમ હર્ષથી જેના મુખની કાંતિ ફેલાઈ રહી છે એવો (એ ચાર) કુંતળ રાજા પ્રત્યે બોલ્યો. ૨૬.

ચંદ્રથી થયા વગરની નેત્રરૂપી ચકોરની આજીવિકા પુષ્પથી ઘડ્યા વગરનું કામદેવનું શસ્ત્ર (એવી) ત્રણ લોકને રંજન કરવા સારૂ જાણે રાગની વિદ્યા હોય એવી વિદ્યાધર રાજકન્યા છે. ૨૭

* અગ્નિનું વિશેષણ છે.

સ્વાભાવિક ગુણના પક્ષપાતથી કે વિધિએ યોજેના કૌતુકથી (પણ) હે દેવ એ તમને સાભળવા માત્રથીજ તમમય (આપમય) જગતને દેખે છે ૨૮

અપાર બાણોથી કામદેવે, સૂક્ષ્મતામા બુડી ગયેલુ એ કમનાક્ષીનું શરીર અપાર પૂરી દેતાં વાગતા અગ્ર જેવા નીશાનમા અતિ ઉત્કૃષ્ટતા મેળવી છે ( એટલે ઘણા સૂક્ષ્મ નિશાનમાજને સ્ત્રીના સૂક્ષ્મ શરીરને વીંધવુ એમાં શી વાર ? ) ૨૮

એ કૃશાગીની ચપાની દોરડી જેવી ઉજળી શરીરની લાકડી એવી કૃશપણાને પામી કે જેને લીધે કામદેવનો ધનુષનો મનોરથ ગળી ગયો (અને) મૌર્વી લતા (પણછ) મા આસ્થા રાખે છે ( તેના શરીરને ધનુષ કરવા ઇચ્છતો હતો ) ૩૦

જરૂર કામદેવે એને બૌદ્ધ દર્શનનુ રહસ્ય જણાવ્યુ છે કેમકે તુ વિના વ્યર્થ મનોરથનાળી ( એ ) પોતામા ( આત્મમા અને આત્મામા ) નિંદાને જણાવે છે [1] ૩૧

ધનુષ કરવાની વાત તો દૂર રહી પણ તતુના જેવુ કૃશ શરીર ધારતી એ હરિણાક્ષી અતિશય અપ્રાણપણાને લીધે કામદેવની ધનુષની દોરી પણ ન થઇ (શકી) ૩૨

તમારા વિયોગથી એ હરિણાક્ષીનુ શરીર એટલી કૃશતા ધારણ કરે કે જેમ સ્થભ કાહાડી નાખ્યાથી પવન વડે ઘર ડોલે તેમ આ શ્વાસના પવનવડે કપે છે ૩૩

એ હરિણાક્ષીના સ્તનતટમા ચન્દ્રિબના પ્રતિબિંબની રચનાવડે કામ દેવરૂપી અગ્નિએ પીગળાવી દીધેલા હારની સગના મોતીનો પીંડો હોય (એવુ દેખાય છે) ૩૪

ગોખમાંથી ચિત્રશાળામા જાય છે ત્યાથી બગીચામા[2] ત્યાથી પણ

---

૧ તુ અભાગિણી છુ ઇત્યાદિ પોતામા અવના કર છે સૌગત દર્શન બૌદ્ધ શાસ્ત્રવાળા અનાત્મવાદી છે તેથી તે પણ આત્માની અવજ્ઞા કરનારા છે

૨ અહીં મૂળમા 'ઘનાંત' છે તે 'વનાંત' જોઇયે હશે એમજ પણ છાપતા ભૂલ રહી ગઇ છે કેમકે ત્યાં પાઠ ટેકમા વનાતરમ્મીં લખ્યું છે શુદ્ધિપત્રકમાં રહી ગયુ લાગે છે

છાપરીમાં (જાય છે) (એમ) તે કામદેવે શોષણ કરવા માંડયું તેથી બ્હીની હોય શું ? એમ કયાંઇ એક ઠેકાણે પદ (સ્થાન) કરતી નથી. ૩૫.

શિવજીએ સ્વપ્નમાં આજ્ઞા કરી કે તું એનો સ્વયંવર કર્ય. તેનો પિતા કોઇ પણ રાજાની માગણી સફળ કરશે નહિ. ૩૬.

તેનો પિતા તારે વિષે ઘાડી પ્રીતિવાળો છે પરંતુ માગણીનો ભંગ થાય તો એવા ભયથી બોલતો નથી. તારા જેવાનો વિવાહ પામીને કન્યાઓ કુળભુષણપણાને પામે છે. ૩૭.

સ્વયંવરનો સમય પણ થયો છે (માટે) હે રાજા તું પ્રસન્ન થા અને કુચ કર્ય. એ (સ્ત્રી) તારી બીજી જયસ્ત્રીની પેઠે બધાને પડતા મુકીને તારી વધૂપણું પામો. ૩૮.

એવું સાંભળીને તે રાજી થયો અને વેગમાં ન્હડીયાતા ઘોડાવડેજ ત્યાં ગયો કે જયાં સ્વયંવરને માટે રાજાઓનાં ટોળાં આવેલાં છે અને જે કામદેવની રાજધાની છે. ૩૯.

વધી પડેલા આનન્દને લીધે રાજા જાણે અગમાં માતો ન હોય એ- ટલે અગ ફુલી ગયુ હોય એવી રીતે કુમારીનો બાપ સામો આવ્યો. ઉપાય જાણવાવાળાઓએ સારૂ કર્યું છે (બદોબસ્ત વગેરે) માણસનો– સાથ ચાલનો કર્યો છે (?) ૪૦.

એ રાજા કુંતલ દેશના ચદ્રમાની પ્રીતિથી જેમ ભડાર મળ્યો હોય એમ હર્ષ પામ્યો. કન્યા છે તે પિત્રીઓના (અથવા પિતાઓના) ઉત્સવનુ સ્થાન છે (પણ) વખાણવા લાયક જમાઇની બરોબર કાંઈ નથી ૪૧.

પછી તેણે (કુમારીના બાપે) પ્રણામ કરીને માર્ગ બતાવ્યો તે પ્રમાણે ઉચિત (કાર્ય) બધુ (કુતલ રાજાએ) કીધુ (તે પછી) કુતલરાજાએ સ્વય- વર માટે ઉત્કંઠિત થએલા રાજાઓનું મડળ જ્યાં (ભેળું થયુ) છે એ જ- ગોમા પ્રવેશ કર્યો. ૪૨.

---

÷ મૂળમાં **અર્થસાર્થ** છે સાં **અર્થિસાર્થ** હોવું જોઈયે જુઓ આગળ શ્લોક ૧૨૪ માં.

લાજનો ભાવ દેખાડવામાં ચતુર એવી એ સ્ત્રી લીલાવડે જરાતરા હેઠે નાંખી દીધી છે ડોક જેમાં એવા મુખવડે આકાશમાં સ્ફુરી રહેલા અનેક દોષથી ( અનેક રાત્રિથી ) ભ્રષ્ટ ચંદ્રને જાણે રદ કરતી હોય. ૫૩.

વિભ્રમની રાજધાની એવી અને અર્ધ ઉંચી રહેલી એવી એક ભ્રમ્મેને ધારણ કરેલી છે તે જાણે બધા રાજાઓને ઠગનારા કામદેવને તરછોડી નાંખવા સારૂ હોય શું ? ૫૪.

પ્રાણપતિના કંઠ સાથે પ્રીતિ કરવાને તત્પર થઇ રહેલી એવી હાથમાં રહેલી ફુલની માળા તરફ પણ જાણે ઇર્ષ્યા હોય એમ અભિપ્રાય જણાવનારા વાંકાં નેત્રવાળું મુખચદ્ર ધારણ કરતી એવી— ૫.

માણકની ભીંતમાં ( પડેલી ) પ્રતિમાની તુલ્યતાને લીધે જાણે સૌભાગ્ય ( રહેવા ) સારૂ દિશાઓએ ધારણ કરી હોય ? અને કામદેવ પણ જાણે પોતાની સ્ત્રી સાથે વૈરાગ્ય ભોગવતો હેય એમ ( આને ) સેવી રહ્યો છે. ૫૬.

શોભી રહેલી પોતાની કાંતિવડે ઘરેણાંમાંની રત્નની માળાને મેલી કરી દઈને પ્રતિબિંબની યુક્તિવડે જાણે અંગમાં સામાન્ય રાજાઓનો સંગ નિવારતી હોય ? ૫૭.

ખભાના ભાગનીયા હારની સરના છેડા ઉપર રહેલી ચપળ નેત્રની છટા તે જાણે ત્રૈલોકયની સ્ત્રીઓના ગર્વનો ભગ કરવાથી ઉત્પન્ન થએલી કીર્તિની ધ્વજાવડે સનાથ ( ધણીયાતી ) થયેલી ( હોય એવી )— ૫૮.

જગતનાં મન જાણે ભેળા આવ્યાં હોય એમ તેઓની ડહાપણના યોગવડે પ્રતિપાલના કરતી કામદેવરૂપી મત્ત હાથીની ચતુરાઇ વડે કાંઇક રોકાઈ ( રોકાઈ ) ને પગલા મુકતી ( ડગલા ભરતી ) ૫૯.

કપુરની વેલનાં પાદડાની બીડી ( બનાવવા ) મા રોકેલો છે તેથી જેનો ડાબો હાથ વ્યાકુળ છે અને લમણા ઉપર ઉછળતી વાળની લટ તેની શોભાવાળી, કાંઈક હસીને વિચાર કરતી. ૬૦.

આનન્દને લીધે આળસુ એવી રાજહંસણીની ચાલ તેને ક્રમે રાજાઓના ચિત્તની પેઠે જેમાં રાગ ( પ્રીતિ અને રંગ ) પ્રતિબિંબિત થયો છે એવી રત્નમય ભૂમિમાં પગ મુકતી ૬૧.

કામદેવની પ્રત્યચાના છુડાગા સરખા બે કાનમા વાસ કરી રહેલા એવા નેત્રરૂપી બાણુવાળી અને જાણે કામદેવની ધમણ હોય એવી ખીનતા પુષ્પોમા (રહેના) ભ્રમરે યુક્ત વેણી (ચોટલો) ધારણ કરતી ૬૨

લટકતી વાળની ગુચ્છીઓના માજરના સગવડે કજિની નકલ કરતી કપાળમા ચદનની રેખા અને ભ્રમરરૂપી ધનુષમા કામદેવનુ કેતકીનું હથીયાર ધારણ કરતી ૬૩

એ ઇચ્છાવર વરવાવાળી, રેશમી વસ્ત્રની ફરકતી સુદડીવાળી, મૃગ નયની (સ્રા) પ્રગટ થઈ, તે જાણે ક્ષીર સાગરના સુદર મોજાની પછવાડે પ્રગટ થતી લક્ષ્મી હોય શુ ૬૪

હેમાચળને વનોનીને તેના ફેવાતા ઇદ્રિયોવડે જાણે બ્રહ્માએ રચી હોય એવી એ (કન્યા) નમેલા અગવાળી અને સારા ભાગ્યવાળી રગ મડપમા દાખલ થઇ તેથી તેણે સૌનો લોભ વિસ્તારી દીવો (સૌને લોભ પમાડ્યા) ૬૫

એ જરાક મીચેલી આખવાળી ક્રીડાના કમળ તરફ જોઇ રહી છે તે જાણે દિગ્પાળોને માટે દૂતકર્મ કરનારી દિશારૂપી સ્ત્રીઓને ધિક્કારતી હોય ૬૬

તે કુતન દેશના ચક્રવર્તિ કામદેવે બેધડક પૌચેના ધનુષવડે છાતીમા પ્રહાર કર્યો તેથી તે લટકા કરવામા ધ્વજારૂપ એ કન્યાને જોઇને વિચાર

અટકયા વગર ફેલાતી કામદેવની ગર્જના, આ એની પયોધરની (સ્તન અને મેઘ) શોભા તે ગમ્મતરૂપી લીલમમણીના કાંટા નિત્ય ફુટતા રહેવામાં કારણરૂપ થઇ છે. ૭૧.

કાંતિવડે ચંદ્ર દરિદ્રી બની જાય છે, ઉઘડેલાં કમળોમાં તત્ત્વજ શું છે? વિશ્વાસ રાખીને હું જાણી શકતો નથી કે એ મૃગાક્ષીએ બ્રહ્માની સૌંદર્યસૃષ્ટિ કેમ ચોરી લીધી? ૭૨.

આ (કન્યા) મ્હારા વિષે વારંવાર (પોતાનાં) નેત્રની પંકિત, સખી પ્રત્યે કાંઇક બોલતી બોલતી મુકે છે; એ ખરેખરી પ્રીતિની વાત છે અને બહુ વખતથી ભગવાન કામદેવ પ્રસન્ન થયો છે. ૭૩.

સખીને રમતમાં પગ મારે છે, વારવાર હારને ખેંચીને મુકે છે. તેને કામદેવે કુંતલ રાજાના દર્શનમાં શું ન કરતી કરી (તેણે શું ન કર્યું). ૭૪.

તેનો મુખરૂપી ચંદ્રમા જોવાથી ગાઢો ઉછળતો પ્રેમરૂપી સમુદ્ર જેનામાં છે એવા ત્યાં આવેલા રાજાઓની વિચિત્ર પ્રકારની ચેષ્ટાઓ થવા લાગી. ૭૫.

કોક રાજા બધાં રાજ વિભુષણમાંથી પોતાના મોતીના હારનું દોરડું બાહાર ખેંચી કાહાડીને છાતી વધુ બાહાર કાઢીને દેખાડવા લાગ્યો. ૭૬.

એકે (રાજાએ) દેહની કાંતિને ઢાંકી દેનારો સોનાનો દોરો નિંદા સહિત ઉતારી નાખીને મોતીનો ગુચ્છો અને પતિવરાને પામવાનો મનોરથ

બીજાને વાત કરવાને બ્હાને પોતાની મેળેજ વાણીમાં ડહાપણ બતાવતો પાનદાનમાંથી ખેંચી લઇને ઘણાઓને કર્પૂર આપે છે. ૮૨.

કોઇક સોનાનું આસન (ઉપર) વસ્ત્ર મુકીને ઉંચું કરીને નવયૌવન બતાવવા-સારૂ મૂછ વગરના મુખવડે વ્યર્થ કુદી રહ્યો છે. (ડોકીયાં કરે છે) ૮૩.

એક મિજાજ સહિત પાનદાનવાળાની પીઠ ઉપર શરીર નાંખી દઇને કારણ વગર ઉભી કરેલી ભ્રમરોની લતારૂપી પતાકાવાળું મ્હો કરે છે. ૮૪.

કોઇક બગાસાને લીધે હાથ બે ખોડવાથી જેની આંગળીના ટાચકા ફુટે છે (એવી રીતે) આસન ઉપર પડીને માંડ ખસેડી શકાય એવા કામરૂપી ઝૂડમાં ફસી પડ્યો છે. ૮૫.

કોઇક કંઠમાં પંચમ (રાગ) ની ધૂન સ્ફુરી રહી છે અને વ્યર્થ મ્હોં મલકાવે છે. કોઇક કેટલાંક પદ ગુંથીને ગાથાના કવિપણું પ્રકાશે છે. ૮૬.

તે પછી બંદીજનોનો કલબલાટ અટકાવીને કોમળ કંઠવાળી દ્વારપાળી ક્રમે કરીને એ કુમારીને બધા રાજમંડળને ઓળખાવવા લાગી. ૮૭.

જેણે (પોતાનાં) અર્ધાં માથાં કાપ્યાં ત્યાં કડણ (માથા) માં અટકાયાથી જેની ધાર બુઠી થઈ ગઈ હતી એવા ખડ્ગને શિવજીના બાજુબંધ તરીકે (બાંધેલા) શેષનાગની ફણ (ઉપર) ના મણીમાં ઘસવાની ઇચ્છા રાખી હતી. ૮૮.

અને જે ખાજવતા બાહુ મંડળ વડે દુર્મદ બનેલો છે એવા જેણે હરખી ડાબા હાથમાં કૈલાસ પર્વતને ઉપાડીને હિમાલયને ઉખેડવાના કૌતુક માટે જમણો હાથ ઓતરંગ ઉપર મુકયો હતો. ૮૯.

એવા રાવણનાં મુખકમળ જેના બાણના ભોગનું સ્થાન થયાં હતાં તે રામના કુળમાં આ કુમાર (છે.) તે હે કુમારી! ત્હારા નેત્રને પ્રીતિ આપનારો થાઓ. ૯૦.

આ (રાજા) ની સાથે ટીકા કરતી મયૂરીથી ગાજી રહેલા સર્યૂના (કાંઠાના) વનમાં વિહાર કરીને (તેમજ) વિલાસના ગોખમાં બીરાજીને અયોધ્યાને વખાણાય એવી કર. ૯૧.

તેણે કરેલો તે ઉપદેશ તે કુમારીને વિષે નીચ ઉપર કરેલા ઉપકારની પેઠે વ્યર્થ ગયો કેમકે જન્માંતરની સંચિત થએલી પ્રીતિ એમજ ક્યાંક પ્રગટ થાય છે. ૯૨.

તે પછી એ દ્વારપાળીએ આંબામાં ટહે લાગી રહેલી ભ્રમરીને વસંત ઋતુની શોભા જેમ નાના કર્ણિકાર (કરેણના ઝાડ) ને બતાવે તેમ બીજા રાજાને બતાવ્યો. ૯૩.

જેની લડાઇમાં સાહસની છાપ પડી છે તેની પ્રત્યંચાનો શબ્દ ભોંયની અંદર જઇને ક્ષણમાં પાતાળના તળમાં રહેલાંને જેના પરાક્રમની વાતો કરે છે. ૯૪.

તે એ રણમાં રૂંઢીયાંને* નચાવતો મદે અંધ થઈ ગયેલા હજારો રાજાઓએ સેવા કરવા યોગ્ય તે ચેદી રાજ છે. હે સુંદરી! તેને તું જો. એ તારી આંખને કામદેવની પતાકા રૂપ હો. ૯૫.

તેણે એમ કહ્યું તોપણ તે રાજકુમારી એ તે વિલાસીની સામું ન જોયું એમ નહીં, પણ મુખ કમળમા રહેલુ પાન થુંકી નાંખીને તિરસ્કારને માર્ગે તિરસ્કૃત કર્યો. ૯૬.

પછી એ બ્હીનેલા મૃગના સરખી ચપળદૃષ્ટિવાળી દ્વારપાળીએ અન્ય રાજપુત્રને ઉદ્દેશીને એ માનિનીને ઉદાર વાક્યો વડે સન્મુખ આણી. ૯૭.

હે કન્યા જેની કુબડી કીર્તિ નથી એવા કાન્યકુબ્જ રાજાને જો, જેના દિગ્વિજયમાં પૃથ્વીની ધુળવડે સમુદ્રો સ્થળ બની જાય છે. ૯૮.

તેના તરફથી તે નીચે મુખ કરેલીએ નજર ખેંચી લઇને (પોતાના) કુચ રૂપી કુંભસ્થળમાં દૃષ્ટિ કરીને એ રાજાનું ઘરેણામાં જેમ તેમ અંગમાં સ્થૂલત્વ જણાવ્યું. ૯૯.

એ ઝાંઝરના ઝણુકારવાળી ગતિથી સમસ્ત રાજહંસોને લોભ પમાડતી થકી કાંઇક આગળ ચાલવાને પ્રવૃત્ત થએલીને તેણે મ્હો મલકાવીને ફરી કહ્યું. ૧૦૦.

સુકરને વિને દૃઢ બેસારી દીધેલા જેના બાણની ઉત્કર્ષ રેખાની શંકા

* માથા વગરનાં ધડ.

કરનારા લીલા માત્ર સારૂ બીલનું રૂપ ધારણ કરનારા શિવજીએ મુકરના દેહના છિદ્રથી તરત બાણુ ખેંચી [1]કાહાડયું. ૧૦૧.

જે શિવજી સાથે મલ્લયુદ્ધ કરવામાં શંકા ન રાખનારો એવો તેણે પરસેવાની ધારાનું પાણી રોકવા સારૂ વિસ્મય થકી ચકરી ખાતા એ (શિવજી) ની કાખમાંથી ભસ્મનો ઢગલો ખેંચી લીધો. ૧૦૨.

તે અર્જુનના કુળમાં ઉત્પન્ન થયેલ મ્હોટા પરાક્રમવાળો આ પ્રતાપી રાજા છે; ચર્મણ્વતી નદીના કાંઠાના વનમાં ક્રીડા કરવાની કામવાળી તું તેને જો. ૧૦૩.

તેના માથા ઉપર જાણે પગ મુકવો હોય એમ આગળ વધવાને માટે (પગ) મુકતી એવી એ કન્યા પ્રત્યે ડાહી એવી એ (દ્વારપાળી) બીજા રાજાને ઉદ્દેશીને વળી પાછી બોલી. ૧૦૪.

ખરેખર જેનાં શિખર સ્વર્ગની પોળના કાંગરામાં મળી ગયાં છે, નહિતર તે વિના એને વિષે વસનારાઓને સ્વર્ગ, રમવાના ઘરના આંગણાનું ડહાપણુ કેમ પામે (આંગણું થાય). ૧૦૫.

તે એ કાલિંજર (બુંદેલખંડમાંનો એ નામનો એક) પર્વત જે શિવજીને વિલાસ કરવાનું સ્થળ[2] છે. એનો આ રાજા છે જેણે ભુજ્જવડે રાજાઓનાં મંડળને હાલક[3]લોલક કરી નાંખ્યું છે તે તારા કટાક્ષ મંડળનો

શૌર્ય જેને પ્રિય છે એવા જે રાજાએ લડવાને નિસ્પૃહ એવા શત્રુ રાજાઓના નિવાસ સ્થાન લીલા* માત્રમાં થપ્પટ મારીને નાશ કરેલા હાથીનાં (સ્થાન) સિંહની પેઠે જેણે પગલે પગલે મેળવ્યાં છે. ૧૦૮.

એ (પૃથ્વીમાં) એકવીર અને પૃથ્વીમાં ઉજ્વળ કીર્તિવાળો ગોપાચળનો રાજા છે. સ્વયંવરની માળા મુકવામાં દૂતી જેવી તારા નયનકમળની માળા થાઓ. ૧૦૯.

તે કામદેવનાં બાણે અન્ય સારૂ પ્રાર્થેલી છે તે તેને મટાડનાર કોઇને પણ મેળવી શકતી નથી તેથી તેણે ઝાંઝર ખડખડાવેલા પગવડે તે જાણે બહુ બોલ્યો હોય એમ તેનો દોષ જણાવતી હતી. ૧૧૦.

કામે વશ કરેલા એવા જે રાજાઓની વચમા થઇને તે ચાલે છે તેઓની આંખમા જાણે સ્વયંવરની માળાની રજ પડી હોય એમ તેઓની આંખ આંસુથી ભરાઈ ગઇ. ૧૧૧.

જેના શત્રુ રાજાની સ્ત્રીઓનાં ટીકા પડી ગએલા લમણાં ઉપર પડેલાં લાંબા વાળના ગુચળાંવડે આખના પાણી જાણે મેવાળવાળા હોય એવા થાય છે. ૧૧૨.

જેનો પ્રતાપાગ્નિ અપૂર્વ છે તે રાજાઓની સેનાના સ્થળમા પેસે છે કે તેવાંજ શત્રુ રાજાઓના ઘરના આગણામા ખડ ઉગી નીકળે છે.[1] ૧૧૩.

હે લીલાવતિ! એ માલવ દેશનો રાજા છે તેને વિષે કામદેવ તારો મત્રી થાઓ. એની કુલ રાજધાની ધારા (પોતાના) લીલા વન વડે તુંને સતોષ કરો. ૧૧૪.

નાસાગ્ર તરફ સંકોચાવેલી દૃષ્ટિવડે જેમ તેમ તેને તેમા નિરાદરવાળી માનીને તે આગળ કેટલાંક પગલાં ચાલીને સ્મરણ થવાથી હસતી એવી કુમારીને તે કહેવા લાગી ૧૧૫.

ઘોડાની ખરીવડે ખોદાઇ જવાથી પૃથ્વી પાનગી થઇ ગઇ છે તેથી જાણે જે રાજાની કીર્તિ સાંભળીને નાગ કન્યાઓ ભેળી થઈ ને તે ગાય છે. ૧૧૬.

---

૧ એટલે ઘર ઉજ્જડ થઇ જાય છે જેથી તેમાં ખડ ઉગે છે. એજ અપૂર્વતા

હે શંભુને મહણ કરનારી! એ ગુર્જર દેશનો રાજા છે જેણે પોતાના બાહુના પરાક્રમવડે રાજાઓને મેળવી (સ્વાધીન કરી) લીધા છે. હે કમળાક્ષિ! તારી દષ્ટિ તેના ઉપર પ્રસન્ન થએલા કામદેવની પુષ્પ-વૃષ્ટિ જેવી થાઓ. ૧૧૭.

લીલા કમળવડે ભ્રમરો ઉરાડતી તેણે તેનો તિરસ્કાર કર્યો અને દ્વારપાળી આગળ જઇને કાંઇક ગર્વ સહિત તેના પ્રતિ બોલી. ૧૧૮.

ચંદન ચર્ચવાથી ચારે કોરથી જે પીંગળો થએલો છે (એ) યથેચ્છ ઉંચા મનોહર દેહવાળો પાંડ્ય રાજા છે જે ક્ષીરસમુદ્રના ક્ષીરથી ખરડાએલા મંદરાચળ પર્વતની ચતુરાઇને પીજાય છે. ૧૧૯.

હે કમળાક્ષિ! આની સાથે તારી મિત્રતાઇ કરવાને કામદેવ માનતો હોય તો ચંદન વૃક્ષના લીલા વનમાં મલયના વાયુ તારી નિરંતર સેવા કરે. ૧૨૦.

તે ગુણીને વિષે પણ ભાગ્યહીનમાં લક્ષ્મીની પેઠે તે પરાઙ્મુખ થઇ. (ત્યારે) વળી ડાહ્યું ડાહ્યું બોલવાવાળી તે પરવાળાંથી અધિક રાતા હોઠવાળી પ્રત્યે ફરીને બોલી. ૧૨૧.

સમુદ્રમાં ક્રીડાર્થે નાહીને કાંઠાના વનમાં વિહાર કરતા દિગ્ગજોના જોઓ, હાથણીઓની સોબતથી અવતાર પામેલા છે— ૧૨૨.

ને હાથીઓ જે મહાવીરની વિજય યાત્રાઓમાં પુરી નીકળેલા મદ-

દિશાઓને ભરી દેનારી હાથણીઓ સાથે વિલાસવાળી ઓઓ જેના બારમાં આવે છે તેથી દિગ્પાલની પુરીના ગોખ ચંદ્રમાના અજવાળાથી દિવસે પણ પખાળાય છે. (ઉજ્વળ થાય છે) ૧૨૭.

. હે ચપલાક્ષિ! તે આ ચોલ રાજા (છે) જેના જયના ઉત્સવે ફેલાતા યશના ઢગલાથી ભરાઈ ગયેલાં દિશાનાં મુખ તે જાણે મંગળના શંખ વગાડતાં હોય શું? ૧૨૮.

(હે કુમારિ) એ વિલાસના વિદ્યાધરરૂપી રાજહંસને ત્હારી ભુજાના પાંજરામાં બાંધી લે. ક્રીડાના વિમાન સરખા ગોખમાં તારી કટિ મેખલા (એના) નેત્રના ઉત્સવ માટે થાઓ. ૧૨૯.

એવી રીતે અન્ય સ્થળે કરેલા આગ્રહવાળી એ (કુમારી) તેને વટાવીને ચાલુક્ય રાજાની સન્મુખ થઈ. ઉંચા મોજાએ ફેરવી નાંખી હોય તોપણ નદી પ્હેલાંનો માર્ગ મૂકે નહીં. ૧૩૦.

અતિ લાંબો તેનો નેત્રાંત ભાગ (આંખનો ખુણો=કટાક્ષ મારવાનું સ્થળ) ચાલુક્ય રાજા તરફ ખેંચાયો ત્યારે વધરાઇ ગએલી આશાવાળા અન્ય (રાજાઓ) જાડી દીવાની વાટના ધૂમાડા વડે જેમ તેમ કાળા પડી ગયા. ૧૩૧.

તે ક્ષણે કોઈ એ કુમારીથી વિમુખ હશે તે બોલી ઉઠયો કે હું (તો) મ્હારી પ્રિયાનો પતિ છું. કોઈ રમુજ માટે વ્યભિચારી રાજાઓ ત્યાં આવ્યા હતા તેને જોવા સારૂ (પોતાનુ) આવવાનું બતાવ્યું. ૧૩૨.

તેં હુને આંહી તેડી આવીને નાહક હેરાન કર્યો એમ કોઈ પોતાના મંત્રીને નિંદે છે. વજ્રથી જાણે હણાયા હોય એમ બીજા રાજાઓનાં મુખ નીચાં થઇ ગયાં. ૧૩૩.

એ મૃગાક્ષિની દૃષ્ટિએ બધા રાજમડળમાંથી તારવીને એ ચૌલુક્ય ભૂષણને રાજહંસિણી જેમ પાણીમાંથી દુધ ગ્રહણ કરી લે તેમ ગ્રહણ કરી લીધો. ૧૩૪.

એ પછી દ્વારપાળીમાં મુખ્ય એવી એ દાંતની કાંતિના પ્રવાહવડે એ (કન્યા) પ્રત્યે બીજા રાજાઓ તરફ જોવાથી ઉત્પન્ન થયેલું એ કુમારીનું કલંક ધોતી હોય શું એમ બોલી. ૧૩૫.

હે કમળમુખિ! ત્હારી દષ્ટિ સુંદર પદાર્થને ગ્રહણ કરવાનુ જાણે છે (ખરી) કે જેમ મેવાડને મૂકીને ભ્રમરી (કમળમા લાગે) તેમ બધાને પડતા મૂકી આના મુખ કમળમા લાગી રહી છે ૧૩૬.

આવુ રૂપ અન્યના જેવુ સામાન્ય નથી હુ શુ કહુ? તેં પણ (તે) જોયુ (છે) એના સૌભાગ્ય ગુણ હુ શુ કહુ જેમા શ્રી અને સરસ્વતી બને રહ્યા છે ૧૩૭

મદ ઝરતા હાથીઓની ગૈબતથી જેણે તિરસ્કાર સહિત દિગ્ગજ તરફ જોયુ છે એવા જે એ જીતનારની ઇન્છાવાળાના થોડા ક્ષણ માત્રમા દિશાઓની અદગ્ના ભાગમા ફરી વળે છે ૧૩૮

એક ઠેકાણે ભાર (થવા) થી પૃથ્વી નમી જતી શેષ નાગના માથ ઉપર બરાબર રહી શકતી નથી એમ ધારીને જાણે જેણે બધીએ દિશામાં (પોતાની) સેનાના હાથીનુ ટોળુ ફેલાવી દીધુ ૧૩૯

શેષનાગના મસ્તક ઉપર રહેલા પૃથ્વી રૂપી પાગીયાને મજબુત કરવા સારૂ જયસ્તંભને બ્હાને એ રાજાએ બધી બાજુએ ખીલાની હાર ગોઠવી છે ૧૪૦

એ રાજાની તરવાર જેમા બને બાજુએ રાજાઓના મસ્તકનાં મણિની માળાઓ પરોવાઇ ગઇ છે એવી તે બાકીના રાજાઓના ગળાના હાડકાઓ સાથે ભટકાવાથી બુઠી ધારવાળી થઇ ગઇ છે ૧૪૧

સોમેશ્વર અને ચોલ દેશનો રાજા જ્યોત્સવના દ્વારમા બળ થકી પેસતા હતા ત્યા અદ્‌ભુત સાહસવાળાએ બળીયા રાજાએ બે હાથે એ બનેને ધકેલી કહાડયા ૧૪૨

અદ્‌ભુત દાનના ભંડારરૂપ એ રાજાની આગળ કલ્પ વૃક્ષ આદિ પરમાણુ સરખા છે ત્યારે ત્રણ જગતના ગૌરવ (ઓજ અને મ્હોટાઇ) ના પાત્ર એ રાજાની સરખાઇ તો કયાથીજ પામે? ૧૪૩

મુંજની તો એક રતીભાર પણ તુલ્યતા નથી ત્યારે ભોજરાજાની યોગ્યતાની તો વાત પણ શી (કરવી)? કવિનો બાંધવ (એવો) આ (રાજા) મળ્યો (છે) ત્યારે લક્ષ્મીને તો પગ નીચેની દાસી કરી (રાખી) છે ૧૪૪

વિભ્રમવાળી એ ભ્રમરો જેમાં નાચી રહી છે એવાં મૃગાક્ષીઓનાં મુખ સિવાય સાહસની છાપવાળા એ રાજાનું મન બીજે ક્યાંયથી પણ ભયની સીલથી કાંઈક ઉઘડેલું થતું નથી (સ્ત્રીના મુખ સિવાય તેને બીજે ક્યાંયથી ભય થતો નથી). ૧૪૫.

હે કિન્નરકંઠિ (ગાનારી) ભુજ બંધની દૂતી એવી માળા એના કંઠમાં મુખ્ય કે સમાન સંબંધ થવાથી વિધિની કીર્તિ થાઓ અને કામદેવનો પ્રયાસ સફળ થાઓ. ૧૪૬.

તે દ્વારપાળીના સરખાપણાંવાળા વાક્ય માત્રથીજ લાજ મટી જતાં એ પતિંવરા કન્યાએ તે વરમાળા વિક્રમાંકદેવના ગળામાં આરોપી. ૧૪૭.

કંઠમાં રહેવા પામેલી તે વરમાળા મત્ત ભ્રમરની હારના અસ્પષ્ટ ઝંકાર વડે જાણે સમગ્ર રાજાઓની સૌભાગ્ય લીલાના જયનું નગારૂં વગાડતી હોય શું? ૧૪૮.

તેની ભુજાની શોભા ફુલની માળાથી પણ (વધારે) સૌભાગ્યની શોભા ધારણ કરે છે તેથી તે (માળા) કંઠમાં રહી છે તોપણ તેને આલિંગન કરવાને રાજા ઉતાવળો થયો. ૧૪૯.

કામદેવની ધનુર્વિદ્યાનું રહસ્ય જય પામે છે. હાલમાં (તો) ઘટિત (ઘટના) કરવાવાળો વિધિ વંદન કરવા યોગ્ય છે એવી પુરસ્ત્રીઓની વાણી ત્યાં ફેલાઇ રહી છે. આ જગતમાં સરખા સરખો યોગ કેને પ્રીતિનું કારણ નથી (થતો). ૧૫૦.

એ પછી જેમાં કોમળ (મંદ મંદ) મૃદંગ (પખવાજ) નો શબ્દ છાઈ રહ્યો છે એવા પરણવાને યોગ્ય મંડપમાં તમામ રાજાઓની લક્ષ્મી જાણે પ્રતિબિંબિત થઈ હોય નહીં એવી વધૂ સહિત ધોળી કીર્તિવાળો એ કુંતલેંદુ રાજા પ્રવેશ કરીને વધારે ઊંચી શોભા ધારણ કરતો હતો. ૧૫૧.

ઇતિ શ્રી ત્રિભુવન મલ્લદેવ વિદ્યાપતિ કાશ્મીરક ભટ્ટ શ્રી બિલ્હણના કરેલા શ્રી વિક્રમાંકદેવચરિત મહાકાવ્યના આચાર્ય વલ્લભજી હરિદત્ત વિરચિત ગુજરાતી ગદ્ય ભાષાંતરમાં નવમો સર્ગ સમાપ્ત થયો.

---

## સર્ગ ૧૦ મો.

એ પછી એ સાહસના ચિન્હવાળા રાજાના વિવાહનો ઉત્સવ ઉત્પન્ન થયો ત્યારે કૃતાર્થ થયેલી રાજકન્યાએ જેમ તેમ કીર્તિએ પણ બધા રાજાઓનો ત્યાગ કર્યો. ૧.

રાજાઓ અશેષ સૌભાગ્યના ગુણનો ક્ષય થવાથી આશાના દીવા શાંતિ પામ્યા ( બધરાઈ ગયા ) ત્યારે જાણે તે દીવાના ધુવાડાએ કરીને ધૂસરા શરીરવાળા ( ઝાંખા ) થઇ જતાં કાળપને પામ્યા. ૨.

કયો અક્રમ ( ક્રમમાં ફેરફાર=વિરૂદ્ધતા ) કરવાને ઘીલા પડી ગએલા રાજાઓની ઇચ્છા ન થઈ, પરંતુ વિક્રમાંકદેવનાં બાણ સંગ્રામાંગણમાં સહન થઈ શકે એવાં નથી ( એટલે એના બાણથી બ્હીને કાંઇ કરી શક્યા નહિ ) ૩.

કરમાઈ ગયેલા મનોરથવાળા રાજાઓ જે રસ્તેથી આવ્યા હતા તે રસ્તે ચાલ્યા ગયા પછી દૈત્યોને દળી નાંખીને પ્રાપ્ત થયેલી લક્ષ્મીની સાથે વિષ્ણુની પેઠે એ રાજા તે રાજકુમારી સાથે રમણ કરવા લાગ્યો. ૪.

તે નમેલા અંગવાળી હળવે હળવે ગુણોવડે પ્રિયના મન ઉપર એટલી બધી આરૂઢ થઇ ગઈ કે કામદેવના હુકમવડે એકનેજ વશ થએલું આ રાજાનુ મન બીજી સ્ત્રીઓથી હરી ( ફેરવી ) શકાણુ નહિ. ૫.

તે ( કન્યા ) નું મુખકમલ કુંતલરાજાના હૃદયમાં પેઠું તેથી બીજી સ્ત્રીઓનાં મુખ કમળો સાકડયની બીકથી બ્હાર નીકળી ગયા ૬.

તેણે વિવિધ ઉપચારમા પરિપક્વ થએલા એ ( રાજા ) ને વિષે નવોઢાનું વ્રત છોડી દીધુ એ એટલુ પતિનુ અકૌશલ કહેવાય કે જે નવી વધુ બહુવારે વિશ્વાસ પામે ૭.

કામદેવનો શસ્ત્રાધિકારી, કૌયલના કંઠમા ( ના ) સૌભાગ્યનો ગુરૂ, ચંદ્રકિરણની સંકેતીનુ જીવન, રસ રૂપી રાજાના ચક્રવર્તીપણાનો મંત્રી— ૮.

ઝાડને ઉત્તમ રીતે ચીતરવામા ચિતારો, અને માનરૂપી વૃક્ષને ઉખેડી નાખવામાં મત્ત હાથી, એવો વસંતઋતુ તે વખ્તે આ પતિના પ્રભાવથી ફરી પાછો નવીનપણાને પામ્યો ૯

કામદેવે જગતનો જય કરવા સારૂ વસંતઋતુને સેનાપતિ ઠરાવ્યો. વાયે કરીને ઉછળતા ચપાના સમૂહને બ્હાને દાનેશ્વરીની પેઠે સોનાનો ઢગલો વરસાવે છે ૧૦.

પુષ્પના સમૂહના ફેલાવાથી ઉત્પન્ન થએલી તેની રજવડે પીંગળી થઇ ગયેલી દિશાઓમાં સોનાનાં ઘરેણાં પેહેરેલી સ્ત્રીઓનું દિવસે પણ અભિસરણ ( જારને ત્યાં જવુ ) થાય છે. ૧૧.

ગારા જેવા મધના ઝરામાં ભરાઇ ગયેલો પગ કાઢાડી ન શકી તેથી ભ્રમરી રાડયના જેવા શબ્દોવડે ભ્રમરને બોલાવે છે. ૧૨.

ભ્રમર મધે ભરેલા પુષ્પનું કાણું લોભથી પુરી દઇને રહ્યો છે (ત્યારે) બીજા ભ્રમરો ( પડખેથી ) બીજે માર્ગ કરીને તે ( મધ ) પીયે છે. મળેલું મેળવવાનો એજ માર્ગ છે.[1] (મળેલુ ડપટી મુકવાની એજ ગતિ છે) ૧૩.

મલયાગિરિ, ચદન વૃક્ષના સગી સર્પોના ઝેરની ઉનાશને લીધે અકળામણ જાણે પામ્યો હોય એમ મ્હોટાં ગુફાના મુખવડે ક્રમથકી નિશાસા મુકવા લાગ્યો ( ગુફામાથી પવન નિકળવા લાગ્યો ). ૧૪

વિયોગિનો સમૂહ આખો દહાડો ભોયરામાં ભરાઇ રહીને બહેરાપણાનો યોગ વારવાર ઇચ્છે છે. કોયલના પચમ સ્વરથી પીડા પામતો તે શુ શુ નથી કરતો. ૧૫.

અહો કામદેવનો પ્રિયમિત્ર વસત પ્રિયથી વિખુટી પડેલી ( સ્ત્રી ) ઓની મતિનો નાશ કરી દે છે જે તેના ઉપરાઉપર થતા આક્રદથી કોયલના શબ્દમાં વૃદ્ધિ કરે છે ( જેમ જેમ વિયોગિણી સ્ત્રીઓ વધુ વધુ આક્રદ કરે છે તેમ તેમ કોયલો વધુ વધુ બોલે છે ). ૧૬.

કોઈ ચતુર, કામદેવના અન્ય બાણોને માડમાડ કદિ ઉલ્લઘી જાય છે ( તો તે ) કોયલના કઠ યત્રમાથી નીકળતા પચમ સ્વરરૂપી અસ્રવડે વશ થઇ જાય છે. ૧૭.

---

[1]૧. આંહી लब्धने બદલે लुब्ध લઇએ તો અર્થ વધારે સારો નીકળી શકે.

હવે સ્નેહ ભરેલા નિરીક્ષણથી વસંતના શ્રમને અફળ કરતો રાજા રાણીનો હાથ પકડીને વિચિત્ર એવી ક્રીડા કરવાની નજરબાગની સ્થળીમાં પેઠો. ૧૮.

આમતેમ આદરપૂર્વક જોતો થકો કુંતળ રાજા પછી તે મૃગાક્ષી ભણી કામદેવના ધનુષના પડછંદાની ભ્રાંતિ કરનારા સ્વરવડે બોલ્યો. ૧૯.

હે સુંદરાંગી! રતિના જન્મસ્થાન જેવો વસંત શું તારા નેત્રની મિત્રાઇ ઉત્પન્ન કરે છે? કેમકે જેની શોભાવડે અને ત્હારા શરીરની સમૃદ્ધિવડે મદ પામતો કામદેવ ( બીજા ) કશાને ગણકારતો નથી. ૨૦.

હે બાલે! આ નજરબાગની સ્થળીમાં વસંતની સેનાના સમૂહને દર્પ-વડે જોવાને કામદેવે પડાવ કર્યો છે તો તે સ્થળીને તું જોઇને કૃતાર્થ કર. ૨૧.

હે કામદેવની લીલાના જયની રાજધાની ( રૂપ બાલે ) સન્મુખ આવેલી તુંને આગળથી જણાવનારો ( છડીદાર, નેકી પોકારનાર ) જાણે હોય શું એમ વસંતઋતુ ભ્રમરના મધુર શબ્દોવડે બોલાવી રહ્યો છે. ૨૨.

હે મૃગાક્ષિ! ક્રીડાના બગીચાની રંગ ભૂમિમાં નૃત્ય જોવા સારૂ તું આવવાથી વેલરૂપી પુરસ્ત્રીઓ ખરતાં ફુલવડે જાણે ફુલના પસલા ઉંચા ફેંકતી હોય શું એમ કરે છે. ૨૩.

બધાં વૃક્ષોમાં અશોક ( આસુપાલા ) નું વૃક્ષ નશીબદાર છે કે જેને તેં પગને તળીયે હણેલો છે.* અને જેની સાથે મૃગનયનીઓ દાસની સાથે જેમ તેમ ક્રીડા કરે છે તેનેજ કામદેવ પ્રસન્ન છે. ૨૪.

૧. શૃંગારમાં વર્ણવાય છે કે અશોક વૃક્ષને કન્યા પગના તળા વડે લાત મારે ત્યારે તેમાં ફુલ આવે. એને માટે કુવલયાનંદમાં ઉપમેય ન્યુનત્વાભિધાયી વ્યતિરેક અલંકારના ઉદાહરણમાં શ્લોક છે કે—रक्तस्त्वं नवपल्लवैरहमपि श्लाघ्यैः प्रियाया गुणैस्त्वा मायांति शिलीमुखाः स्मरधनुर्मुक्तास्तथामामपि ॥ कांतापादतलाहति स्तवमुदेतद्वन्ममाप्यावयोः सर्वं तुल्य मशोक केवलमहं धात्रा सशोकः कृतः ॥ कामिनी पादघाते ना शोकस्य पुष्पोद्गम इति कवि प्रसिद्धिः ( चंद्रिका ).

વૃક્ષાની જાતિમાં હું જાણું છુ કે આ બકુલ વૃક્ષ (બોલશ્રી) પકડો અરૂચિકર છે (કેમકે) જે વસતમા પણ હે મૃગાક્ષિ ત્હારા કોગળા[૧]ની અપેક્ષા રાખે છે. ૨૫.

એક તરફ મહાદેવજીએ કોપ સહિત કામદેવને બાળી નાંખ્યો (ત્યાં) બીજી તરફ આ વસત લક્ષ્મી તારી પેઠે ઉત્તમ ખીલાવટ કરીને વારવાર હજારો કામદેવોને ઉત્પન્ન કરે છે. ૨૬.

ત્હારા અંગરૂપી વેલના વિલાસરૂપી પુષ્પોવડે જરૂર કામદેવ ઠગાઇ જતી આંખવાળો (આધળો) થઇ ગયો છે એમ હું જાણું છુ (કેમકે) વસતઋતુએ નવા અસ્રો અર્પિત કર્યા છે તે ચ્હડાવવાની ઇચ્છા કરે છે પણ ચ્હડાવતો નથી ૨૭.

મનસ્વી (પુરૂષો) નાં (પણ) મનને ભેદવામા ડાહ્યો કામદેવ (મધુ=મધ અને વસત તેણે) અર્પાતો ગુણુ (ગુણ અને પ્રત્યચા) ધારણ કરે છે ત્યાતો શીલીમુખ (ભ્રમર અને બાણ) ની પક્તિ પુષ્પમા અને કામના ધનુષમા દાખલ થાય છે. ૨૮.

વસતની શોભાવડે ગધર્વોના સર્વસ્વમા (ગાયન કળામાં) ડાહી એવી તુ તેના શિષ્યની પેઠે આ નરકોયલ પ્રકાશ કરેલો પચમ સ્વર વારવાર લલકારે છે તે તુ જો. ૨૯.

હે ચદ્રમુખિ ! વસતશ્રીવડે અને તુવડે કામદેવનું ધનુપ ધણીવાસુ થાય છે. પણ કામદેવ તો એની આગળ અનગ (અગવોણો) થયો છે પણ તેને પૂર્ણ અગવાળો તુ બનાવે છે ૩૦.

એમ રસવાળા સારા વચનોવડે ફરીથી કલા જેવુ પ્રિયાના કાનનું ઘરેણુ કરીને એ ચપળ નેત્રવાળાને કુતળ રાજાએ ક્રીડાના હીંડાળામાં

પ્રસરી રહેલા પંચમસ્વરવાળુ ગીત, નમતી ભ્રમરવાળું જોવું, અને ઝાંઝરનો ઝણકાર એ રાણીનાં ત્રણ (વાનાં) ત્રૈલોક્યના રાજ્યમાં કામદેવનાં હથીયાર છે. ૩૩.

નિતંબ મડળના ભારને લીધે હીંડોળો જેમ જેમ ચડોટ કરે છે તેમ તેમ પ્રત્યંચાનો શબ્દ વરતાણા વગર કામદેવ એ રાજાને ભેદે છે. ૩૪.

એ રાજાએ પ્રિયાનો વિશ્વાસનો હીંચકો હીંચકાવવા માંડ્યો (ત્યારે) સૌભાગ્ય ગુણના પ્રપંચે બધી સ્ત્રીઓને ભગાડવાનું આરભ્યું (?) (એટલે એની નશીબદારી જોઇ બીજી બધી રાણીઓ આઘી ખસી ગઇ). ૩૫.

એ વિસ્તૃત નેત્રવાળીના હીંચકામાં હીંચકા ખાતા મુખની મિત્રાઈ કરનારી (તેના સરખી થતી) રાજાની બને આંખને જતું અને આવવુ એમ થતાં ૪ ગાઉનું ચક્કર (ભમવું) પડે છે. ૩૬.

એ પછી તે રાણી (હીંડોળામાંથી) ઉતરીને ક્ષણમાત્ર પ્રિયના ખોળામાં વિસામો લઇને ગતશ્રમ થઈ ત્યારે વસંતની શોભાએ લોભાવી તેથી ફુલ વીણવાને ચાલી. ૩૭.

કૈતળ ભૂપાળના આખના સનકારાથી બધો જનાનો ક્રમે ક્રમે ફુલ વીણવાના બધાએવા હર્ષ સહિત કરવા લાગ્યો. પતિની મ્હેરબાની એ ઉત્સાહની પરિસીમા છે ૩૮.

આ (વસત) ઘણા પુષ્પવાળો છે છતા કામદેવને પાંચજ બાણુનો અર્થ સારે છે. એમ એનુ કજુશપણુ જાણે ધારીને હોય એમ સ્ત્રીઓએ તેનું સર્વસ્વ હરી લીધુ (બધાં ફુલ ત્રોડી લીધાં) ૩૯.

માથે રહેલા પુષ્પના કૌતુકવડે રાજાની સ્ત્રીઓ ઉપર ચ્હડે છે ત્યારે નિતંબના ભારે ભાંગી પડીશતો એ બ્હીકથી લીલા બકુલ[1] વૃક્ષ કપે છે. ૪૦.

નમતી નમતી વેલ્ય ફુલની રજવડે રાણીની આંખ ભરી મુકે છે. ત્યાં બીજી રાજાને આલિંગન લે છે. ભાગ્ય (ની બાબત) માં નિષેધનો માર્ગજ નથી ૪૧.

---

૧. હીરા કરવાનુ ઓલશ્રીનુ વૃક્ષ

અશોકે ફુલ વીણતાં એક રાણીને પલ્લવરૂપી હાથ ( તમાચો ) લ-ગાવ્યો ( ત્યારે ) તે ( પલ્લવ રૂપી હાથ ) કાપી નાંખવા સારૂ કામદેવે જાણે ભ્રમરની પંક્તિને બ્હાને તરવાર ખેંચી. ૪૨.

કોઇ અણુસમજુને પતિયે, નિતંબ ભારે પોતે નહોતી ચ્હડી શકતી તેને ઝાડ ઉપર ચ્હડાવવા માંડી પણ ઉલટી બંને પગે ખેદ પામીને ડાળ ઉપરથી ઝાડના મૂળમાં ઉતરી આવી શકી. ૪૩.

સ્ત્રીઓ ઉપર ચ્હડીને હલાવવા માંડી તેથી નિતંબ ભાર વડે ભાંગી જવાનો વિચાર લાવી વૃક્ષો પોતે હલકાં થઇ જવા પોતાના માથા ઉપરથી ફુલના ભાર ફેંકી દે છે. ૪૪.

કોઈ (સ્ત્રી) ને ઉંચી લેવા સારૂ જે રાજાને ખેંચીને રાજા તેને ગોપે છે તે તેના નિતમના ભારથી ગોખ્ય સ્ત્રીઓના મનની સાથે ભાગી પડી ૫૧

કોઈ (સ્ત્રી) ને રાજાએ કાનમાં ધરેણા કરી આપ્યા (તેથી તેણે) બીજી કોઈ સ્ત્રીને તૃણને ઠેકાણે પણ ગણકારી નહીં સ્ત્રીઓને સૌભાગ્ય મદ ઉત્પન્ન કરનાર પ્રિયની મેહેરબાની હજાર મદિરા જેવી છે ૫૨.

મધાની આંખ બધે ઠેકાણેથી બંધ કરવાના કારણરૂપ ફુલની રજ ઉછળી ત્યારે આશ્ચર્ય છે કે કામદેવ રાણીઓના અંગમાં બાણ મારવાને ફાવ્યો ૫૩

રાજાની કોઈ સ્ત્રીનું તુમડુ લતાગૃહમાંથી કોપ કરેના વાદળાએ ખેંચ્યુ તેથી એ ધુતારી દોડીને રાજાને વળગી પડી અને ગોખ્ય સ્ત્રીના કોપનુ પાત્ર ન થઈ ૫૪

કોઈ મૃગાક્ષી નિતમના અતિશય ભારે ડાળ ભાગીને રાજા ઉપર પડી (તેથી) શોખ્ય સ્ત્રીઓ પીડા પામી ૫૫

કોઇ મૃગાક્ષી સ્ત્રી પેશી જતા ભ્રમરને હાથ રૂપી કમળવડે આણી- કોર તેણીકોરે ફેંકી કહાડતી બાળપણમાં કરેલો દડો મારવાનો શ્રમ (અ- ભ્યાસ) બહુ (ઠીક) માને છે. ૬૧.

તરૂણ સ્ત્રીએ મુખ ઉપરથી ફેંકેલો ભ્રમર તેના હસ્તકમળના પોટામાં પેશી જાય છે. ત્યાંથી કાહાડી મુકેલો ( પાછો ) મ્હો ઉપર આવે છે. સ્વાર્થ પરાયણને લાજ ક્યાંથી ( હોય ) ? ૬૨.

હંસના નાદે જાણે બોલાવાતી હોય ? કૌતુકે જાણે ખેંચાવાતી હોય ? એમ અરાલ[1] નેત્રવાળી સ્ત્રીઓ કલેશ ટાળવા[2] સારૂ ત્યાંથી લીલા સરોવરના તીર ઉપર ગઇ. ૬૩.

સ્તને કરેલો ભાર જે જાણતી હોય તો કટિભાગે કરેલી હલકાઈ શું નથી જાણતી ? એમ જાણે તેઓના ચરણ કમળ ઝાંઝરના નાદવડે પૃથ્વીને કહેતાં હોય. ૬૪.

અધિક ઉંચાં થએલા સ્તનદ્વયને લીધે રાજાની સ્ત્રીઓથી પૃથ્વી જોઇ શકાતી નથી. ઝાંઝરના શબ્દોવડે ખેંચાએલા હસો પુણ્યોવડે પગ મુકવાનું સ્થાન પામ્યા નહીં ( ? ) ( કચરાઇ ગયા નહી ). ૬૫.

શુભ્રુમ્ન રાજાની સ્ત્રીઓની ગતિની ચોરી કરનારા હંસ આકાશમાં ઉડીને ગયા, તે જાણે ભયથી આદિ પુરૂષ શ્રી બ્રહ્માજીના વિમાનના હંસોનો આશ્રય લેવા સારૂ ગયા હોય ? ૬૯

રાજા, હાથણીઓની સાથે હાથીની પેરે, અતિ અનાદર સહિત વખણાએલી રીતે પગ મુકતો તે સ્ત્રીઓની સાથે કમળોના મુકુટવાળા ક્રીડા સરોવરમાં પેઠો ૭૦

એ તળાવોની જાણે આખ ખેંચી લેતા હોય એમ તેના જે કમળો રાજાની સ્ત્રીઓ ખેંચી લે છે તે સ્ત્રીઓના મુખના ચોર એવા કમળના સમગ્ર ફળ તે તળાવોને દીધું ૭૧

ત્યાં સ્ત્રીઓના ધોળા જેવા હાસ્યથી રતાશના અને આંજણના પુંજના સમથી ફેરફાર થઈ ગયો (કે જેથી) ઉત્પન્ન જાતના (કાળા) કમળ રક્ત કમળપણાને પામ્યા (કમળનો રંગ બદલાઈ ગયો) ૭૨

તેઓનાં મુખોએ કમળોની શોભા ખેંચી લઈને તેઓને ૬૮ રસ હીનતાને પમાડ્યાં જેથી જાણે તે ધૂળવાળા થએલા વટેમાર્ગુ ભ્રમરોના નિવાસપણાને પામ્યાં હોય. ૭૯.

દીપી નીકળતી કાંતિવાળી તે રાણીઓની આગળ ભ્રમરના પરબના મંડપ જેવાં કમળોમાં લક્ષ્મી પરબ પાનારી જેવી શોભે છે. ૮૦.

શિલા જેવાં ધાટાં તે સ્ત્રીઓનાં નિતંબ મંડળ જ્યારે તળાવમાં પેઠાં ત્યારે તેઓનાં લાવણ્ય રસના પ્રવાહના સંગથી જાણે તળાવ ઊંચા મોજા-વાળું થઈ ગયું. ૮૧.

ભ્રમરોએ ચાંલુક્ય રૂપી વિદ્યાધરની સ્ત્રીઓના મુખરૂપી ચંદ્રમાની હારની હાર જોઇ ત્યારે બીડાઈ જવાના ભયથી નિદ્રામાં દરિદ્ર એવાં કમળમાં પણ તેઓ પેઠા નહીં. ૮૨.

કમળની રજનો સમૂહ રાજાની સ્ત્રી વર્ગના સ્વાભાવિક સૌંદર્યથી તિરસ્કાર પામેલી (કમલ) લક્ષ્મીના નિશ્વાસા વડે જાણે કમળના ઉદર-માંથી બહાર ઉડી નીકળ્યો હોય શું એવો શોભે છે. ૮૩.

હાથીના કુંભ સ્થળને જીતનારા સુંદર ભ્રકુટીવાળી સ્ત્રીનાં બે સ્તન ઉપર રાજાએ છોડેલી કરયંત્ર[૧]ની ધારા કામદેવનાં મુકેલાં સજેલાં બાણની સમાનતાને પામે છે. ૮૪.

વાંકી ડોક કરી ઉભાડેલી સ્ત્રી ઉપર રાજાએ છોડેલી પાણીની ધારા કુંડળના રત્નની અણી ઉપર પડવાથી (વીખાઇ જઇ) ભૂકો થઇ ગએલી તે ત્યાં મોતીની શોભાને પામી. ૮૫.

આશ્ચર્ય છે કે રાજાના કરયંત્ર (થી છુટેલું) જળ રાણીના કુચકુંભ સ્થળમાં આળોટે છે (પણ) શોક્ય સ્ત્રીઓની ક્રોધની વેલ પલ્લવિત થઈ ગઈ. ૮૬.

રાજાએ એ રીતનો ઉત્સવ અનુભવીને જળ ક્રીડાના ન્હાવાનો આ-ગ્રહ છોડી દીધો. સ્વભાવથી સારી રમત હોય તેમાં પણ વધુ પડતો પ્ર-

૧. પચરકીણુ અથવા હથેળીમાં પાણી ...

સંગ લેવાથી તે રસને ભંગ કરવાનો હેતુ થઇ પડે છે. (અતિ પ્રસંગ રસ ભંગનો હેતુ થાય છે.) ૮૭.

આંજ્યા વગર કાળાં નેત્રવાળી અને કેસરના લેપ વિના પણ પીંગળા રંગવાળી કૃશોદરી સ્ત્રીઓ તેને નાહી રહ્યા પછી સ્વાભાવિક ઘરેણું પ્રગટી નીકળ્યું. ૮૮.

સ્તનના લેપવાળા ચંદનવડે ધણીયાસું થયેલું જળ ધારણ કરનારૂં તળાવ તે જાણે સ્ત્રીઓના વિયોગથી એકદમ શીકાશ ધારણ કરનારૂં થઇ ગયું હોય ? ૮૯.

એ પછી લુગડાં બદલવાથી તથા ઘરેણાં પહેરવાની ક્રિયાથી તેનું શરીર અટકાયત વગરનું છે એમ કામદેવે માની રાજા ઉપર ફરીથી ધનુષ ખેંચ્યું. ૯૦.

રાજાની સ્ત્રી વર્ગના ક્રીડાનાવાળની લતાઓ ફુલના જેવા પાણીના છાંટાવડે શોભે છે, ન્હાવાથી શીતળ બની ગએલું સ્તન મંડળ કામદેવના ફુવારાના ગૃહ જેવું થયું છે. વળી (એઓની) સ્વાભાવિક શોભાને ખંડન કરનારાં ઘરેણાં ખસી જવાથી વિચિત્ર પ્રકારની લિપિ તેના શરીરોમાં થઈ રહી છે. ૯૧.

ઇતિ શ્રી ત્રિભુવન મલ્લદેવ વિદ્યાપતિ કાશ્મીરક શ્રી બિલ્હણદેવના કરેલા વિક્રમાંકદેવચરિત મહાકાવ્યના આચાર્ય વલ્લભજી હરિદત્ત કૃત ગુજરાતી ગદ્યમય ભાષાંતરમાં દશમો સર્ગ સમાપ્ત થયો.



# સર્ગ ૧૧ મો.

ન્હાતા બાકી રહી ગયેલી કેસરની રાતિ કાંતિવાળી રાજાની સ્ત્રીઓના (શરીર સાથે) ભટકાતા સૂર્યના કિરણોના પટલ જાણે તેના સ્પર્શથી રતાશવાળાં થયા હોય. ૧.

પદ્મિનીના જાણીતા કાંટાએ જાણે પગ વીધી નાખ્યા હોય (એમ થવાથી) સમુદ્ર કાંઠે આવવા સારૂ સૂર્ય જાણે પશ્ચિમ પર્વતની કાધ ઉપર ચ્હડી બેઠો. ૨.

સ્નેહી એવા આકાશના તળને આલિંગન કરીને પશ્ચિમ સમુદ્રના જળમા ડુબતા એવા સૂર્યનુ તેજ ફોતરા વગરના મસૂરના ભુકા સરખુ રાતું જણાવા લાગ્યુ. ૩.

ગયેલી કાંતિવાળો સૂર્ય જાણે રત્નની કાંતિ માગવા સારૂ (જતો હોય) એમ સમુદ્રમા પેઠો. નક્કી ઉંચા સ્થાનથી પડેલા મ્હોટાઓની પણ સત્તા રેહેતી નથી ૪.

ચક્રવાક પક્ષી સ્ત્રીનો વિયોગ (થવા) ના ભયથી ચાંચમા પકડેલા કમળના તંતુરૂપી ગાર પાડવાના દોરાવડે જાણે કંઠને પાશલો બાધવાને ઇચ્છતો હોય. ૫

બરાડા પાડે છે, ચાચના બેવનમા રહેલી મૃણાલી (કમળતંતુ) ને ઓળખતો નથી, આળોટે છે, એ રીતે પોતાની સ્ત્રીના વિયોગરૂપી ઝેર (ચ્હડવાથી) વ્યાકુળ થએલો ચક્રવાક (શુ) શુ નથી કરતો ? ૬.

પર્વતના મસ્તક ઉપર લાબી લાબી ઝાડની ડાળોમા અને ઘરની ટોચો ઉપર બળેલા કાળના વશથી સૂર્યના તેજના સૈકડો કટકા થઇ ગયા. ૭

ઇંદ્ર આમાથી રત્નરૂપી ઘોડો પામ્યો છે તો કદાચિત્ હુંને પણ દેશે એવી આશાથી ઘોડા બદલવાની બુદ્ધિથી સૂર્ય સમુદ્રમાં પેઠો ૮

સૂર્યે ઉંડેલા રાગ (રતાશ અને પ્રીતિ) વાળો પશ્ચિમ દિશારૂપી સ્ત્રીનુ મુખ ચુબે છે. પદ્મિની બિચારી શુ કરી શકે ? કમળરૂપી નેત્રપુટ બીડી ગઇ ૯.

ઘોડાઓનો આકાશમા ડેકવાનો શ્રમ મટાડવા સારૂ જાણે દારૂ પાવા સારૂ જતો હોય એમ સૂર્ય મદિરાના ઉત્પત્તિ સ્થાન સમુદ્રમાં પેઠો. ૧૦.

સૂર્યનુ ઘોલા જેવુ રાતુ પ્રતિબિંબ સમુદ્રમા (પડીને) શેષનાગ રૂપી ક્રીડા શય્યા ઉપર રહેલા નારાયણના ધરેલા કૌસ્તુભ (મણિ) ની લીલા ધારણ કરે છે ૧૧.

જળ હાથીના ભયથી સમુદ્રમા પ્રવેશ ન કરતા ઘોડાઓની આખ ઉપર જાણે પડદો દેવો હોય એમ સૂર્યે પોતાનો તડકારૂપી પડદો ખેચી લીધો ૧૨.

ત્રૈલોક્યના આંગણાના દીવારૂપ સૂર્યને વાયુએ જેમ, તેમ બ્રહ્માએ વધારી નાંખ્યો ત્યારે તેના વધરાવાથી નીકળેલી ધૂમાડાની શક્યની પેઠે કાળી અધારાની હારની હાર દેખાણી ૧૩

રત્નની પક્તિના સમૂહની મદદવડે દીવાની શકા થઈ હોય એમ આકાશમાથી તેના દામ જેવા સમુદ્રમા પતગ (સૂર્ય અને પતગીયો) પડ્યો ૧૪

સૂર્યના વાહન (ઘોડા) ની ખરીથી ભગાઇ ગએલી સમુદ્રના કાંઠાની છીપના સાપડમાથી (ઉડેલા) કેટલાક મોતીઓવડે જાણે (ભગાઇ રહ્યું હોય) એમ તારાઓ વડે આકાશ તિલકવાળુ થયેલું જણાય છે ૧૫

પદ્મની કોટડીની પોલમા રહેલા કમધ (ઘડ અને પાણી) થી ભયથી ભાગી છુટેલા ભ્રમરોવડે કાળુ થયેલું અકુશ વગરનુ અધારૂ આ-

ઉંચી કૈલાઇ રહેલી અંધારાની પંક્તિએ કેની આંખ બંધ કરી દીધી નથી, પણ કેવળ કામદેવે ઉશ્કેરી મુકેલી જાર પ્રત્યે જનારી સ્ત્રીઓની નહીં ૨૦.

ધૂળની પથારીમાં સગમના કાર્ય માટે તત્પર થએલી વ્યભિચારીણીઓને માટે જગતના નેત્ર બંધ રાખવામા અંધારાનું મડળ કયા કયાં કનાતનુ કામ નથી કરતુ. ૨૧.

અસ્તાચળ રૂપી માળો પડી જવાથી જાણે સૂર્યના કીરણો વીંખાઈ ગયાં હોય તેવા દીપાયમાન દીવાના કિરણોએ અંધકારરૂપી હાથીના અંકુશની રચના આરભી. ૨૨.

અભિસરણ ( વ્યભિચારાર્થ ગમન ) સારૂ ગંઠાએલી અને ફુ ક મારીને માર્ગના દીવા વધારી નાખનારી પ્રેમી સ્ત્રીઓ વગર વિઘ્ને પ્રિયનો સગમ મેળવી શકી, એ કામદેવની ચપળાઇ જય પામે છે ૨૩

કોઇ સ્ત્રી ગધેડા સહિત ધોબણનુ રૂપ ધારણવાળુ શરીર બનાવીને માણસોની હરકતને છેતરે છે. કામદેવ કેને નકલ કરવાવાળો નથી બનાવતો. ૨૪.

કોઈ સ્ત્રી પોતાની સખીને મુખ્ય પદવીએ ઠરાવીને પોતે હાથમા દીવો લઇને પ્રાણનાથના રતિ સ્થાનમા ગઈ કામદેવનો ઉપદેશ પણ અદ્‌ભુત છે. ૨૫.

ઇદ્રે સેવવા યોગ્ય ( પૂર્વ ) દિશારૂપી સ્ત્રી પાકી જવાથી પીંગળા થએલા બરૂના સાંઠાની નકલ કરનારૂ મુખ ધારણ કરતી બોલી કે ગર્ભમા ચદ્રમાનું પરિણામ છે ( પાક થયો છે ). ૨૬.

પાકી ગએલા કેવડાની રજના જેવુ પીંગળુ અને ઇદ્રના ઘરની ચકોરીએ પીતાં બાકી રહેલુ તેજ ઉદયાચળ ( ની તલાટી ) ના વનભાગમાં ભ્રમણ કરે છે. ૨૭.

ઉદયાચળના શિખરમાથી કાંઇક નીકળેલા ચદ્રવડે સાગ ચદનના લેપથી પીગળી એવી ભ્રમરોરૂપી પતાકા જેમા છે એવુ પૂર્વ દિશાનું મુખ શોભે છે ૨૮.

બાળક ચંદ્રમા પૂર્વાચળની પૃથ્વીમા કાંઇક રતાશવાળા ધોળા રગવાળા અંધકારના સમૂહવડે ધાતુવાળા શિખરની જાડા સ્થળની ધડમા રમવ ( ા ) ધડ ધડ શરીરવાળો થઈ ગયો હોય એવો થયો. ૨૯.

રતુંબડાં કિરણવાળો સૂર્ય ગયો એમ (ગણીને) સુર્વવિમાસી કમલિનીને છેતરવા સારૂ ચંદ્ર પણ તેવોજ પાસે આવ્યો પણ તે તેને છેતરી શક્યો નહિ ૩૦

ચંદ્રના કિરણે હાકી કહાડેલું અંધારૂ પર્વતમાં ન પેસી શમય એવા ધાડાં અરણ્યમાં પેશી ગયા (પણ) આશ્ચર્ય છે કે માનિતી સ્ત્રીઓના મન આંજણની મેંશ જેવા કાળા થઈ ગયા ૩૧

બધું અંધારાનું મંડળ ચારે કોરથી ફેલાતાં ચંદ્ર કિરણો વડે જાણે બાકી રહેલો કિલ્લો હોય એમ વશમાણવાળા પર્વતના બગીચાના છેવટના ભાગમાં એકઠું થયું ૩૨

કાળાં તાડના ઝાડની પંક્તિવાળી પૂર્વાચળની વનભૂમિ ચંદ્ર કિરણોએ આલિંગન કરેલી અને નીચી નમેલી અંધારાના મસ્તકની જાણે હારની હાર હોય એવી શોભે છે ૩૩

પારણું કરવાને તત્પર થએલી ચકોરની માદાએ નાખેલા આંખની કિરણોના ઢગલાવડે જેમ તેમ રતુંબડું ચંદ્ર કિરણનું મંડળ રાતા ધાબળાની નકલ કરનારૂં થયું (રાતા ધાબળા જેવું થયું) ૩૪

માનવાળી સ્ત્રીઓના આંસુના જળના ઝરણાથી જાણે ધોવાઈ જાતો હોય એમ પૂર્વ દિશાના ચાંદલાના ટપકા જેવો ચંદ્ર ઉદય વખતની બધી રતાશ ત્યાગ કરતો હવો ૩૫

જગતને વ્હાલા એવા પોતાના પ્રકાશવડે જાણે ગર્વ થયો હોય એમ ચંદ્રમાએ પદ (પગ અને કિરણ) મુકવારૂપ મશ્કરી કરીને કમલિનીને નિદ્રા વગરની કરી ૩૬

પર્વતના શિખર ઉપર સ્થિતિ પામેલા રૂપાના અરીસા જેવા ચંદ્ર બિંબમાં આકાશના પ્રતિબિંબની કાંતિ શોભે છે ૩૭

પક્ષિઓના પીગળાવેલા સ્ફટિકના ગઢમાંથી (નીકળેલી) ફેલાતી જતી ઝરણાંની હારની હાર હોય શું એવી ચંદ્રમાની કિરણ વડે પૂરાઇ ગએલી જગતની શોભાએ માનવતીઓના માનના ગારાને ધોઇ નાખ્યો ૩૮

અતિશય ધોળા થઈ ગએલા ઢરી ગયેલા દુધ જેવા પોતાના પ્રકાશમાં જાણે ભેળવવા સારૂ હોય એમ ચંદ્રમા સમુદ્રનું જળ ઉંચું ખેંચી લે છે ૩૯

દિશાનો તટ (તડ) ત્રોડી નાંખવાની શંકા કરાવતાર ચદ્રમાની કિરણ રૂપી અમૃતનું પૂર મંથાચળવડે ભેદાઈ જતા શરીરવાળા ક્ષીર સમુદ્રની શોભા પામ્યો. ૪૦.

કેવડાના દ્રવ્ય (રસ) જેવુ અને પ્રકૃતિથીજ શીતળ એવું ચદ્રમાનું તે તેજ કાંતિથી અને ગુણથી જગતમાં કેના શરીરમાં ચંદન લેપ નથી થતુ? ૪૧.

ચદનના જેવો પીંગળો અજવાળાયાના રસનો જથ્થો ગાગરો ભરીને ક્યાંક ફેંકી આવો એમ પ્રિય વગરની અબળા (સ્ત્રી)ઓ સખીઓને કહે છે અને તેના પગમાં પણ પડે છે. ૪૨.

કોઈ માનિની (માનવાળી સ્ત્રી) તરત માનને તરછોડી કાઢીને પ્રિયના ઘર ભણી ચાલી (ત્યા) વાયુ આગળથી આવ્યો તે ન હલકાપણ ઠરાવી નિરાકરણ (મનનુ સમાધાન) કર્યું (પોતે બહુ ઉતાવળી ચાલી છતા પવન આગળથી આવ્યો તે હલકો છે તેથી એમ થયુ માન્યુ) ૪૩.

એમ કામદેવનો મિત્ર અને તારાનો પતિ (ચદ્ર) વૃદ્ધપણ પામ્યો તે વખતે રાજાએ શણગારેલી સ્ત્રીને પાનકેલી બનાવવા આજ્ઞા કરી ૪૪.

એ પછી કામદેવનો અદ્‌ભુત એવો અસ્ત્ર વિદ્યાનો અભ્યાસ અને લટકાં મટકાંરૂપી હાથીને બાંધવાનુ સ્થળ, એવો કુંતલ રાજાની સ્ત્રીઓનો પાનકેલીનો વેગ વધી પડ્યો ૪૫.

ક્યારારૂપી કુંડાળાની સ્થિતિ ધારણ કરનારી એવી જે સરસ રાગરૂપી લતાની બધુ અને સોનાના પાત્રોમા પડતી મધની રાતી ધારાઓ શોભે છે. ૪૬.

રત્નજડિત કેલી પાનપાત્રમા રહેલુ કામદેવના બધુરૂપ નવુ મદ્ય રાણીઓને ચુંબન કરવાની ક્રીડાથી જાણે ભય પામ્યુ હોય તેમ કંપે છે. (હાલે છે). ૪૭.

જગતને વશીકરણ કરવાના ચૂર્ણ સરખી કપૂરની રજવડે કુંતલ રાજાની સ્ત્રીઓનું મદ્ય સ્ત્રીઓના કુલગુરૂ એવા કામદેવની મિત્રાઇ પામ્યુ. ૪૮.

સ્વચ્છ મદ્યવડે ભરેલા પાનપાત્રોમા ચદ્રમાનું પ્રતિબિંબ (પડે છે તે) અંદર રહેલા સ્ફાટિક મણિના ઢાંકણા જેવુ લાગે છે. ૪૯.

પુષ્પના સુગંધવડે કરીને ચલાયમાન બનેલી અને મદ્યની ગાગરો-માં(થી) નીકળતા ધુપના ધુમાડા રૂપી વેલ વડે શોભા પામેલી એવી ભ્રમ-રાની પંક્તિઓ શોભે છે. ૫૦.

હાથમાં રહેલા પાનપાત્રમાંથી જાણે પ્રણામ કરતી હોય એમ સામી આળોટતી આવતી મદિરાએ મદિરાક્ષી (સ્ત્રી)ઓના રાતા હોઠની મિ-ત્રાઇ કરી. ૫૧.

રાજાની સ્ત્રીઓના મુખમાં પેસતી મદિરા દાંતની કાંતિનો સંગ કરતી કામદેવની કીર્તિને જાણે પુષ્ટ કરતી હોય એવી શોભે છે. ૫૨.

છેવટના ભાગમાં જેમાં રાતાં લમણાં થયેલાં છે એવાં અને ભાંગી તુટી ભાષાના વિપર્યાસવાળાં એવાં શ્યામ કમળના જેવાં નેત્રવાળી સ્ત્રી-ઓનાં મુખ રાજાને કામદેવનાં હથીયાર થઇ પડ્યાં. ૫૩.

કામદેવ સુરામાં પેઠો તે (સુરા) સ્ત્રીઓના મુખમાં પેઠી અને તે (સ્ત્રીઓનાં મુખ) રાજાના ચિત્તમાં પેઠાં અને તે (રાજાનું ચિત્ત) પ્રીતિના દરિયામાં પેઠું. ૫૪.

હે ચંદ્ર! મ્હારા મદિરાના ઠામમાં કેમ પડે છે? કુંતલેશ્વરને નથી જોતો શું? તે તારી પ્રિયા રોહિણીને કેશના શણગાર વગરની કરશે ૫૫.

હે ચંદ્ર! હું કમલિની નથી મદિરાના ઠામમાં આગળ (આવી) કેમ ઉભો છે? રોહિણીના આપના કાજળથી થએલો કલંક તુને લજ્જા નથી પમાડતો? ૫૬.

હે ચંદ્ર! મદ્યપાત્રમાં રહેલા તુને મદિરાના રસના જથ્થા સાથે પીને આજ માનવાળી સ્ત્રીઓના કાંટાનો નાશ કરૂં છું ૫૭.

હે દ્વિજરાજ (બ્રાહ્મણોનો રાજા તથા ચંદ્ર) મ્હારા મદિરાના પ્યા-લાને અડીશ તો તુંને બે દોષ છે. આહી આ રાજા તુંને નહી મળી શકે અને ત્યા રોહિણી રોષ કરશે ૫૮.

હે ચંદ્ર! તું કોઇ પણ દુર્લભ્ય સ્ત્રીની ઇચ્છા કરે છે તેથી નક્કી દોરા જેવી હલકાઇ પામીશ. હે માનહીન ત્હારો ઉત્કૃષ્ટ લાભ તો જાણ્યો. ૫૯

હે ચંદ્ર! જે તું આ આકાશના છેડાથી ખારા સમુદ્રના જળમાં ડુબકાય છે તે ખરેખર તારી ચપળાઇનું ફળ છે. નહીંતર ધોળી કાંતિવાળાને ત્હારે બીજો શો ખેદ હોય? ૬૦.

અરે, હે ચદ્ર ! તુને તારી સ્રીઓ સ્રીઓમા પક્કા લપટ અને ચપળ જાણે છે જે આહી તુ પાનપાત્રમા પેઠો છે ત્યાં પણ તારાઓ મૂર્તિવડે તારી પછવાડે આવે છે (તારાના પણ પ્રતિબિંબ મદિરામા પડે છે તેથી) ૬૧

હે કૌમુદીરમણ ( ચદ્ર ) જરૂર તુંને આંહી કોઇ પણ સ્રીએ દુરાશા દીધી છે કે જેથી હમેશ રાત્રિએ આકાશ ઉલઘીને વરૂણની દિશા (પશ્ચિમ) તરફ ગમન કરે છે ૬૨.

હે રજનીશ ( ચદ્ર ) હૃદયમા નિર્મળ એવા મ્હારા પ્રિયતમને મલિન શા માટે કરે છે ? રત્નના પાનપાત્રમાની મ્હારી મદિરાને મુકી દે તારા ખોળાના કલકને નથી જાણતો શુ ? ૬૩

હે દીપ વાયુએ હલાવેલો તુ જે દર્શનની ઉત્કટ્ટાથી જેમ તેમ ઉચો નીચો થાય છે તે કોઈ સ્રીએ સમય આપેલો જણાય છે ૬૪

ઘણા પતિપણુ પામવામા શુ ( માલ છે ? ) કે જેથી આ દ્યો ( આકાશ ) બીચારી પ્રિયતમથી ઠગાએલી તે તારાઓ જેને ન મળતા રહેતા હોય એમ નિત્સ આખી રાત રહે છે ૬૫

લમણામા રતાશ અને આખમા કોઈ પણ જાતનો ભ્રકુટીને ફેરવી નાંખવાનો હેતુ, એવો સ્રીઓને પ્રિયોએ સાંત્વન કર્યા વગરનો માનકાર્ય કરનારો મદ પેદા થયો ૬૬

એવી રીતે વિલાસરસ જેનામા પ્રગટ થયો છે, અને જેના નેત્ર યુગ્મ અર્ધ મીંચાએલા છે એવી સ્રીઓના રસયુક્ત બડબડાટના વચન સાભળતા રાજાને કોઈ જાતનો મદ પેદા થયો ૬૭

એ પછી પાન ક્રીડાનો અનુભવ લઈને સ્રીઓની મદથી ઉલી થએલી સમૃદ્ધિ જોઇને કુંતલ રાજા ચંદલ દેવીની સાથે શય્યાગૃહમા ગયો ૬૮

જે (કૃત્ય) કામદેવના આયુષ્યને માટે છે, જે વડે યૌવન વૃક્ષ ફળ દાયી થાય છે અને જે પ્રીતિના સમુદ્રનુ અમૃત છે તે ( કૃત્ય ) ત્યા રાજાયે ચલાવ્યુ ૬૯

ક્રીડાગૃહમા એ બેના મુખના વિભ્રમની શોભા માઈ શકતી નથી પણ પ્રીતિ તો દેવના ધનુષની તુલાથી તોળેલી જાણે હોય એમ બરાબર પ્રગટી નીકળી ૭૦

તે બંને પરસ્પર જોવાની લીલાથી ધારા કૌતુકરસયુક્ત થયાં થકાં મુહૂર્ત માત્ર વિચાર કરીને કુતુહળવાળી નિદ્રા ( પણ હોય જાણે તેથી તે ) વડે મીંચેલી બે આંખવાળાં ક્ષણ પણ ( ન થયાં ) ( ક્ષણ માત્ર પણ નીંદર ન કરી ). ૭૧.

એ ક્રીડા ગૃહમાં અદ્દભુત વિલાસનું સ્થાન અને વધી પડેલા પ્રેમવાળા તેઓના મનમાં સામ્ય જાણે જાણવા સારૂ હોય એમ કામદેવ સો વાર માન ફેંકતો હવો. ૭૨.

એ અરસામાં રસયુક્ત અને વધતા જતા તથા જુદા પડતા પડ્જ સુરવાળું તેમજ ભાષા વિશેષથી પુષ્ટ થતી વિચિત્ર પ્રકારની ચતુરાઈવાળું અને અમૃત જેવું સુંદર એવું પ્રભાત મંગળ ( ગીત ) સુભાષિત ભાષણ બોલવાવાળી મગધ સ્ત્રીઓએ ગાવા માંડયું. ૭૩.

આ રાત્રિ ચાલી જાય છે, રાજા ! નિદ્રારસ ત્યાગ કરો, દરિદ્રી થતા આકાશરૂપી વૃક્ષમાં ફૂલના જેવી શોભાવાળા તારા ( દેખાય છે ) અને આ કામદેવનો પ્રિય મિત્ર શશી પાંચ છ ક્ષણમાં સમુદ્ર કાંઠાનો રાજહંસ થઈ જશે. ૭૪.

જુદા પડતા પડ્જ સુરવાળી ક્રીડાના પોપટોની વાણી પ્રકાશી રહી છે. દાંતના કરંડીયાના સરખી પીંગળા ચંદ્રમાની કાંતિ ઝાડની પોલ્યમાં પેશી ગઈ. થોડી વારમાં પૂર્વ દિશાના મુખના ઘરેણાપણું સૂર્ય પામશે ( માટે ) હે દેવિ ! કમળની પાંખડીની શોભાવડે વખણાતાં નેત્ર તરત ઉઘાડો. ૭૫.

જે ( દીવા ) કામદેવનો લેખ લખવામાં સ્ત્રીઓની પ્રીતિપણાને પામ્યા છે, અને જેને કામદેવે અગ્નિ સરખાં બાણની પદવીને વટાવી* દીધા છે, તે દીવાના અંકુરો આજ હદ વગરના કાંતિના ફરી જવાથી ધૂળમાં રોળાએલા કુકડીના માથા જેવા બધી બાજુથી પીંગળા બની ગયા. ૭૬.

કામદેવની સેનામાં વિરહિ ( જનો ) ના શત્રુઓમાં જે અગ્રણી (છે) અને જે જગતના તાપ શમન કરનારૂં કિરણોનું ઝરણું છોડી મુકે છે તે

---

*અહીં મૂળમાં લંઘિતાઃ છે પણ શ્લોક ૮૦ મામાં લંભિતાઃ છે એવો પાઠ અહીં પણ હોય તો પમાડયા એવો અર્થ થાય જે સારો છે.

ચંદ્રમા વધારે શું ( કહેવું ) ( જે ) શૃંગાર ( રસ ) નું જીવન હોઇને પછ-વાડે રજ વળગવાથી પીંગળા થયેલા જુના પતકાળાના પીંડા જેવો થઇ ગયો. ૭૭.

હે કૃશાંગિ ! કેટલીક રાત્રિઓમાં ફાડ (છતાં) પણ જે ( ચદ્રમા ) કામદેવની ફરશી સરખી કુટિલતા ધારણ કરે છે તે જગતના નેત્રને વ્હાલો લાગનારો અને સ્ત્રી મુખના ચંદનના બિંદુ સરખો ચંદ્ર છુટી જાય છે. ૭૮.

તરતમાં સેવા કરનારી સ્ત્રીઓએ જણાવવાથી અતિશય લાજથી ક્રમે કરીને જેનાં મુખ નમિત થયાં છે અને ઘણાં સુવાળાં ઘરેણાં વીખાઇ જવાથી શોભાયમાન ગંડસ્થળ ઉપર આંસુ ફેલાઈ રહ્યાં છે તેથી જેને અતિ પીડા થઇ છે ( એવી દશામાં ) ખડિતા (ઇર્ષ્યાળુ) સ્ત્રીઓ ખેદ પામે છે. ૭૯.

જે ( ચંદ્રની કીરણો ) માનરૂપી હાથીની અંકુશ, રાગી પુરૂષોના કંઠમાં ( રહેવામાં ) કુશળ કામદેવે અતિશય પ્રેમવડે વિલાસ પાશની પદ-વીને પમાડેલાં, ભેળાં થયેલાં ચક્રવાક નર માદાની ક્રીડાના છાના સાક્ષી અને રાજાની મૃણાલ તતુની પથારીરૂપ એવાં ચદ્રનાં કિરણો તવાઇ જાય છે. ૮૦.

નિરૂપમ એવો અર્થ સ્ફુરી આવે છે, કવિઓનાં વચન અનાયાસ પરિપકવપણાનું ચિહ્ન ધારણ કરે છે તો હે કવિ તિલક આ કોઇ તરે-હની સરસ્વતીની વેળા છે માટે ક્ષણ માત્ર સ્થિર ચિત્ત થઇને કાવ્યનો વિચાર કર્ય. ૮૧.

જે ( હાથી ) ના ગડસ્થળના મદના ઝરવાથી થએલા ચોમાસાના જળના ગારામાં ખુશી ગએલી શ્રી, રાજાઓના ક્રીડા સ્થાનના આંગણાની જમીનમાં ક્રીડા કરી શકતી નથી એવા હે રાજા તમારા મુખ્ય મુખ્ય હા-થીઓ ક્રમેક્રમે ઉપડતી સાકળના ખડખડાટ સહિત હીચકા ખાવાના ખેલ-વાળાં પગલાંવડે કમળની રજના ઢગલાની પથારીમાંથી ઉઠે છે. ૮૨.

મૃગનયનીના માનના આગ્રહની ગાઠ્ય કે જેણે કામદેવના હથીયારથી પ્રિયતમની પ્રણતિને જુદી કરી નાંખી છે અને જે ચંદ્રના કર ( હાથ અને કિરણ ) થી પોચી પડવાના માર્ગે પણ નથી ન્હડી તે ( માન ગ્રથીઓ ) તાળવાના મૂળરૂપી પાંજરામાં વ્યાપી રહેલા અને પ્લુત સ્વરને ઘોઇ નાખે એવા કુકડાના શબ્દથી છુટી ગઈ.

કમળોને ભયાનક લાગતો ઉદયાચળનો ક્રીડાનો મુગટ આ સૂર્ય અંધકારના સમૂહને ફેંકી દે છે. અને ભયભીત થએલી ચકોરીએ પીતાં બાકી રહેલા તેજવડે ચંદ્રમા અકસ્માત્ ચોખાના ચૂર્ણ જેવો ધોળો ફક પડી જાય છે. ૮૪.

મળયાચળના વાયુ કામદેવના હુકમમાં સારી રીતે રહેનારાઓને ઉત્સાહ આપવામાં તત્પર થએલા, રીસાએલી સ્ત્રીઓના મનમાં ધારો ભય પ્રવર્તાવનારા, જુવાન પુરૂષોનુ જોવું અને ન જોવું એ કામ માટે કામદેવે જાણે યોજેના હોય એવા અને ઉઘડેલાં કમળની સુગંધીને ચોરી લેનારા એવા થયા થકા ભ્રમણ કરી રહ્યા છે ૮૫

જે (ચંદ્રિકા) ચંદ્રની કાંતિ આકાશમાં આકાશ નદીની પેઠે બને કાંઠા ઉપરવટ થઇ ગએલી હોય એવી શોભી રહી છે અને જે હિમાલયની શિલા ઉપર ચંદન પંક્તિ ઉપમાને પામી છે તેજ ચંદ્રિકા આંધ્ર દેશની સ્ત્રીના નેત્રમાં વાસ કરી રહેલા રાજાને ત્રણ લોકની કામનાની ક્રીડારૂપી કામણના ચૂર્ણ સરખી થઇને નિંદા કરે છે. ૮૬.

ખંડિતા સ્ત્રીઓના કપોળરૂપી મેજ ઉપર પોતાની કાંતિ મુકી દઇને દીવા પીંગળાશને ગ્રહણ કરે છે અને ચંદ્રકાંત મણિઓ પોતાનુ આર્દ્રપણું મનસ્વિની (માનતગી) સ્ત્રીઓના નેત્ર રૂપી પડીયામાં મુકોને પોતે સુકાઈ જાય છે. ૮૭.

ઇંદ્રના હાથીએ માવતથી બ્હીતા બ્હીતા માંડ ઊંઘ્યા, વનના હાથીઓના ખળભળાટથી અરણે વ્યોમાં ગણુમા ભેગા કર્યા, અને કાઇક ગર્જના કરતા વનના પાડાઓનો માનરૂપી જ્વર ઉતારનારા એવા સૂર્યના ઘોડા મહા મ્હેનતે ઉદયાચળ છોડી જાય છે ૮૮.

અંધકારને ગુફામા રાખીને તેનું (સૂર્યનુ) અપ્રિય કર્યું તેથી ગિરિઓ સૂર્યના પાદ (પગ અને કિરણ) પોતાને માથે ઉપાડે છે અને સૂર્ય કાંઇક પણ અભયદાન દેવાના હેતુથી જાણે હોય તેમ તેના માથા ઉપર હાથ મુકે છે એવો શોભે છે. ૮૯.

કામદેવે (પોતાના) પાંચે બાજુ કે જે ચંદ્રરૂપ શરાણના પથ્થર ઉપર ઘસેલા છે, તે ન્યાય છોડી દેનારી જે સ્ત્રીઓ ઉપર ફેકયા થકાં જુદાં

કોઇ મૃગનયની હાથી ઉપર બેઠેલા રાજાને ખુલ્લા ભાવવડે જોતી થકી હું માનું છું કે સરખી મ્હોટાઇ થવા સારૂ ( પોતે પણ ) કામદેવ રૂપી મત્ત હાથી ઉપર ચ્હડી. ૯.

રાજાને નિરાદર જોઈને કોઈ સ્ત્રી જેણે લટકાથી ડોક નમાવી છે તે જાણે હૃદયમાં રહેલા કામદેવને ધનુષ્ય ખેંચવા સારૂ આગ્રહપૂર્વક યાચના કરતી હોય. ૧૦.

કોઈ સ્ત્રીને મેખલાની મણીની ઘુઘરી વાગી રહી છે, અને કંકણ ઝણઝણાટ કરે છે એવી રીતે ચાલી જાય છે. તેના તરફ રાજાએ જોયું તેથી તેણે ડહાપણ અને ગર્વથી ઉંચી ડોક રાખી. ૧૧.

તાડપત્ર * ( પનડો ) નામનું જેનું ધરેલું કાનમાંથી હેઠું પડીને શ્વાસના પવનવડે ઘણું છેટું ઉડી ગયું. એવી કોઈ ઉત્તમ સ્ત્રીને ચતુરાઈના વિવાદ સારૂ જાણે કોઈ સ્ત્રીએ પત્ર ( લાવીને ) આપ્યું હોય ? ( સ્ત્રીઓની ચતુરાઈનો ઈન્સાફ કરવા જાણે ફરીયાદનામું આપ્યું હોય ). ૧૨.

ચાલવામાં આ મદપણું કરનારો છે એમ રોષથી મ્હારો નિતંબ બ્રહ્માએ દઢ બાંધ્યો હતો. એમ માનીને જાણે કોઈ સ્ત્રી કંદોરો છોડી નાંખીને ઉતાવળી આગળ ચાલી. ૧૩

## સર્ગ ૧૨ મો.

એ પછી ત્યા કામદેવના મિત્ર એવા વિલાસો વડે તે પાપણવાળા નેત્રવાળી દેવીની સાથે ઘણા દિવસો ક્ષણની પેઠે રહીને ગ્રીષ્મ ઋતુનો પ્રવેશ થતા રાજા કલ્યાણની પાસે આવ્યો ૧

એજ ક્ષણમા કુતલ રાજાનો પ્રવેશ સાભળીને વિલાસવ્રતની દીક્ષા લીધેલી પરસ્ત્રીઓના કામદેવે ઉપદેશોના ચૈતિત થવા લાગ્યા ૨

કોઈ સ્ત્રીએ છૂટી પડેલાં રત્નની અણી જેમાં વાગવાથી ડાબા પગ ઉંચા ઉપાડી લેતા નરના ઇશ્વર (રાજા)ની આરાધના કરવા સારૂ જાણે એકપદ વ્રત ધારણ કર્યું હોય ? ૩

કોઇ સ્ત્રી એક નેત્ર કાનના કમળની રજવડે આંસુવાળુ અને બીજુ હાસ્યવાળુ ધારણ કરતી થકી [1]સકોર્ણુ ભાવવાળી નાચ્યકળામા ડાહી એવી તે જાણે કામદેવની [2]નર્તકી કેમ હોય એવી શોભે છે ૪

કોઇક સ્ત્રી કામદેવે બરોબર બાણ લગાવેલી તે ગોખના જાળીઆમાથી જોતી થકી કોઇ જાતની કામદેવના સતત તીવ્ર ધનુષની પડિતાઇ બતાવી આપે છે ૫

કાઇ ઉત્તમ સ્ત્રી કેશર ચોપડેથી રાતા અગવાળી તેણે લજ્જાથી બાહુ રૂપી વેલને ઉંચે થવાવેલ છે તે અતિ ઉંડા રાગના પ્રવાહમા બુડેલી છે તે જાણે હાથ પકડાનાનું માગતી હોય ? ૬

વીરમા શ્રેષ્ટ એવો આ રાજા આગળ ઉભો છે શર હોયતો એના ઉપર શૌર્યે કરી દેખાડ સ્ત્રીઓમા બડાક્ મારવા એ લાજવા જેવુ એમ કોઇક સ્ત્રી કામદેવને વાણીવડે હેરાન કરે છે ૭

અન્ય સ્ત્રી રાજાને ક્રીડા નિમિત્ત થએલી ગરમી મટાડવા સારૂ નેત્રા ચલ (નેત્રની પાંપણ તથા વસ્ત્ર)થી નીકળતા પવન વડે શ્રમના જળકણ મટાડતી એવી તે પોતાને કૃતકૃત્ય માને છે ૮

---

૧ મે ત્રણ ભાવ જેમા બતાવનારી ૨ નાચ કરનારી

કોઇ મૃગનયની હાથી ઉપર બેઠેલા રાજાને ખુશ ભાવવડે જોતી થકી હું માનું છું કે સરખી મ્હોટાઇ થવા સારૂ (પોતે પણ) કામદેવ રૂપી મત્ત હાથી ઉપર ચ્હડી. ૯.

રાજાને નિરાદર જોઈને કોઈ સ્ત્રી જેણે લટકાથી ડોક નમાવી છે તે જાણે હૃદયમાં રહેલા કામદેવને ધનુષ્ય ખેંચવા સારૂ આગ્રહપૂર્વક યાચના કરતી હોય. ૧૦.

કોઈ સ્ત્રીને મેખલાની મણીની ઘુઘરી વાગી રહી છે, અને કંકણ ઝણઝણાટ કરે છે એવી રીતે ચાલી જાય છે. તેના તરફ રાજાએ જોયું તેથી તેણે ડહાપણ અને ગર્વથી ઉંચી ડોક રાખી. ૧૧.

તાડપત્ર * (પનડો) નામનું જેનું ઘરેણું કાનમાંથી હેઠું પડીને શ્વાસના પવનવડે ઘણું છેટું ઉડી ગયું. એવી કોઈ ઉત્તમ સ્ત્રીને ચતુરાઈના વિવાદ સારૂ જાણે કોઈ સ્ત્રીએ પત્ર (લાવીને) આપ્યું હોય ? (સ્ત્રીઓની ચતુરાઇનો ઈન્સાફ કરવા જાણે ફરીયાદનામું આપ્યું હોય). ૧૨.

ચાલવામાં આ મદપણું કરનારો છે એમ રોષથી મ્હારો નિતંબ બ્રહ્માએ દૃઢ બાંધ્યો' હતો. એમ માનીને જાણે કોઈ સ્ત્રી કંદોરો છોડી નાંખીને ઉતાવળી આગળ ચાલી. ૧૩.

કોઈ નિતંબ ઉપર ડાબો હાથ મુકીને (અને બીજો) હાથ સંકોચવાળો રાખીને નમાવેલા અંગવાળી રહીને જાણે રાજા ઉપર બાણ મુકવામાં હુશીયાર એવા કામદેવના ધનુષની કલ્પના કરતી હોય ? ૧૪.

કોઈ વિલાસિની સ્ત્રી ઉત્કંઠાથી વેગથી જતી હતી, ત્યાં રમવાના હંસ પછવાડે જાય છે, જાણે તેણે અન્યાયની બ્હીકથી રાજાને જોઈને હંસની ગતિ છોડી દીધી. ૧૫.

કામદેવના ઉત્સવની પતાકારૂપ રાણી પાસે ઉભી છે તેની સાથે રાજા વાત કરે છે. તે વખતે કોપાયમાન થયેલી કોઈ સ્ત્રીએ સ્પર્ધા સહિત મુકેલો અર્ધ કટાક્ષ પાછો ખેંચી લીધો. ૧૬.

રાજાને પાસે લાવવા રૂપ ઉપકાર કરનારા માર્ગમાં ફેલાવી મુકેલાં

---

* કોશકાર ટોટી, તાટંક, એવા પર્યાય મુકે છે તે અકોટાનું નામ છે પણ પનડો, પાંદડી, ઠીક બંધ બેશે, કેમકે તે વિના ઉડવાનો સંભવ નહીંજ.

લાવણ્યની લીલાના વૃક્ષની કળી જેવા મોતીના ઘરેણાવાળો રાજા, ત્રૈલોક્યને નેત્રના અમૃતના ઝરાનો છાંટા અને ઝડી સહિત પ્રવાહ હોય એવો શોભે છે. ૩૬.

મોતીના જેવા સ્વચ્છ એવા શ્રમજળના બિંદુથી શોભતો લાવણ્ય રસના પ્રવાહ જેવો એ રાજા ×તામ્રપર્ણીને પ્રીતિવાળી કરનારા સમુદ્રનુ સાદૃશ્ય ધારણ કરે છે ૩૭

ચદનને લીધે પીંગળાં સ્તનવાળી સ્ત્રીઓએ વારવાર આલિંગન કર્યો એવો એ રાજા કેવળ ગ્રીષ્મની મ્હોટી ધગશને નહિ પણ કામદેવના તીવ્ર, આતપને પણ જીતતો હવો ૩૮.

વિચિત્ર છે, ચદનના લેપવડ શીતળ થએલા શરીરવડે એ રાજા મૃગ નયનીઓના ચિત્તમા પેશીને તેઓમા તેણે કામદેવના તાપનો જ્વર ફે લાવી મુક્યો ૩૯.

(આ) નૃપ શ્રેષ્ઠના અગ લેપ કરવાથી વિશેષ પાંડુર જણાય છે તે જાણે ઉછળતી લાવણ્ય સમુદ્રની વેળાએ પ્રીતિનાળાં કર્યા હોય ૪૦

પૃથ્વી મડળના ઘરેણારૂપ એ રાજાએ બે અગ ( ભુજા ) ઉપર ચદ નના હીડાના ચાડવા કીધા છે તે જયરૂપી અમૃત ચાખવાને તત્પર થએલી ચક્રવર્તિપણાની લક્ષ્મીનાં જાણે રૂપાના બે પાત્ર કેમ હોય ? ૪૧.

પૃથ્વીને ભાગ પાડીને બે ભુજામાં ધારણ કરનારા તે રાજાના બે ખભા ઉપર ચદનના તિલક વડે થોડા હીમવાળા અને સ્ફાટિકના પર્વતનાં બે શિખર જાણે કેમ પ્રકટી નીકળ્યાં હોય ! ૪૨.

ભુજારૂપી મદરાચલવડે મથન કરેલા યુદ્ધરૂપી સમુદ્રમાના અમૃતના બે પિંડ સરખા જાણે ધોળા હોય એવા અને ચદનના મર્દનથી સુદર એવા બે ખભાવડે તે લક્ષ્મીને ધારણ કરે છે ૪૩.

રાજાએ ચદનની સુંદર રેખ લલાટરૂપી પટ્ટમા ધારણ કરી છે તે મુખ કમળમાં રહેવી સારી વાણીરૂપી દેવીને દેવાર્ચન કરવા સારૂ સ્ફાટિક બિંબની રચના જેવી લાગે છે ૪૪.

× તામ્રપર્ણી નદી રત્નાકર ભરેલી છે માટે

એનું શરીર ચંદનના લેપવડે હિમાચળના જેવું ઊંચું લાગે છે. તે જાણે જગતમાં પેદેલા સૂર્યના કિરણના તાપની શાંતિ સારૂ ચંદ્રની કાંતિએ આલિંગન કેમ કર્યું હોય ? ૪૫.

શૃંગાર રસના સમુદ્રના તરંગ સરખી અને કામદેવરૂપી વિદ્યાધરની તરવાર જેવી સ્ત્રીની વેણી (ચોટલો) તે વિલાસી રાજા ન્હાયા પછી સમારે છે. ૪૬.

કુંતલ રાજાની છાતી ઉપર ચંદનના પરેણાનું ટીલું શોભે છે તે લક્ષ્મીના ઝાંઝરના શબ્દવડે મુખરૂપી ચંદ્રમાંથી સરસ્વતીનો હંસ જાણે કેમ અવતર્યો હોય ? ૪૭.

એ રાજા દંડક થવા સારૂ હસ્તકમળમાં ચક્ર સરખું કમળનું પાંદડું અને બીજા હાથમાં વિભ્રમનું કમળ ધારણ કરે છે તે જાણે શ્રીકૃષ્ણનો પાંચજન્ય શંખ કેમ હોય ? ૪૮.

એ કમળનયન રાજાના વક્ષઃસ્થળમાં રહેલી ચદનના પંકની લેખા શોભે છે તે જાણે મુખમાં રહેલી સારી વાણીરૂપ દેવીના હંસના મુખમાંથી પડી ગયેલ કમળતંતુ કેમ હોય ? ૪૯.

. ફેલાતા એવા પાણીના છાટાને બ્હાને જાણે હિમનો વરસાદ દેખાડતાં હોય અને સ્ફાટિકની જમીનવડે ચારે કોર હરી ગયેલ હિમ જાણે ઉરાડતાં હોય-(" એવાં ધારાગૃહમા વાસ કરે છે " એમ ૫૪ મા શ્લોક સાથે સંબંધ છે.) ૫૦.

શોભાયમાન એવાં કેવડાના પાદડાંની રચનાવડે અને હજારો ઘંટા વડે જાણે લાંબા દાતવાળા હોય ‘ અને વાદળાં સરખાં કાંણા વગરનાં કેળનાં પાંદડાં બાંધ્યાં છે તેથી જેમા સર્વ દેખાતો નથી એવાં— ૫૧.

ગોખના જાળીયામાંથી નીકળતી સ્વચ્છ અને છેદ વગરની સમૂહને બ્હાને તપાટ ન આવવા દેવાને સીકલી લેવા માટે છાંટાની હારને ચલાવતાં હોય— ૫૨.

અત્યંત ઠંડકને લીધે જાણે સંકોચાઈ ગયાં હોય એવાં સૂર્યનાં કિરણોએ જેનો પૂર્વે સ્પર્શ નથી કર્યો એવાં અને ઉનાળામાં પણ જેમાં પેશી ન શકાય એવાં અને હેમત ઋતુનો જીવ બચાવવામાં સમર્થ એવા જાણે બ્રહ્માએ બનાવ્યાં હોય. ૫૩.

પગના અળતાના ચિહ્નોવડે કોઇ સ્ત્રીએ ક્ષણે ક્ષણે જાણે કમળપત્રવડે પૂજા કેમ કરી હોય ? ૧૭

લટકેથી કઠ વાકુ રાખ્યુ છે જેણે એવી પૂર્ણ ભાવવાળી કોઈ સ્ત્રીને રાજાએ જોઈ તેથી કામદેવરૂપી ભીલના બાણથી વીંધાએલી મૃગની જેમ તેમ તે મૃગનયની મૂર્છા પામી ૧૮

વારવાર ભ્રૂવલ્લીથી લટકો બતાવતી અને અપાર લાવણ્યના રસમા ઉંચી ન્હડી ગએલી કોઈ ઉત્તમ સ્ત્રી કટાક્ષરૂપી રગભૂમિ ઉપર ન્હડેલા કામદેવને નચાવે છે ૧૯

બગાસા વખતે કોમળ હાથવડે ટચકારી વગાડતા વગાડતા કોકસ્ત્રીએ રાજાને પ્રીતિ ઉત્પન્ન થયા વગરનો જોયો તેથી તે અતિ કોપવડે જાણે કામદેવનો તિરસ્કાર કરતી હોય ૨૦

કોઈ શરદ્ ઋતુના ચદના અજવાળીયા જેવી ગોરી સ્ત્રી રાતા પથ્થરના ગોખની કોર પાસે ઉભેલી તે પોતાને પ્રગટેલી ઝાળવાળા કામાગ્નિમાં ચરની ચાહુતી થયેલી જેવી જણાવે છે ૨૧.

કુતળ રાજા અભ્યાગત (મેમાન અને પાસે આવેલા) થયાથી તેનું આતિથ્ય કરવાને જાણે ઉઠેયો હોય એવા કામદેવે યોજેલી કોઈ સ્ત્રી લાબી કટાક્ષની માળા તૈયાર કરતી હતી ૨૨

હાર ત્રુટ્યો એ પણ તું ગણકાર્યા વિના ચાની જાય છે ઉપરનુ લૂ. ગ. પડી ગયા છતા પણ તુ ઉભી રહેતી નથી, અને હોલ લુગડુ નીકળી ગયુ છે તેની સભાળ વગર પણ તું દોડી જાય છે ૨૩

તું જે વેગે કરીને રાજાની સામી ગઇ છે તેથી ભૂષણ વગરની છતા પણ તે દૂષણ નથી પરતુ આશ્ચર્ય તો એ છે કે ઉંચા સ્તનના ભારના ગર્વથી લીધી છે તોપણ કાંચળી પડી મુકી દે છે ૨૪

સીધા માર્ગમાં પણ પડી જવાને બ્હાને ત્હારૂં મુખ ઉછળતા મુખના શબ્દવાળુ કેમ થઇ ગયુ છે ? હે મુગ્ધે ! આ ઠેકાણે કુમારીઓ પણ કળાઓ વડે કામદેવની સ્ત્રી રતિને જીતી જાય છે ૨૫

જરૂર હે કમલાક્ષિ તારા ઉપર કામ ન્હડયો છે કેમકે જે તું આ ઓકો લગાવેલી ઉતાવળી ઘોડીની પઠે ઉતાવળે પગે ચાલી જાય છે તે ૨૬.

ઉછળેલાં અંગવાળી તુ અમને (રાજાને) જેવામાં વિઘ્ન પાડવા આગળ જઇને ઉભી છે. પણ ગોખમાં બેઠેલી બીજી સ્ત્રીઓને તું ખારીલી શું કરીશ? ૨૭.

હે આકળી! તું કેટલાક નખના ઘા દેખાડતી તીવ્ર મદ શા સારૂ ધરી બેઠી છે, કામદેવના જયનાં અસ્ર જેવાં અર્ધ ચંદ્રથી કેનાં અંગ ચિત્રેલાં નથી? ૨૮.

તારામાં ડહાપણનું અભિમાન હમેશ રહ્યું છે-તો તું કોઇ રીતે પણ રાજાની આરાધના કર, અને કામદેવના નામથી ચિહ્નિત થએલી એવી વર્ણમાળા સોનાના પત્રામાં અર્પણ કર. ૨૯.

સંભ્રમ સહિત બે ભ્રમરોને નચાવી રહી છે એવી પુરની સ્ત્રીઓનાં વિલાસનું ધનુષ આગળ કરીને આનંદ સહિત (બોલાતાં) એવાં વચનો રાજાએ સાંભળ્યાં. ૩૦.

એક સ્ત્રી કાનને કઠોર લાગે એવી વાણીવાળી સાસુને પછવાડેથી વારંવાર મનાઇ કરતી જોઇને કરેલા પુણ્યવાળુ વેસ્યાપણું ગણતી હવી. (વેશ્યા થવું સારૂ માન્યુ). ૩૧.

થાક ઉતારી દેવાથી કામદેવને ધનુષનો શ્રમ બતાવનારાં ધારાગૃહમાં મૃગનયનીઓ સાથે મધ્યાન્હ સમયે મધ્યમ લોકના રાજાએ વાસ કર્યો. ૫૪.

ચોલદેશનો નાશ કરનારો (રાજા) ચંદન (લેપ)થી ધોળાં થયેલાં સ્ત્રીઓનાં સ્તનમંડળમાં જેને ત્રણે જગત્ નમી રહ્યું છે એવા કામદેવ રાજાનું ચક્રવર્તીપણું માને છે. ૫૫.

હિમાચળના શૃંગથી અધિક શીતળ એવાં ઉત્તમ સ્ત્રીઓનાં કુંભ સ્થળ જે વિલેપને કરીને ચોતરફથી ધોળાં થએલાં છે તેના ઉપર પોતાનો ચોર એવો દાહ તેને મટાડવાને પંડિત થયો. ૫૬.

સ્ત્રીઓનું લેપ વગર (પણ) શીતળ અંગ વાયુ પાટલ વૃક્ષ વડે વિપાટલ (સુગંધ રહિત) અને કામદેવનું વીરવ્રત પાળવા સારૂ તેનામાં ઉપડેલી મલ્લિકા સામેલ થઈ. ૫૭.

સ્ત્રીઓના કાંતિજળે છેતરેલા એવા હંસો તે જે (વાવ્ય) ના દૂધ સરખા સુંદર જળમાં પડીને પછી બીજે ઠેકાણે દૂધ પાણીના ભાગ કરવા સારૂ ઉત્સાહ ધરાવતા નથી. ૫૮.

જ્યાં ભ્રમરો જેમાં ગુંજાર કરે છે એવાં કમળોમાં હંસ બેઠા છે તે શોભે છે તે જાણે સ્ત્રીઓ પાસેથી ઝાંઝરના નાદ ગ્રહણ કરીને પોતાનું લીલાગમન સમર્પણ કરીને કેમ બેઠા હોય ? ૫૯.

સ્નાન ક્રીડા કરનારી રાજાની સ્ત્રીઓને જ્યાંનાં કમળોએ મુખરૂપી ચંદ્રબિંબ સાથે વિરોધ ન આવવા દેવા જાણે લક્ષ્મીને પગ તળે કેમ સોંપી હોય ? ૬૦.

નિમ્નભાગને લીધે પ્રગટતા તરંગમાં હીંચકા ખાતા અને બોલતા સારસ પક્ષીઓ જેમાં છે એવી એ લીલા વનની લાંબી વાવ્યમાં એ રાજા એ સ્ત્રીઓ સહિત રમણ કરે છે. ૬૧

વીસામો ખાધેલી સ્ત્રીઓના હાથમાં રહેલો ધારાયંત્ર તથા રાજાના હાથમાં રહેલ કમળ પલ્લવનું પાંદડું તે કામદેવના બાણની મિત્ર એવી કાળી ઢાલની શોભા ધરે છે. ૬૨.

રાજા રૂપી ચંદ્રના શરીરના લાવણ્યના જળમાં રહેલું જે કામદેવના

વાહનનુ માછલુ તેને (પકડવાના) કામની વાકા સ્રીના કરવત્રની લામી ધારા ઉત્પન્ન કરે છે. ૬૩.

તે રાજહસ (સ્ત્રીઓના) હાથમા યત્રથી મૂકેલી ધારાઓ રૂપી લતાના પાંજરામા આવી ગએલો તેને જાણે બેટરૂપ ગણીને સ્ત્રીઓએ કામદેવરૂપી રાજાના હાથમા મુકી દીધો હોય શુ ? ૬૪.

તે વીરમાં એક્કો કરયત્રના જળની ધારાઓવડે સ્ત્રીઓએ આકુળ વ્યાકુળ કરી નાખેલો તેને કામદેવે ધનુષ ન્હડાવીને એ ધડકા શીખવાનુ નિશાન બનાવ્યુ ૬૫

રાજાની ધારાના જળથી સુદર સ્ત્રીઓના સ્તન ઉપરનો લેપ ધોવાઇ ગયેલો હોવાથી કામદેવે હૃદયમાનો રાગ નીકળી જશે તો એવી શકા લાવીને મજીઠના રગ જેવો રાગ (પ્રીતિ) કર્યો ૬૬

રાજા પોતાના હસ્ત કમળની યત્ર ધારા સ્ત્રીના કપોળ ઉપર નાખતા ચદ્રમા ઉપર કિરણનો દડ નાખતો સૂર્ય હોય એવો શોભે છે ૬૭

સોનાના શખ જેવા ડકવાળી સ્ત્રી વાકી વળીને અને રમતમાં લોચી આઇને કામદેવની તરવાર હોય શુ એવી રાજાએ મુકેલી અને કડ તરફ આવતી પાણીની ધારાને વરોળી જાય છે ૬૮.

ક્રીડા તળાવડીના પાણીને સ્ત્રીઓના સ્તન ભાગ ઉપરની પત્ર રચનાની કસ્તુરીના ગારાવડે ચિન્હવાળા અને વરસાદના જળની ભ્રાંતિને લીધે ચળાયમાન થએલા હમોના હાસ્યવાળા કર્યા ૬૯

રાજાની રાણીના સ્તનના કેસરવડે વાવ્યનુ પાણી રતાશ પામ્યુ તે ક્રીડા કરવાને બુડેલા કામદેવના હાથીના માથાના સિંદુર સરખુ શોભે છે. ૭૦.

ક્રીડા કરવાની આગણામાની વાવ્યના (પાણીના) તરગોની સાથે ભેળાઇ ગયેલી કપુરની રજ, શિવજીના ક્રોધરૂપી અગ્નિને શાત કરવા સારૂ પાણીમા પેઠેલા કામદેવની ભસ્મ હોય એવી શોભે છે ૭૧

આશ્ચર્ય છે કે કૃષ્ણાગુરૂના ધૂપના ધુમાડાથી કમળનયનીઓના વાળે તો આર્દ્રતા મુકી દીધી ( સુકાઈ ગયા ) પણ કામદેવ આ તુ આર્દ્રપણુ પામ્યો. ૭૨.

પુલનો બગીચો પામે નથી તેથી કામદેવના ભાથાનો ભાગ ઓછો થયો તેથી તેણે સ્ત્રીઓના ઉધરેલા મોગરાના પુલનાઝા ચોટલાના બધમા ધૈર્ય બાધી રાખ્યુ ૭૩

મોજાવડે જેમાથી કાજળ ધોવાઇ ગયુ છે એવાં રાજાની સ્ત્રીનાં નેત્રો શરાણે સજેલા કલક (ડાધ) વગરના કામદેવના હથીયારની મિત્રાઇ પ્રગટ કરે છે (તેના જેવા છે.) ૭૪.

જળ ક્રીડામા ધોવાઇ ગયેના કેસરને લીધે તે સ્ત્રીઓના અગમાં થએલા નખક્ષત ખુલ્ના દેખાઈ આવે છે તે શૃગાર સમુદ્રના કાઠા ઉપરનાં પગ્વાળાંના વૃક્ષની ઝટા ધારણ કરી રહ્યા છે ૭૫

તે પછી કુંતલ રાજા રાણીના લમણા ઉપર પાદડા તથા વેલની રચના કરે છે (તે વખ્તે રાજાને) શોકયોએ પીંગળ લમણાના ભાગ ઉપર ફેલાએલા આસુવડે જણાએના કટાક્ષવડે અર્ધું તાડન કર્યુ ૭૬

રાજા પોતે જ્યારે કૌતુકથી ઉંચી કરેલી ડોકવાળી પ્રિયાનો ચોટ્લો ચણે છે ત્યારે પરસ્ત્રીઓ વધી પડેલી ચિતાના તાપવડે તપી જતા કપોળને હસ્તકમળના સાથરામા મુકીને બેઠી છે ૭૭

રાજા વસત ઋતુમા વિરામથી ગળી ગએના પરાક્રમવાળા કામદેવનું શૌર્ય એવા અનેક ચરિત્રો વડે ગુથતો થકો જાણે ઠડક ચોપી કાહાડતા સ્ત્રીના અગના સગ વડે વૃદ્ધ એવા ગ્રીષ્મના ગર્વને પણ જીતી લેતો હવો ૭૮

ઇતિ શ્રી ત્રિભુવન મલ્લદેવ વિદ્યાપતિ કાશ્મીરક ભટ્ટ શ્રી બિલ્હણના કરેલા શ્રી વિક્રમાકદેવચરિત મહાકાવ્યના ગુજરાતી ગદ્ય ભાષાતરમા બારમો સર્ગ સમાપ્ત થયો

# સર્ગ ૧૩ મો.

જગતને તપાવનારો ( ગ્રીષ્મ ) પ્રતાપને ઉંચાઇએ ચ્હડાવીને દાહની ભસ્મવડે જાણે કૃત કૃત્યતા દેખાડતો હોય એમ યશ દાખવીને પોતાનું પરાક્રમ બતાવવાથી પાછો હઠ્યો ( બંધ કર્યું. ) ૧.

તીક્ષ્ણપણું કરીને, દિવસો ગયા, અને તેણે ( હવે ) પ્રતાપની હાનિ થવાથી પ્રેમાળપણું ધારણ કર્યું. પરને તાપ કરવાનેજ પરાયણ થએલા ( પુરૂષો ) અભ્યુદયનું સ્થાન ક્યાંથી થાય ૨.

દાવાનળથી બાળેલા વનની ભસ્મથી પર્વતો પીંગળી કાંતિવાળા શોભે છે, તે જાણે ખોળામાં રહેલા બાળક વૃક્ષોના ક્ષય થવાથી વૈરાગ્ય વશ થઈને તપસ્વિપણાને પામ્યા હોય ? ૩.

તપાટ થકી પ્રાપ્ત થએલી [1] કૃશતાની સપત્તિવડે નદીઓના નિતંબ ભાગમાંથી નીકળી પડેલી જાણે મેખળા કેમ હોય એમ અસ્પષ્ટ ઉચ્ચાર કરતી નાનકડા હંસની પંક્તિઓ શોભે છે. ૪.

આખી પૃથ્વીમાંનો રસ પીને અતિ ધીંગાપણું જાણે ધારણ કર્યું હોય તેથી તેવા સૂર્યના ભારે જાણે ઘોડા હળવે હળવે ચાલતા હોય તેથી અનુક્રમે દિવસો લાંબા થયા છે. ૫.

અતિ લાંબું થઈ પડેલું કૃશત્વ પામેલી બીજી ( નદીયો ) ચાલવાને એક પગલું ભરી શકતી નથી માન સમુદ્રના આલિંગનનો ઉત્સવ હેમાચળમાંથી નીકળેલી નદીઓજ મેળવી શકે છે ૬.

ઉત્તર ભૂમિની નદીઓ હિમાલયમાથી ઝરતાં ઝરણાનુ પાણી પોતાની સાથે લેતી ચાલે છે. તે જાણે અનેક નદીઓના વિયોગથી તપેલા સમુદ્રને શાંતોપચાર કરવા સારૂ લઈ જતી હોય. ૭.

નદીઓ જેની કૃશતા સ્પષ્ટ જણાય છે અને પરિતાપે કરીને સંકોચાઈ જતી પંક સહિત કમલિનીનાં પાદડાના ચિહ્નથી વર્તાતી એવી થઈ છે. તે જાણે સમુદ્રના સમાગમનો લાભ મળતો નથી તેથી તે વિયોગને યોગ્ય એવી દશા ભોગવે છે. ૮.

---

૧ દુબળાપણું

પાંથ પરબ પાનારીએ ઘડાની શુદ્ધિથી ખુલ્લાં કરેલાં સ્તન દ્વય ઉપર દૃષ્ટિ જોડે છે. ( તેથી ) તુંબમાથી પડતી અને મ્હોંમાં જાય છે તોપણ જળધારાને જાણતા નથી. ૯.

પાંથો તેના (પરબ પાનારીના) અધરપાનના લાલચુ છે. તેથી તેણે રેડેલુ અને લોધ્ર વૃક્ષની સુગંધીવાળુ પણ પાણી અનાદરથી માડમાંડ પીયે છે ૧૦.

નિરંતર પાટલ[1] વૃક્ષરૂપી અધરમા ભટકાએલા અને ઉડેલા દાવાનળના ભાઈ સરખા વાયુઓ તે ઘાટી ઉનાશના સગી એવા ઉનાળાના વાયુ હોય એમ ક્રમ થકી રમણ કરી રહ્યા છે. ૧૧.

ગ્રીષ્મઋતુની મ્હોટી ગરમીનો અહંકાર આયુષ્ય વગરનો થયો ત્યારે ઉભાં થએલાં રૂવાટાવાળાં વિલાસીજનો, સ્તન મંડળમાં ચોપડેલા ચંદનના લેપથી વિપ્ર થએલી પ્રિયાના આલિંગનનુ સુખ દિવસે પણ અનુભવવા લાગ્યા.૧૨.

પરસ્પરના શ્વાસના વાયુ ભટકાવાથી કપોળમાં રહેલા જેનાં પરસેવાનાં ટીપાં ત્રુટી ( સુકાઈ ) જાય છે એવા વિલાસિઓ મિશ્રિત થએલા અન્યોન્યના ભુજવડે પ્રદોષ સમયે પણ સુવે છે ૧૩

કમળ વગરની, ચંદન વિનાની, વિલાસથી નુયાએલી એવી પથારીનો સારી પેઠે આશ્રય કરતી મૃગનયણીઓ ધીરે ધીરે ઉનાળાના પ્રતાપની ઘાટી હાનિ દેખાડવા લાગી ૧૪.

એ સમયમા રાજાએ વાદળાનો કટકો સર્વ મંડળને મળી ગએલો દીઠો તે જાણે કુંડળવાળુ અને કપાટથી અર્ધ નીકળી આવેલુ વર્ષાકાળનું માથુ હોય નહીં ? ૧૫.

ઉનાળાએ જેની જળની સંપત્તિને ખતમ કરી નાખી છે એવી આકાશગંગાનો દેવતાઓએ પાણી જેવાની ઇચ્છાથી જાણે અંદરથી બ્હાર કહાડેલો ગારો ( ગાળ ) હોય એવો બાળક મેઘને રાજાએ દીઠો ૧૬.

હળવે હળવે વૃદ્ધિ પામેલા મેઘને જોઈને કૌતુહળવાળા ચપળ નેત્રવાળી અને ખોળા રૂપી ખાટલામાં સ્થાન કરેલી ( બેઠેલી ) પ્રિયા પ્રત્યે રાજા બોલ્યો ૧૭.

---

૧ પાટલ નામની વનસ્પતિ

હે સુભ્રુ ! આકાશ રૂપી અરણ્યની તમાલ વૃક્ષની પંક્તિરૂપ પર્વતોના મસ્તક ઉપર વાળની હાર જેવી અને વીજળીરૂપી દીવાની મશ સરખી નવી વાદળની મંડળીને જો ( તો ખરી ). ૧૮.

હે ચપળ નેત્રવાળી ! વાદળાં આડાં આવી જવાથી સૂર્યનું મંડળ મલિન દેખાય છે. તે વીજળીના દીવામાંથી પેદા થતી મશ લેવા સારૂ વ્યગ્ર થએલી વર્ષાઋતુએ મુકેલી તાવડી જેવું લાગે છે. ૧૯.

હે મૃગાક્ષિ ! વિદ્યાધરની સ્ત્રીઓના આગ્રહથી થએલા ગમ્મતના કૃષ્ણાગુરૂના ધૂપના મંડળવડે જાણે ભ્રમરાઓની કાળપ સાથે એકમેક થઈ ગયો હોય એવો મેઘ બહુપણાને પામ્યો છે તે તું જો. ૨૦.

આ મેઘે ખરેખર સમુદ્રમાંથી વિચિત્ર રત્નના કોટાથી દાંતવાળુ થએલું પાણી ભેળું કરેલ છે. કેમકે તે વિના તેણે અનેક રંગથી ગુંથેલું ઇંદ્ર ધનુષ ક્યાંથી ઉત્પન્ન કર્યું. ૨૧.

નક્કીજ ( મોરે ) કોળીયો કરવાને પકડેલા સર્પની ફણ ઉપર પ્રકાશી રહેલાં રત્નો જે કે મેઘની સામાં ઉંચાં મુખ કરેલા મયૂરોના મ્હોમાંથી ઉડેલાં છે તે વડે ઇંદ્ર ધનુષ રચ્યુ છે. ૨૨.

મેઘ પર્વતોના નિતંબ ભાગ ઉપર શોભી રહેલાં લીલાં કપડાંની ભ્રાંતિવડે ભીલના ઘરની હાર્યોમા પડીને લઈ લીધેલા સ્વચ્છ ભાલાંની બરોબરી કરનારા થયા છે. ૨૩.

હે કૃશોદરિ ! કુદરતી કનાતરૂપ આ મેઘ વીજળી રૂપી વહુના નૃત્ય રૂપી એકાંત સ્થળમાં તપાટથી તપેલા આકાશમા ટપકતા જળવડે આર્દ્ર થએલા છેડાવાળા ( આમતેમ ) ફરે છે. ૨૪.

હે મનોહર શરીરવાળી મ્હોટા મેઘરૂપી પથ્થરની પાટ્ય ઉપર કામદેવ જે બાણ સજે છે તે શરાણમાંથી નીકળતા અગ્નિના તણખાની રચનાને વીજળી સેવે છે. ( ધારણ કરે છે. ) ૨૫.

આ મેઘ સમુદ્રની મધ્યમાં વસતા પર્વતોના કુશળ ખબર લઈને જાણે આવ્યા હોય એથી મયૂરનો નાચ શરૂ કરાવતા થકા પર્વતોના શિખર ઉપર ગર્જના પ્રગટ કરે છે. ૨૬

હે કમલમુખી ! ત્હારા વાજે ઓતી લીધેના મોર ખરેખર પોતાના જીવિતને પણ અકારૂ કરે છે, જેથી તે બાણુ મળવાની (પડવાની) આશાથી જાણે ઈંદ્રધનુષની સામા થવાને ઉત્સાહિત થાય છે ૨૭

વર્ષાઋતુએ મુકેલા ધનુષો જીતવાની ઈચ્છા રાખે છે ત્યા તે ઈંદ્ર ધનુષ ક્યાં બ્હાદુરી બતાવી શકે હું જાણુ છુ કે હાલમાં હે માનિનિ ! કામદેવનુ ધનુષજ અનુલ્લધ્ય શાસન છે (જય પામે છે) ૨૮.

આ (સૂર્ય) સમસ્ત પૃથ્વીનો રસ અતિ ઉત્કૃષ્ટતાથી ખેચીને ઉનાળાની હુશીયારી દેખાવે છે એમ જાણે માનીને મેઘ ચળકતા અને અતિ આકરા વીજળી રૂપી હાથ વડે સૂર્યને તરછોડતો હોય શુ ? ૨૯

હે મૃગાક્ષિ ! ઉનાળાના મિત્ર સૂર્યની પણ કાંતિ જે મંડળના મધ્ય ભાગમા પેઠેલી છે તેને હારી નાખવા સારૂ મેઘ ચદ્રમાને ગોધી રાખે છે એમ હુ જાણુ છુ ૩૦

ત્રણ જગતને સુધી કાહાડનાર ઉનાળાને ક્રોધ થકી રમતનો કોળીયો કરીને આ મેઘ આણીકાર બગલાની હારવડે મુખમા રહેલી તેના (ઉનાળાના) હાડકાની માળા હોય એમ દરસાવે છે ૩૧

હે સુભ્રુ ! તારી પાસેથી ત્રણે જગતમા દુર્લભ જેની રચના છે એવી ગતિનું શિક્ષણ મેળવીને દેવતાઈ હસોની મડળીમાં મ્હોટાઈ મેળવવાના લોભથી જાણે હસ માન સરોવર તરફ જાય છે ૩૨

ઈંદ્ર ધનુષનુ સુજન કરનારા મેઘના સમૂહથી બિંદુઓ પડે છે ત્યારે હસોજ ભાગે છે તે જાણે ચાવની આંગળીવાળા ધનુષના મુખથી ગોળીઓ (પડવાની) શકા રાખીને ભાગતા હોયશુ ? ૩૩

મોરની ચાચના પડીયામા છુપાવેલા અને કોમળ એવા ટોકારથી પ્રકાશ થઈ ગયા એવા પાથની સ્ત્રીના ઉનાશવાળા નીશાસાએ દૂષિત કરેલા એવા કણ (જળકણ) માંડ માડ પૃથ્વી ઉપર પડે છે ૩૪

હે સુભ્રુ ! નવાં મેઘનાં ટીપા પૃથ્વી ઉપર પડ્યા છે તે મોરના બચ્ચાં પોતાની ચાચની અણિથી લેવાની ઈચ્છાથી ઉતાવળ કરે છે પણ અભ્યાસ ન હોવાને લીધે તે લઈ શક્યાં નહિ તેથી તેઓએ તેને અપમાન્યાં ૩૫

[1]પર્વતના મધ્ય ભાગમાં ખડ વેરણુતો થકો અને જળ વગરનાં (વાદળાં વડે) સ્ફુરણાયમાન થતા ધીર એવા મૃદંગના નાદ કરતો થકો એવો વર્ષા ઋતુનો આગમ ખોળાની લીલાથી ચળાયમાન થયેલી વીજળી રૂપી દીવાવડે ઉનાળાને શોધે છે. ૩૬.

મેઘ લોદા સરખા કાળા ખડના ખંડમાં રહેલા ઇંદ્રગોપ[2] નામના જીવડા જેમાં હરફર કરી રહ્યા છે એવી પર્વતની જમીનમાં જાણે ઇંદ્ર ધનુષ પડી ગયું હોય એવી ભ્રાંતિથી વ્હેમાએલી વીજળી રૂપી આંખવડે જોતો થકો નમે છે. ૩૭.

આ વરસાદની ધારાનો ટગલો આકાશનાં કમળના સમૂહની લાંબી દાંડલીના સમોવડીયાનો ડોળ કરનારો અને ઉપરાઉપર પડતા કામદેવના લોઢાના બાણો સરખો પડે છે. ૩૮.

હે નતાંગિ ! આ વરસાદના આગમન રૂપી લુહાર કામદેવનાં શસ્ત્રોને પાણી ચ્હડાવે છે, અને તે માટે કાળા અગારની શોભા ધરનારા વરસાદના મધ્યમાં વીજળી રૂપી અગ્નિ સળગાવ્યો છે. ૩૯.

ત્હારા પ્રિય અને ઉનાળાના મિત્ર સૂર્યે તમામ જળ સીકવી દીધું છે એમ ક્રોધે કરીને મેઘ ધારા રૂપી ધોકા વડે જાણે કમલિનીને વીજળી ઉપર તાડન કરતો હોય ૪૦.

હાલમાં હલકી નદીના સમાગમમા જેણે પડણ કરી છે એવા સમુદ્રને જોઇ મ્હોટી નદીઓ એકદમ માર્ગ છોડીને નીચ એવા બીજા નદમા પડે છે. ૪૧

હુ માનું છુ કે જળ ભરેલા આકાશમાથી નમતી (પડતી) થકી અને નીલકમલની રચના જેવી નિર્મળ એવી મેઘમાળા બધે ઠેકાણે ગારો જોઇને પર્વતની ઉપલિ ભૂમિ ઉપર સ્થાન કરે છે ૪૨.

નકીજ ગર્જતા વાદળાવડે સમુદ્રની કોઈ વાતથી કોપાયમાન થએલી નદીયો તરતજ મલિન થઇને વ્હેવા લાગી, તેમ સમુદ્રમા પણ ગોકીરો અને જાડી જાડી લેહેરો ઉઠવા લાગી ૪૩.

---

૧ જેમ કોઈ ખોવાએલા ઢોરને શોધવા સારૂ ખડ વેરણે, ટોલ પીટાવે, અને દીવા કરે તેમ

૨ સ્થળ અને માણસના ઓળખાણમા એ શબ્દ જુઓ

નદી પતિ ( સમુદ્ર ) ના સમાગમ માટે ઉતાવળી દોડેલી નદીઓને પર્વતની નદીઓ વચમા માર્ગ રોકી રાખવાથી મ્હોટા શબ્દોવડે જાણે સમુદ્ર જેવી બની જાતી હોય ? ૪૪.

હે અધરલોચને મ્હારા મુકેલા જળ વડે કેટલી પૃથ્વી ખોદાણી એ પરીક્ષા કરવા સારૂ મેઘ પૃથ્વી ઉપર જળની ધારાઓની સાથે જાણે સળી ( માપવાની ) ફૂંકે છે. ૪૫.

નદ, મદવાળી લેહેરોવડે આણીકોર તેણીકોર પાણીના છાટારૂપ મોતીઓ ફૂંકતા થકા સમુદ્ર પત્ની ( નદી ) ઓને છેતરવા સારૂ માર્ગોમાં સમુદ્રને વેષે ફરે છે. ૪૬.

હમણા રાતમાં અભિસારિકા સ્ત્રીઓ ગારાથી ચીકણા થએલા માર્ગમાં પગ લપસવા વખતે વીજળીની સડને સોનાની લાકડીની શકા વડે પકડવા જાય છે ૪૭.

હે નતાગિ ! ત્હારૂ ક્રીડા કરવાનું તળાવ, (પોતામા) પ્રતિબિંબ થએલો અને ( પોતાની ) તમામ જળરૂપી સમૃદ્ધિ ખુટી જવાથી યાચકપણુ જાણે ધારણ કરતો હોય એવા મેઘને તરંગરૂપી દંડાવડે મારે છે. ૪૮

વાદળાઓએ કાળાતરે સમુદ્રનુ જળ નક્કી લઇ લીધુ છે તે સાર તેવુ જળ સમુદ્રની સ્ત્રી ( નદી ) ઓ કસમસાટ કરીને લઇ લે છે. ૪૯.

સમુદ્રે કોઇ પણ વ્યાજને દરશાવે મેઘને જળ સોપ્યુ છે તે પાણી મહા પર્વતોના દસ્તરો પથ્થરોવડે શોધીને સમુદ્રની સ્ત્રી (નદી) ઓ લે છે ૫૦

હે બાળ મૃગાક્ષિ ! છિદ્ર વગરનો રમ વધારીને આ (મેઘ) નદીઓને મ્હારા અગના સગવાળા કરે છે એમ નક્કી ( માનીને ) સમુદ્ર ખાવી આવેલા મેઘને ડુલાવે છે ૫૧.

હે મૃગાક્ષિ! વીજળીની ગરમીથી કાળો પડી ગએલો મેઘ છુપાઇ જઇને શુ પૃથ્વીના કપાળનો રંગ બની ગયો છે ? અને જે ઉગેલા કાળા રંગના ઝીણા ખડવડે તદ્દ દીધેલા ઘડપણવાળી થઇ છે શુ ? ૫૨.

હું નથી જાણતો કે તેની અપકીર્તિ ( અમરસ આખી પી ગયા એ ) નદીના પતિ (સમુદ્ર)ની કયે સમયે ઉભી થઇ હશે ? કુભસભવ (અગસ્ત્ય)

જો આજ તેની સ્ત્રીઓ (નદીઓ)ની પણ સામે આવીને ઉભો રહે તો હુ તેને નમસ્કાર કરૂ. ૫૩.

વરસાદનું મંડળ, આકાશમાં રહેલી વીજળીના ગર્ભ સમયની ઈચ્છા (દોહદ) ના ગારા સરખી કાંતિવાળું શોભે છે તે જાણે તેમાં કલકનુ પ્રતિબિંબ પડયું છે એવાં આકાશમાંથી ઉતરેલાં પાણીનું જાણે ગરણું હોય ? ૫૪.

સૂર્યનો સારથિ હમણાં નક્કી ઘોડાઓને ખેંચી રાખે છે કેમકે જ્યારે નીલી એવી મેઘની પંક્તિમાં થઈને તે જાય છે ત્યારે સ્વાભાવિક લીલા છે. એમ આંહી કેમ જાણવામાં આવશે એવો ભય રાખે છે તેથી. ૫૫.

હે મેઘ! જરૂર (તું તારી પ્રિયા વીજળીને નથી દેખતો તેથી આ તારો પગલે પગલે રોવાનો શબ્દ (થાય છે) તો વિયોગિ વર્ગ ઉપર ત્હારી દયા પણ ઉત્પન્ન થતી નથી એ અહો મહા આશ્ચર્ય છે. ૫૬.

હે મેઘ! જરૂર ત્હારા ખોળામાં લાડ પામેલી વીજળી પારકાની પીડા જાણતી નથી, નહીતર પાથની સ્ત્રીને અતિશય કનડતાં તુને કેમ નથી વારતી ? ૫૭.

હે નવા મેઘ! કોઈ રીતે (ત્હારો) પ્રિય આવે છે (એમ તુ જણાવે છે) પણ અમે નક્કી તારા ઉપર ભરોસો રાખતા નથી કેમકે તું વારંવાર વિષ્ણુપદ (આકાશ તથા સોગન ખાવા સારૂ વિષ્ણુના પગ) નો સ્પર્શ કરીને પણ તુ ત્હારા કાર્યનુ તાત્પર્ય કરવા સુકતો નથી (પુરૂં કર્યા વગર રહેતો નથી) ૫૮.

હે ઘન! કેવળ ત્હારી બાહારથીજ કાળાશ નથી પણ ત્હારૂ અંતર પણ મેલુ છે કેમકે પાથની સ્ત્રીઓના વધનુ પાપ કરવામા તુ કામદેવનુ ૫૯.

જે તું સૂર્યના રથના ઘોડાની લગામ રૂપી સર્પ ખાધા વગરનો થઇને (તેનો) માર્ગ રોકી રાખે છે તે તુ પર્વતના મસ્તકનો સગ કરનારો હોઇને જે નિરને હરનારી ઔષધિની સોમન થાય છે તો ફળ છે ૬૨

હે મેઘ! તું જરૂર સમુદ્ર સબધિની કોઈ પણ વાતથી ઇંદ્રના હાથીની દોસ્તી પામ્યો છે કે જેથી આકાશમા ફરતા તુંને ઉચરડી નાંખવાને ઐરા વત હાથી આગ્રહ કરતો નથી ૬૩

હે મેઘ! આજ બકવુ બસ (કરવુ જોઇએ) કાતરાના ઘવાડા જેવો રાખોડા રગનો તું જે સેંકડો મૃત્યુને ફેંકી દઇને જે ગર્જના કરે છે તે પ્રવાસી જનની સ્રીઓનુ કોઈ ઉત્કટ પાપ ત્હારો ઉપકાર કરનારૂ થાય છે ૬૪

હે કલાવતિ! કામદેવ રૂપી જ્વરથી પીડાતી પ્રોષિત ભર્તૃકા સ્રીઓમા ઉદ્ધત ધ્વનિવાળા મેઘને વગર અટકવે કર્મા આસુ આવી ગયાં છે એવી રીતે ગળગળે શબ્દે આ રીતે કહે છે ૬૫

હે મેઘ! તારી વીજળી ક્ષણુમાત્ર હો અથવા ચાહો, અને નિત્ય ખોળા રૂપી પલગમા પડી રહો (પણ) ત્હારી ગર્જનારૂપી નગારા વિના વગેમાર્ગની સ્રીઓ કેમ પતિને પામે ૬૭

કામદેવનો મિત્ર વસત છે તે તો માત્ર પ્રસિદ્ધિ પણુ તારી સોળમી કળા પણુ પામતો નથી કેમકે કામદેવનું શાસન માથે ચ્હડાવ્યા વિના તાહારૂં કાળુ મુખ કોણુ ખમી શકે * (અર્થાત્ કામદેવનું શાસન માથે ચ્હડાવે તોજ તારૂ કાળુ મુખ પણુ ખમી શકે) ૬૭

હે ઘન! આવેલા પતિવાળી કઈ પાપની સ્રી ત્હારી પૂજા કરતી પછે તેનો પતિ એથી વધારે હવે શુ કહેવુ આગળ તુંજ શીઘ્ર કવિ થા ૬૮

વિયોગિને મેળવવામા હે મેઘ ત્હારા જેવો દૂતપણુ કરવામા બીજો નથી જે કુલ સ્રીઓ બીજાની સાથે બોલે નહીં તે સારૂ તું નકી નારી સાથે વીજળી રાખે છે (સ્રી સાથે સ્રી બોલે તે સારૂ) ૬૯

હે મેઘ! પુરસ્રીઓ ચોગ્લા છુગ મુકી ચુડીઓ ઓઢી કરી પ્રિયના ખોળામા એથથી શીતળ થએલી તે કામદેવના ચક્રવર્તિપણાનો તુ મત્રી છે એમ ત્હારો પ્રભાવ જણાવે છે ૭૦

* આની મૂળમા ઘા છે ત્યા ક્ર હોય તો ઠીક

હે મેઘ ! તું, કામદેવે આતુર બનેલી મૃગનયનીઓને પ્રિય પ્રત્યે જવામાં ધોરંભો કરે છે. અને રતોત્સવ વખતે તણુપણું ધારણ કરે છે ( માટે ) પરોપકારીઓમાં તુ અગ્રણી છે. ૭૧.

હે મેઘ ! પ્રકાશકના ટોળામાં તુ અગ્રણી છે. ચંદ્રનુ અજવાળીયું પણ તારી કાંતિ ધરાવતુ નથી. એના પ્રકાશને તું શું કરશે. કસ્તુરીથી ચંદન સારૂં નથી. ૭૨.

ચંદનના પવન, ચંદ્રમા અને કોયલના પંચમ સ્વર વડે વસંત શું કરી શકે. બીજું શું ? ( કહેવું ? ) કામદેવ જેવા જીતનારાનો તું સમો ( બીજો ) ભટ નથી. ૭૩.

હે મેઘ ! તારા દર્શનથી પણ જે મૃગાક્ષીઓને પ્રિય મળતો નથી તે દુર્લભાઓને તુ ગણત્રીમાં પણ નથી લાવતો. ન થએલી ભીંત ઉપર કોણ ચિત્ર કરે ? ૭૪.

કેટલીક સ્ત્રીઓ પ્રિય આવ્યા ત્યારે મીઠુ મીઠુ બોલવુ, માન વગર હસવુ, તે વડે રાતા હોઠ ધોવા (ઈત્યાદિ) કરતી વિલાસમાં મીંચેલી આંખવાળી તે નિર્મળ અતઃકરણ વડે મેઘની સેવા કરે છે ૭૫.

હે સખિ ! ( નદી ! ) (તુને) સમુદ્રના સમાગમ રૂપી અમૃત મળ્યુ નથી તેમ ગ્રીષ્મઋતુમા તવાઈ ગઈ છે ( છતા ) જાણે દુઃખ નજ દીઠું હોય તેવી થઈને મને પ્રિયના આલિંગનનો ભગ કરવામાં કારણભૂત કેમ થાય છે. ૭૬.

મુહૂર્ત માત્ર આકાશમા બીડાએલી ( સકુચિત ) ( મૂર્તિ ) શરીર રાખીને છલગ મારીને ઉલઘી જવાપણુ ધારણ કરે છે ( તો ) પાંસુલા (વ્યભિચારિણી) સ્ત્રી પાણીને ઉતરીને શોભતી અને વધી પડેલી પતિની ક્રીડાવાળી થાય છે ૭૭.

બીજી ( સ્ત્રી ) ઓ ઘડા ઉપર બેશીને છુટી પાડેલી લહેરો જેણે એવી રીતે વાર્યા વગરની ત્હારો પાર પામે છે. (તુને ઉતરે છે.) અને મ્હારી અપુણ્યવાનની તો વહાણુ વડે ગતિ પણ આ નિતમ્બનો ભારો અળસાવે છે. ૭૮.

લહેરોવડે વ્યર્થ કલબલાટ કરીને આમ શુ વગર સાભળે ચાલી જાય છે. સ્ત્રી વધના પાપની સંપત્તિ ભેળી કરનારી નો ત્હારો સંગ સમુદ્ર કેમ કરશે ? ૭૯.

ૢ ને આહીથી બે પારને પ્હોચી વગતી ( ત્હારી ) વહેરા રૂપી ડાગીમા બેસારીને કાઠે ઉતાર જ્યા લગી રાત ન વીખરાઈ જાય ત્યા લગીમાં મ્હારી ઉપર મહેરબાની કર વ્યભિચારિણી સ્રીઓ તારા યશ ગાઓ ( ગાશે. ) ૮૦

હજારો કાળી ( અધારી ) રાતમા હું ત્હારા માથા ઉપર વગરવારી પગ મુકીને ગઇ છુ સમૃદ્ધિના ગર્વવડે હાવી અધતા શીદ ધારણ કરે છે ? વરસાદનો નાશ તો નક્કી છેજ. ૮૧.

સરકી જતી લેહેરો રૂપી સાડીના પાનવવાળી થઇને હઠથી સમુદ્રની સામીદોડે છે અને બીજાઓને અટકાવ કરે છે. એથી અહો તું પોતે મૂર્ખ ને ( અને ) બીજીઓ આગગ ડાહી ( થાય છે ) ૮૨

હે કુટિલા ! નિતબ સુધી સરકી જતા જગરૂપી વસ્ત્રવાગી ( તું ) ઉલ્લટવાળી થઇને શુ દોડે છે ? કુલ નદીઓના અત પુરમા સુખ ગમન કરનારા સમુદ્રનુ દાસીપણુ પણ તુ પામીશ નહીં ૮૩

હું કુમારીપણામા પણ એકલી સુતી નથી અને જાર પુરુષને ગુણીને (મેં) પુરુષને જોયો નથી એવી રીતની કુલની સ્થિતિ પાગ છે તેને લીધે તું પ્રસન્નતા પામીને ઉપકાર કરનારી થા ૮૪

એમ કામદેવથી પીડાએલી સ્રી હાવમા રાતમા પ્રિયો પ્રત્યે જવાને તૈયાર થઈ છે તે કોપથી કામદેવરૂપી શૃગારના રસ રૂપી સમુદ્રને વહનારી કઈ નદીને એમ નથી કહેતી ૮૫

અવિચ્છિન્ન (પડતી) જળધારાથી ધોયેલા વસ્રોવાળી, તરતજ કામદેવના હાથમા હાથ મુકેલી સ્રીઓ, પ્રાણનાથને આલિંગન કરવાની ઉતાવળથી રૂવાડા ઉભા થએલી ગારાવાળી સ્થગીઓમાં કાઈ પણ ગણકારતી નથી (અને ચાલી જાય છે) ૮૬

જે (મેઘ ધ્વનિ) વીજળીના નૃત્યમા મૃદગના શબ્દનો ખાર[1] કરે છે, જે ઇંદ્ર ધનુષને ટકારની શકાવાળુ કરે છે અને જે ઇંદ્રના હાથીના

---

૧ આંહી મૂળમાં य स्पर्धामदधान् છે ત્યાં थाने બદલે धा જોઇયે

કંઠના મધ્યમાંથી નીકળતી ગર્જના જેવો ધારો છે તે જો મેઘનો ધ્વનિ વિરહિણી સ્ત્રીઓનો ઘાત કરવા માટે આકાશમાં ઘુમરી ખાય છે. ૮૭.

વીજળી રૂપી કમળના તકતાના ગાગએ ભરેલી આકાશ સ્થળીના ઝીણા ખડ રૂપી કલમ નામની શાળના કાંટાને જામાનરૂપ, ધારા લતાનો ક્યારો, પર્વતના મસ્તક ઉપરની નદીઓના શેવાળની હાર, સૂર્ય અને ચંદની જેલ, એવો આ મેઘ હે કામદેવના ઉત્સવની ધ્વજા! (પ્રિયે) તારી 'પ્રીતિ સારૂ થાઓ. ૮૮.

તમામ મોરના ગળાની પોલનાંના ટાંકારૂપી કાંટાની વૃદ્ધિ રાખવાનું કારણ, ધારા રૂપી વેલના વનના ભ્રમરના ટોળાથી કાળો થએલો કોમળ પાંદડાનો જથ્થો, ફાટતા લીલમ મણી સરખા નિર્મળ આકાશ તળ રૂપી અરીસાવાળું લીલાનું વસ્ત્ર, એવો કાળો મેઘ રતિમાં વ્યાકુળ એવા ચોળ દેશની સ્ત્રીઓના જે ચોટલા તે સાથે ફરે છે ૮૯.

એ પ્રમાણે આખા જગતની લક્ષ્મીનો પ્રિય, પ્રિયાના સ્વાભાવિક સૌભાગ્યની પરિપક્વતાની વૃદ્ધિથી ભરેલા વચનો વડે કામદેવનો હુકમ માથે ચ્હડાવતો રાજા વરસાદના સમયની શોભા વર્ણવતો હવો. ૯૦.

ઇતિ શ્રી ત્રિભુવન મલ્લદેવ વિદ્યાપતિ કાશ્મીરક ભટ શ્રી બિલ્હણના કરેલા શ્રી વિક્રમાંકદેવ ચરિત મહાકાવ્યના આચાર્ય વલ્લભજી હરિદત્તના કરેલા ગદ્ય ભાષાંતરમા તેરમો સર્ગ સમાપ્ત થયો.



# સર્ગ ૧૪ મો.

વર્ષાકાળે, ધોળાં વાદળાં રૂપી વાળ વડે, ઘડપણ ધારણ કર્યું ત્યારે એકાંતમાં કોઇ આપ્ત પુરૂષ વિક્રમાંકદેવ પાસે આવીને વિનતિ કરવા લાગ્યો. ૧.

હે **કુંતલપતિ!** હું કાંઇક કઠણ વચન કહું છું તે બાબતમાં ક્ષમા કરજો. કેમકે પોતાના કાર્યને તિરસ્કારીને પોતાની ઈચ્છાથીજ ધણીઓ સંતોષ ગ્રહણ કરે છે. ૨.

વત્સલપણુ ધારણ કરીને નીતિએ વર્તનારીને કેવળ કેમ ઉલ્લંઘન કરે છે, જ્યાં વિચાર શક્તિની ગતિ વાંકી થાય છે ત્યાં ઝેરથી પણ વિશેષ થાય છે ૩.

સગ્રામમાં ભાઇનો ઉદય વખાણનારાએ તે વેંગિનાથને જીતીને વનવાસ મડળમા મોકલ્યો છે ત્યાં મોટો અન્યાય વર્તે છે. ૪.

ન્યાય માર્ગ છોડી દઇને તેણે નિશક ચિત્તથી ભડાર ભેળો કરવા માંડ્યો છે, તેમ કરતા તેણે બધી બાજુ સકળ લોકને પીડા કરવાથી હરિણુવ્રત-આચાર વગરની પૃથ્વીને કરી છે ૫.

જે (હાથી) એ ધણી લડાઇના પરિશ્રમથી મેળવેલી અને સ્વામીને વ્હાલી એવી લક્ષ્મીને ધારણ કરે છે તે તેઓ દાંતની ઉપર કુંડાળું કરી રાખેલી સૂંઢ ઉપર જાણે આસન કરી તે ઉપર ધારણ કરી રાખતા હોય ૬.

એવા, પ્રિય એવા આપે આપેલા (જેની પાસે) કેટલા ગધ હાથીઓ નથી (કે) જેના બળ વડે તે જે કાંઈ વિચાર ધરાવે છે તેની વાત કરતાં પાપ લાગે. ૧૦.

સઘળા જંગલીઓના ટોળાને તેણે ક્રમ વગર તૈયાર થઈ પોતાના તાબામાં રાતના અંધારામાં રાક્ષસોની પેઠે લીધું છે. પાપીઓમાં પાપીઓ મળી જાય છે. ૧૧.

તે નિત્ય ભેટ (આપીને તે) વડે દ્રાવિડ રાજાની સહાયતા મેળવે છે અને તે કયા ઉપાય વડે આ આપની સેનાને ભેદ પાડીને ખોખરી કરવાને નથી ઇચ્છતો. ૧૨.

અથવા ઝાઝી કથાની કુથલી વડે શું ? હે રાજા ! તમે તેની મતલબજ ગ્રહણ કરો, કેટલેક દિવસે તે કૃષ્ણવેણિની પાસે સામો થશે. ૧૩.

એમ કહીને એ ડાહ્યો માણસ બંધ થયો ત્યારે શરદૃઋતુના ચંદ્ર જેવો નિર્મળ (વિક્રમાંકદેવ) એ બાબતમાં એકાએક કાંઇ પણ બોલ્યો નહિ. ધીર ચિત્તવાળા (પુરુષો) ઉતાવળ ધારણ કરતા નથી. ૧૪.

હે વત્સ ! ચપળ એવી લક્ષ્મી વડે તુ મને ઠગે છે. તારી અતિ ઉલટી (વાત) છે, એમ પોતાના સ્વભાવ વડે વિમળ અંતઃકરણવાળો એ રાજા ક્ષણે ક્ષણે પ્રતિપાદન કરે છે ૧૫.

અધર્મે વડે પોતાથી ભ્રષ્ટ થએલા મ્હોટા ભાઈને હું મ્હારા મનમાં શળ જેવા ધારૂ છુ. આ એક બીજી મ્હોટી આફત ખડી થઇ. મને ધિક્કાર છે, હુંથી એ કેમ સહન થશે. ૧૬.

એ રીતે કોઇ તરેહની પાર વગરની ચિંતા વડે રાજા ઘણીવાર સુધી તપ્યો. ભાગ્યની ભુડાઇએ ભાળેલા (એવા પ્રસગો) પરતાવા માટે છે, ક્રોધ સારૂ નથી. ૧૭.

તે પછી વિચારશક્તિ વાળા રાજાએ ચાર રૂપી નેત્ર વડે એ એમ જ છે એમ બહુ રીતે નિશ્ચય કરીને હવે શુ કરવું એ ચિંતાયુક્ત થઇને પોતાના મનમાં આમઃ વિચાર કરવા લાગ્યો. ૧૮.

હે વત્સ! દુષ્ટ ભાવ રૂપી ધ્વજાવાળી લક્ષ્મી વડે આવું અકાર્ય કેમ કરાવે છે. શું તું નથી જાણતો કે એ ( લક્ષ્મી ) કજીયામાં જે રમુજ માને છે, એવા નારદને (પણ) ભુલાવી દઇને વર્તે છે તે. १९.

તને કેટલાંક મંડળ મ્હેં નથી આપ્યાં અને મદવાળા હાથીઓ તને વધારે આપ્યા છે. રાજ શબ્દને મુકીને ( સિવાય ) તારે શી ન્યૂનતા છે. કે જે અન્યાય કરે છે તે. २०.

અરે આ ઘોર ( કર્મ ) કયાંથી આવી પડ્યું, શું કરૂં ? શી કારી ચલાવું. હે ચુલુક્યના કુળ દેવતાઓ ( તમો ) પોતાથીજ ( આ ) અનુચિત ( કર્મ ) થી મ્હારા નાનેરા ભાઇને વારો. २१.

ઇત્યાદિ સેંકડો સમાધાન ( ના રસ્તા ) ત્યાં રાજાએ સીકલ્યા (પણ) એ ક્રમ વિનાના ( કૃત્ય ) થી તેને અટકાવી શકયો નહિ. ભવિતવ્યતા કેમ નાશ પામે ? २२.

એ અવસરમાં ચંદ્રમાની શોભા સમારવામાં શાણી એવી શરદ ઋતુ આમ થઈ. ક્રમથી નીલકમળના કલંકવાળું જગત્ જાણે દુધે ધોએલું બનાવતી હોય ? २३.

પાંથની સ્ત્રીઓને તાપ કરનારો વીજળીનો અગ્નિ ક્ષય પામ્યો, રીસાળુ સ્ત્રીઓનાં રોળાંનાં આંસુ પાડીને મેઘરૂપી ધુમાડાનો સમૂહ શાંત થયો. २४.

શાંત થએલા વીજળીના અગ્નિથી ઉત્પન્ન થયેલી રાખ હોય શું એવાં રજવાળાં ધોળાં વાદળાં આકાશના કોઇ કોઇ ભાગમાં મિત્રાઈ ધારી રહ્યાં છે. २५.

ઇંદ્ર નીલમણિના રસ (વાળી) કુંચીઓ વડે ભુશી કાહાડેલું જાણે કાળપનું સ્થાન કરી કહાડ્યું હોય એવું આકાશ તે મેઘનું પાણી ખરિધું તેથી જાણે નાના નાના ખડવાળું થયું હોય એવું શોભે છે. २६.

ખેદનું કારણ જે પેટા નદીઓનો સમુદ્ર સાથે સંગમ તે ગયું એમ સમજીને મહા નદીઓનો સમૂહ જાણે હર્ષથી પ્રસન્નતાને પામ્યો હોય. २७.

---

१ આંહી મૂળમાં पलद्राः પદ છે. તેનો पतद् અને भाः એમ છેદ થાય છે.

વરસાદે રૂંધી રાખીને વીજળીની આન્તરી હુતાશવડે તપાવેલો સૂર્ય પણ અતિ આકરા કિરણોવડે તાપ દેખાડે છે. ૨૮.

પાકી શાળના વનમાથી પીંગળા હાથવડે કલમ નામની શાળની રક્ષા કરનારી (સ્ત્રી) નવા કમળની સાથે મળી ગએલા એવા પોપટને વારવાને અસમર્થ થાય છે. ૨૯.

વીજળીના દીવાથી નીકળેલી ધાડા કાજળની રજવડે ભરાઈ ગયેલુ ગોળ તાવડી જેવું આકાશ અતિ ઘણી કાળાશને પામ્યું. ૩૦.

જાણે સમુદ્રમાંથી પાણીની સાથે આવેલાં મોતીયો વરસાદમાથી ખરીને રાતમા આકાશમા છાહી રહેલા હોય એવા કમળનાથી અધિક શોભાવાળા તારા શોભે છે. ૩૧.

શરદ્ રૂપી સ્ત્રી મેઘની છાતીના બખતરે છોડી દીધેલા આકાશ રૂપી દર્પણમા તરતજ ઉઘડેલા કમળરૂપી આખવડે ચદ્ર રૂપી મ્હો જાણે જોતી હોય ? ૩૨.

દિવસે તડકો શ્રમ આપે છે અને રાત્રે ચાદરડુ માણસને આનદ આપે છે. જાણે ચડસા ચડસીથી સૂર્ય અને ચદ્ર પોતાના ગુણ પ્રકાશે છે. ૩૩

ઘરના આગણામા પ્રદોષ સમયે રહેલા માણસ કલેશને હરનારાં ચદ્રના કિરણમાં ધાટા ચદનના લેપથી પણ તૃપ્તિ પામતા નથી ૩૪.

સ્ફટિકની લાકડી જેવી ધોળી શેરડીની લાકડીઓ, અમૃત ભરેલાં ચદ્રમાનાં કિરણો જાણે લબાયા હોય, એવી ખેતરની જમીનમા આખને આનદ આપનારી શોભે છે ૩૫.

જરૂર ઈંદ્ર ધનુષ જોવાથી ભયને લીધે મોર જે બરાડા પાડતા તેઓ તે ઈંદ્ર ધનુષ જવાથી ત્યા ક્ષણ માત્રમા મૌન ધારી મુખ નમાવીને રહ્યા છે ૩૬.

ખાંડેલા મોતીની રજ જેવો ધોળો આકાશમા અજવાળીયાનો સમૂહ શોભે છે. મેઘના બધનમાથી છુટેલા ચદ્રમાને જોવાને જાણે ક્ષીર સમુદ્ર આવ્યો હોય ? ૩૭.

ઘણીવાર પાણીમા બૂડી રહેવાથી ટાડે જે કમલિનીમા સ્થાન કર્યું છે તે જાણે મટાડવાના કારણથી સૂર્ય અધિક તાપ કરે છે. ૩૮.

હંસની પંક્તિ માનસરોવરનો તિરસ્કાર કરીને ક્રૌંચ પર્વતની ગુફાના દ્વારવડે નીકળેલી તે દૃઢ નિશાન પાડનારા પરશુરામના યશની પંક્તિ હોય એવી દેખાય છે. ૩૯.

પતિઓ પ્રતિક્ષણ વ્યાકુળ છતાં પ્રિયના સમાગમનો ઉત્સવ પામેલી વ્યભિચારિણીઓ ત્યા કુકાના પ્રકાશ સરખા દિવસોને સુખમય માને છે. ૪૦.

હે ચંદ્ર તું ! મૃગ ધારણ કરે છે તથાપિ ઇંદ્ર ધનુષની પ્રત્યચાના સપાટામાં આવ્યો નથી. ( નીશાન થયો નથી ) અને હીમનો ટગલો છતાં વીજળીની ગરમીથી ગળી ગયો નથી એ મ્હોટું કૌતુક છે. ૪૧.

વરસાદના ગારામાં પડવાથી ગારાવાળી થયેલી ચંદ્રિકાને કોણે ધોઈ છે ? કહે કયો કઠોર હૃદયવાળો વિયોગીના વધના પાપથી પણ નથી બ્હીતો ૪૨

( હે ચંદ્ર ) શા માટે ભુખ ખાય છે, કોઇને નિરંતર સુખ નથી, સમૃદ્ધિઓ સ્વભાવથીજ નાશ થનારી છે. તને રાહુ આંબળાની પેઠે કેટલેક દિવસે મ્હોમાં કરી લેશે. ૪૩.

તારૂં હૃદય નિરંતરજ મેલું છે ક્ષણ માત્ર સ્વચ્છતાને ગ્રહણ કરતું નથી તે તારૂં ખળપણું છે કેમકે તું સર્વને તાપ કરનારા કામદેવ રૂપી રાજાનો વ્હાલો છે. ૪૪.

એવી રીતે કામદેવના બાણના સગથી સળગી ઉઠેલા પ્રિયના વિરહવાળી હરિણાક્ષીઓ, રાત્રિના આરંભમા ચંદ્રિકાવડે જગતને નવરાવનારા ચંદ્રમા પ્રત્યે બોલે છે ૪૫.

એવી રીતે કામદેવના હાથની મશાલ જાણે હોય એવી શરદ્ ઋતુની ચંદ્રમાની કિરણો છતા એ રાજા નાનેરા ભાઈનું દુશ્ચરિત્ર વિચારતો થકો સ્વચ્છતા પામતો નથી ૪૬.

તેની નિરંતર અપકીર્તિની વાર્તા વડે મનમાં અસ્વચ્છતા ધારણ કરતા થકાને સ્વચ્છ ચંદ્રમાવાળી શરદ્ પણ તેને પ્રસન્નતા આપી શકતી નથી ૪૭

કુંતળ રાજા કૃપાવશ થવાને લીધે તેને રાજ આપવાને પણ ઉત્સુક થયો. યશની ઇચ્છાવાળા પ્રસન્ન મનવાળા પુરૂષોને સમૃદ્ધિ સોંપી દેવામાં શો શ્રમ પડવાનો હતો ? ૪૮.

- રાજા તેના તરફ નિત્ય સમજાવવાના ઉપાયો કેટલા નથી મોકલી ચુકયો (પણ) તે કુલકંટકને અન્યાયનો વાયુ ઉપરવટ થઈ ગયેલો છે તેથી તેણે એકે (ઉપાય) સ્વીકાર્યો નહિ. ૪૯.

આ અડચણ કેમ ટાળી શકાય એમ તે જ્યાં હજી કૃપાવડે બેશી રહ્યો છે તેટલામાં તો તે ભુજાની ઉદ્દતાથી કૃષ્ણવેણિને કાંઠે આવ્યો. ૫૦.

આ રાજાને મુકીને કેટલા મંડલેશ્વરો તેની સેનાને આવીને નથી મળ્યા. આફત આવવાની હોય ત્યારે માણસોની બુદ્ધિમાં ફરક પડી જાય છે. ૫૧.

ગંડ સ્થળમાં ફેલાતા ઘણા મદના ઝરણાંવાળાં હાથીનાં ટોળાં અને તરવરાટીવાળા ઘોડા જોઇને તેણે મોટેરા ભાઈની સાથે લડવાની બાબતમાં અટકાવ જોયો નહિ. ૬૨.

તેની સેનાની સામગ્રીએ પાડેલી કૃષ્ણવેણિ કૃષ્ણતા પામીને સમુદ્ર પાસે જવાને જાણે અશક્ત થઈ હોય તેથી તેણે ડોળાએલીપણું દેખાડયું. ૫૩.

તે નાનેરા ભાઇએ કયાંક દાહ, બીજે લૂટ, અને કયાંક માણસોને બંધન દીધું. પડવાના ચિહ્નની પેઠે તેની ઘણી દુષ્ટ ચેષ્ટા ઉપરા ઉપર થઈ. ૫૪.

તેમની ઉપરા ઉપર થતી અનીતિ ઘણા વખત સુધી રાજાએ ક્ષમા કરી. નિર્મળ સત્વ ગુણના સમૂહવાળા એવા (પુરૂષો) સાથે ખાર કરવાને સમુદ્રો પણ સમર્થ નથી થતા. ૫૫.

રાજાની પાસે એ અંકુશ વગરનો નિરતર દુર્વચનો તોડે છે. અલક્ષ્મિએ કટાક્ષમાં લીધેલા જડબુદ્ધિના (પુરૂષો) એવું શું છે કે જે તેઓ નથી આચરતા ? ૫૬.

શું વધારે કહીએ કે તેની ચાંપલાઇ વારંવાર એવી વખાણુપાત્ર થઈપડી કે જેને લીધે રાજા વિસ્મિત થઇને ઉતાવળો તેના તરફ ચાલ્યો. ૫૭.

તે પછી દિગ્ગજોના કાનના શંખની પોલમાં ફરી વળનારા પડછંદાથી પુરાએલો અને મંગળનાદથી ભરપૂર એવો તેનો દુંદુભિના નાદ આમ થયો. ૫૮.

રાજાના ઢોલનો અવાજ દિગ્ગજના કાન ફાડવામાં ફાવ્યો ન થયો, કે જે ઘણા લાંબા શુંઢના છિદ્રના પૂરવાથી પ્રથમથીજ અલ્પપણાને પામ્યો છે ૫૯.

જરૂર રાજાના હાથીના સરખા ભારથી ભૂમિમંડળ ઘણું નીચુ નમી ગયાથી મેઘના નાદથી આર્દ્ર થઈ ગયેલો દુંદુભિનો નાદ બહુ મોડો આકાશમાં પહોન્ચો ૬૦

તેના લશ્કર વડે સર્વ તરફથી ખોદાએલી રજની પથારી સરખી થએલી પણ પૃથ્વી હાથીના મદના જળવડે ભીંજાએલી છે એને લીધે શેષનાગની ફણા ઉપર વધારે બોજદાર થઇ પડી. ૬૧

નક્કી એના ઘોડાઓએ સમુદ્રોને સ્થળના માર્ગરૂપે કરી મુક્વાથી તે આપણા દોડવાના પ્રસારમાં આશ્ચર્યનો વધારો કરશે એમ માનીને દિશાના અંત સુધી ફેલાઇ જાય એવી પૃથ્વીની રજને કરી ૬૨

તેના હાથીઓ પીઠ ઉપર પૃથ્વીની રજ ચોળી ગયા છે તેથી જાણે ક્યાંક પણ પૃથ્વીને ઉતારીને બેઠા થઇને આવેલા દિગ્ગજો હોય એવા શોભે છે ૬૩

કોપથી ચડેલો પણ રાજા સમજણુ કરવાને હૃદયમાં ઉતાવળો થયો. જે (રાજા) સમૃદ્ધિ માટે અફલ કરે છે તે કુલદ્દીપક રાજા બીજાજ. ૬૯

નદીનો કાંઠો પાસે આવ્યો ત્યારે શત્રુના યોદ્ધાઓ તે તે ઠેકાણે યુદ્ધ કરવાને માટે માર્ગમાં આવીને કુંતળ રાજાનો ક્રોધ જગવતા હવા ૭૦.

એ પછી ચાલુક્ય રાજાએ લોહીની નદીમાં ક્રીડા કરવાની ઇચ્છા રાખતા હાથી ઉપર બેશીને તે દેશ દબાવ્યો (કે) જ્યાં એ (રાજા) દરેક રસ્તે વરસતા મેઘથી, વીર પુરૂષની ખોપરીથી સાંકડા કાંઠાવાળી કૃષ્ણ વેણી નદીને કરશે. ૭૧.

રાજા તે નદીને કાંઠે પડાવ કરીને એને સામ (સમજણુ) કરીનેજ મેળવી લેવા સારૂ ઉપાયમાં તત્પર થયો પરંતુ એ કુટિલ હૃદયવાળો હોઇને તેણે તેની સાથે સમજણુ કરી નહીં. જ્યારે ભાગ્યની પડતી આવે છે ત્યારે બુદ્ધિ અંકુશ વગરની થઈ જાય છે. ૭૨.

ઇતિ શ્રી ત્રિભુવન મલ્લના વિદ્યાપતિ કાશ્મીરક ભટ્ટ શ્રી બિલ્હણના કરેલા શ્રી વિક્રમાંકદેવચરિત મહા કાવ્યના આચાર્ય વલ્લભજી હરિદત્તના કરેલા ગદ્યમય ભાષાંતરમાં ચૌદમો સર્ગ સમાપ્ત થયો



# સર્ગ ૧૫ મો.

એ પછી ભુજના પરાક્રમરૂપી હાથીનુ નગારૂ અને લડાઈના ઉત્સાહરૂપી મોરનો મેઘ એવુ કુંતળ રાજાના વિજયના ઉદ્યોગના હર્ષનું નગારૂ વાગ્યુ ૧

વિજયની ઉત્કંઠાવાળા વીરપુરૂષોની સ્ત્રીઓએ વગર ડરે રચેલા છે ચોક (સાથીયા) જેને એવા યોદ્ધાઓ રાજાની વાટ જેવાથી અધિક પણ પામ્યા ૨

રણુનાં દુદુભિરૂપી મેઘનાદવડે યોદ્ધાઓની લેનવાળી ધણે છેટે સુધીની પૃથ્વી, કહાડેલી તરવારરૂપી વેલના નવા રત્નોરૂપી કાંટાની અણીરૂપી દાંતવાળી થઈ ગઈ ૩

રણુના વેગને લીધે ચપળ રચનાવાળા સ્ત્રીઓના અમોડા ઉપર અને તરવાર ઉપર અદ્ભુત રસથી ભરેલી વીરપુરૂષોની દૃષ્ટિઓ પડી ૪

મેનાના પાજરાની સ્થિતિની પેઠે જેણે ગર્વે કરીને ઉદ્ધત યોદ્ધાઓનાં ટોળાને ઉપર ચડાવ્યા છે, એવા અને મણિના બખ્તર પહેરાવ્યાથી શોભતા એવા હાથીઓ બહાર ઉભા છે ૫

સુભટ, સ્ત્રીના હાથથી અપાયેલી પાનની બીડી ચાવતા શત્રુના હાથીની ઘટામા જે કાપાકાપી ચલાવવી તે ઉત્સાહને લીધે તૃણુ સમાન માને છે ૬

શત્રુ રાજાઓના મસ્તકો ઉપર રહેના મુગટમા રત્નના કોગના કાંતિની પંક્તિમા ભમવાની શક્તિ લોઢે મ્હડેલી ઘોડાની ખરીઓ ધરાવે છે ૭

રણુમા મોદ પામી ગએલા મત્ત હાથીઓ જેમા છે, હણકત કરતા હજારો ઘોડાઓથી ખદબદ થઈ રહેલુ છે, અને અનેક યોદ્ધાઓથી ઉભરાઈ ગયેલુ છે, એવુ એ સૈન્ય વ્યાકુળ થએલા સમુદ્રની લીપિ સમાન થઈ પડ્યુ ૮

રાજાના ઘરના અદરના ભાગમાં હાથીઓ નાખેલા સુંઢના છાંટાના સમૂહવડે રાજાના મનમા રહેલી વિજયની આશાને ફુલની પંક્તિઓથી વધારી લેતા હોય ? ૯

રાજા, વિજયશ્રીને આલિંગવાની સૂચના કરતા ફરકતા બાહુ ઉપર કમળની માળાની પેઠે બહુ માનથી દૃષ્ટિ સમર્પણ કરતો હવો ૧૦

ઉભાં થએલાં રૂંવાટાંના કાંટાના સમૂહને અતિ પ્રીતિને લીધે જાણે ન ગણકારતી હોય એવી વીરલક્ષ્મીને માર્ગ ન રહે એવી રીતે આલિંગનના દૃઢ કૌતુક સાથે શરીરવડે ધારણ કરતો થકો. ૧૧.

નીકળતા મુખમાં રહેલા કપુરની રજ સરખા ધોળા હાસ્યવડે શત્રુ રાજારૂપી કમળને મુંઝવી મારવા સારૂ જાણે હીમનો જથ્થો રચતો હોય. ૧૨.

કડાની અંદર રહેલા રત્નરૂપી અરીસામાં પોતાની આકૃતિનું પ્રતિબિંબ પડવાને બ્હાને શત્રુનો ક્ષય કરવાને વ્રત ધારણ કરેલા હરિ જાણે પોતાના નાનેરા ભાઇઓમાં મળી ગયા હોય ? ૧૩.

ધાડા ચંદનના લેપવડે ધોળા થએલા શરીરવડે નયનને ઉત્સવ આપનારો તે ફરતો સ્ફટિકનો પર્વત ધારણ કર્યો હોય અને તે જાણે બખ્તર કેમ પહેર્યું હોય ? ૧૪.

પેહેરેલા મંગળરૂપી મોતીના રૂદ્રાક્ષથી ચંદના સરખો નિર્મળ કાંતિવાળો (તે રાજા) મદોન્મત્ત હાથીના જેવાં મદ પગલાંવડે ચોકમાંથી બહાર નીકળ્યો.૧૫.

તે પૂજા કરેલા હાથીની પીઠ ઉપર મંગળતૂરીના નાદ સાથે સૂર્ય જેમ ઉદ્યાચળના શૃંગ ઉપર ચ્હડે તેમ આદરથી ચઢ્યો. ૧૬.

સ્ત્રીઓનાં હજારો નેત્રના સગવાળાએ રાજાવડે શોભી રહેલો હાથી ઈંદ્રે સવારી કરેલા ઐરાવત હાથીની શોભાને હસી કાઢે છે ૧૭.

મ્હોટો સગ્રામ પામે આવ્યો છે તેથી રાજાને થતા ખરાબ વિકલ્પોથી દોલાયમાન થએલી સ્થિતિને જય હાથી જાણે સુઢ પસારીને સ્થિર કરતો હોય ? ૧૮.

કમળનાં પાંદડાના જેવી સુન્દર કાંતિવાળાં પગલાં ( પગના ખાડા )માં મદનુ જળ ભરી દઈને જાણે રાજલક્ષ્મીનો તાપ શાંત કરવા તળાવડી કરતો હોય ? ૧૯.

મદ પીવાથી બહુ બોલી રહેલા ભ્રમરોને સુઢ ફેરવીને રિપુના હાથીના નગારાંનો શબ્દ સાંભળવા સારૂ જાણે મનાઈ કરતો હોય ? ૨૦

એ પછી વીરરસના ઉતરી આવવાથી વેગથી પ્રફુલ્લિત થએલા ચિતવડે અદ્દભુત લાગે એવા અતિ સાહસવાળો એ રાખ જગતને હસતો થતો આગળ ચાલ્યો. ૨૧

આપણે પૃથ્વીનું અવલબન કરીયે છિયે તેથી પૃથ્વીને અને આપણને હાય હાય સૂર્યના ઘોડા હસે છે એવા ખારથી જાણે કાવ કરીને પૃથ્વીને ખોદે છે ૩૨

નવા લીલમ જેવા આકાશમાં સૂર્યના ઘોડાને જોઇને જેઓ લીલી ખડવાળી જમીનમાં આકાશની ભ્રાંતિ જાણે થઇ હોય એમ વિહાર કરે છે ૩૩

મ્હોમાં રહેલા ફીણના મંડળને બ્હાને સમુદ્રે પોતાના પુત્ર ઘોડાની શંકાથી સતોષ પામી પાસે આવીને જાણે ચુમ્બન કર્યું હોય ? ૩૪.

ખરીથી કુટાની વૈરિની મણિમય ભૂમિમાંના સ્ફાટિકથી નીકળતા અગ્નિના તણખાઓએ અકળાવી દીધેલા તેથી જાણે રસ્તામાં કયાંઇ પણ ચંચળ પગવડે ધસારો થવા દેતા નથી. ૩૫.

પાસે રહેલા મેઘના ભભકાથી ઇંદ્રધનુષ જેવા તે ઘોડાઓને વજ્રની પેઠે પડવામાં કઠણ તેથી જગતને ભય પમાડે છે ૩૬

જેઓએ છાતી ઉપર લટકતા રત્નના ઘરેણામાં પડેલા પ્રતિબિમ્બને બ્હાને મરણમાં ધાડા હોય એવા થએલાઓએ પોતાનાં માથાં છાતીમાં જાણે પેસારી દીધા હોય ? ૩૭

સ્વાભાવિક હુનાશથી શોભાઇને જર્જર થએલુ એવું ચન્દન જેના હૃદય ઉપર શોભે છે તે જાણે લડાઇમાં સૈકડો પ્રહારથી ખરેલી હાડકાની ધોળી રજ હોય [1] ૩૮.

બળવાન બે ભુજાવડે જેઓ ઘણે ભાગે સગ્રામરૂપી સાગરને તરી ગયા છે તેઓ જાડા ફીણના સમૂહ જેવા યશમા પ્રીતિવાળા થયા ૩૯

મદવાળા શત્રુઓને રગડવાથી ઘણા શસ્ત્રોના ઘાના ખાડા જેમા પડ્યા છે એવાં જેઓના તમામ અંગમા વીરરસ આશ્રય કરીને રહ્યો છે ૪૦

જાણે અધારા ધાડા થઈ ગયા હોય, જાણે હુનાળાના દિવસો દાદમા [1]ખળી ગયા હોય એમ ઘણા યોદ્ધાઓ દુઃખનો આગમજ ભૂલી ગયા હોય એવા દેખાય છે. ૪૧

---

૧ અહીં મૂળમાં द्रव दंभै છે પણ બીજી બુકમા द्रव द्रवै પાઠ બીજો છે તે ઠીક લાગે છે

અત્યંત ભયાનક એવું એ સૈન્ય દિશાંતરને ઉલ્લંઘીને ગએલું જાણીને કોણ ભય ન પામે ? પરંતુ કુંતલ રાજા તો ગજી થયો ૪૨.

તે પછી એ વીરરસના દરિયામાંથી વિજયરૂપી અમૃત ખેંચવામાં ઉદ્યત થએલા સુભટોએ બંને દિશામાં પ્રવૃત્તતા જેવું ઉદ્ધત યુદ્ધ પ્રવર્તાવ્યું. ૪૩.

બને સૈન્યો ચ્હડી જઈને બળ થકી અદ્ભુત એવા દંડવડે હીચકા ખાવાને તત્પર થયાં ત્યારે સંગ્રામરૂપી વૃક્ષ ઉપરથી માથાના સમૂહવડે જાણે ફળો પડતાં હોય નહીં ? ૪૪.

સામાવળીયા વીર તરફથી મારીને વળગતા યોદ્ધાને સાથેજ આંખમાં લોહીની ટસર અને સામી છાતીમાં તરવાર પેમે છે. ૪૫.

તરવારથી પાડીને ભંગના જોરથી માથુ જ્યારે બાણના ખીલામાં ભરાએલું દડવા માંડયું ત્યારે જયરૂપી અમૃતની આશાવડે યોદ્ધો રાજી થયો. ૪૬.

પક્ષીઓ જેની ચાંચ રત્નમય મુકુટમાં કુટાવાથી લોહી લોવાણ થઈ ગઈ છે, તેથી તેઓ સાચા માંસના પીંડા ઉપર પણ હર્ષ સહિત લાલચ

હૃદયમાં વાગેલાં બાણુવડે ( થએલી ) મૂર્છામાં હાથીના કુંભસ્થળ ઉપર પડેલા યોદ્ધાઓને ચાલતા કાનરૂપી વીજણાના વાયુની લેહેર ઉપકારને હેતુ થઇ પડે છે. ૫૪.

ભટની છાતીને ફાડવામાં આતુર થયેલો નમતો મ્હોટા હાથી નમીને જાણે રણાંગણમાં રહેલી જયલક્ષ્મીને પોતાને માથે ચડાવતો હોય શું? એવો શોભે છે. ૫૫.

એટલા અંતરમાં કુંતળ ચક્રવર્તિનું બધું લસ્કર શત્રુ રાજાના હાથીઓએ દોડીને ખળભળાવી દીધેલું તે ધડા વગરનું વીંખાઈ ગયું. ૫૬.

શત્રુના પ્રલયના વાયુએ હણાએલો મ્હોટા મુખ્ય હાથી કે ઘોડો કે ડાહ્યો પ્યાદલ એવો કોઈ નથી કે જે પાછો ફરીને નથી ભાગ્યો. ૫૭.

એ પછી ચાલુક્ય રાજા (પોતાનાં) લમણાં ઉપર રૂવાટાનો દેખાવ પ્રકાશ કરતો થકો અપાર પૌરૂષવાળો એવો અતિ મદવાળા હાથીવડે ઉપડ્યો.૫૮.

શત્રુની કીર્તિનું મૂળ એવી રણરૂપી ક્રીડાની તળાવડીમાંની કમળની વેલને દળતો એવો અને હાથીરૂપી મેઘ ઘટાને ફાડતા એવા રાજાએ અદ્ભુત એવું રાજહંસપણું દેખાડ્યુ ૫૯.

કપાએલા હાથીના કુંભસ્થળના પડતા ફુલની કળીના જેવાં જણાતાં મોતીઓવડે, શત્રુવીરના યશના વૃક્ષને બે ભુજાવડે હલમલાવી નાખેલુ જાહેર કર્યું. ૬૦.

શત્રુના હાથીના માથાના સમૂહ સંકોચ વગર રાજા કાપતો થકો સ્ત્રીના ઘાડા અને જાડા સ્તનનુ સ્મરણ થયે મરકતા મુખવાળો થયો. ૬૧.

હાથીના માથા ઉપર પડતું શત્રુનુ બાણુ નિવારતો થકો પીઠેથી પાટુ મારીને દેવતાઈ પુરૂષોના સમૂહથી ભરાઈ રહ્યો. ૬૨.

સામાવળીયા વીરપુરૂષે મુકેલી અને હાથીના ધ્વજદંડને વળગી બેઠેલી બાણુની પક્તિને, જયના ખીલાઓની માળા હોય એમ રાજા વિલાસ સહિત જોતો હવો. ૬૩.

તરવાર, બાણુ અને ભાલાવડે તેમજ એકદમ હાથીના દોડવાવડે તે હજારો હાથ જાણે ધારણુ કરતો હોય એમ શત્રુનો ક્ષય કરવામાં દીક્ષા લીધેલો હોય એવો થયો. ૬૪.

તેને, ઘોડાની ફોજને હમોકારથી હઠાવવામા બધાયેલા આશ્ચર્યવાળો જોઇને સૂર્યના ઘોડાની પક્તિ દુરન્તને ગુણ માટે માને છે ¹ ૬૫

એ રાજા છરીવડે કાપેલાં ગળાવાળા મદોન્મત્ત માવતના માથાવડે પૃથ્વીને અને ઉંચા યશવડે આકાશને (બનેને) સાથે ભરી મુકે છે ૬૬

પર્વતની ગુફાઓને પણ ફાડી નાખે એવા તેના બાણુવડે પેઠી ગએલી પીડાવાળા શત્રુના હાથીઓ ભાગ્યા તે જાણે દિગ્ગજને શરણે ગયા હોય શુ ² ૬૭

સામેના વીરે મુકેલા બાણુનો જથ્થો બખ્તરમા ભટકાવાથી ઉઠેલા અગ્નિવડે જાણે તેણે સગ્રામરૂપી સમુદ્રમા ઘણા વડવાનળ ઉત્પન્ન કરી દીધા હોય ² ૬૮

રણુની ભીમમા તેણે શત્રુઓને વિજયલક્ષ્મીના વિયોગથી જાણે જડ થઈ ગયા હોય એવાઓને હાથીના મોતીની રજવડે ભૂખરા થઈ ગએલા તે જાણે તપસ્વીપણુ લેવરાવ્યુ હોય શુ ² ૬૯

હાથીના પગવડે, (જેના) ઉદ્ધત શત્રુ રાજાના કપાળની ખોપરીઓ ફાટી ગએલી છે (તેથી) તે ત્રણુ જગતરૂપી હામને ભરી દેવામા સમય માર્ગવાળો થઇને સેનામા ફરે છે ૭૦

શત્રુ રાજાની ફોજમા એવો કોઈ સખ્ત કઠાણપણવાળો પુરૂષ નથી કે જે બાણુની વૃષ્ટિરૂપી ભાષણ કરતો આની સામો ક્ષણુમાત્ર પણ આવીને ઉભો રહે ૭૧

જેણે ક્ષણુમાત્રમા તમામ શત્રુઓને સીકસી લીધા છે એવા ચુલુક્ય રાજાના શરીર ઉપર દેવનાઓના પુષ્પો સહિત બાણો પડ્યા ૭૨

જે અનેક સેનાના યોદ્ધાઓનો એકનો રણુ મસ્તકમા ક્ષય કરે છે તે ચુલુકય રાજા જેને વણુનનું સ્થાન ન થઈ પડે ² ૭૩

રણુાગણુની રગભૂમિમા ધડના નાચથી જાણે ચકિત થઈ ગઈ હોય એવી વિજય લક્ષ્મીએ જેનું પરાક્રમ જેયુ છે એવા રાજાના ભુજનો આશ્રય કર્યો ૭૪

---

૧ એટલે પોતે ત્યાથી દૂર છે એમ ગુણુ માને છે કેમકે નહીંતર તે પણ રગડાઈ જાત

તે રાજા અપ્સરમાં ચારે કોર ચોટી બેઠેલાં અને બંને ભુજામાં વ્યાપ્ત થવાને અટકાયત પામેલાં એવાં બાણને કમળ સરખા હાથવડે હસતે મુખે ઉચરડે છે. ૭૫.

તે ટોપ ઉપર રહેલાં હજારો બાણના ભારવડે ક્ષણમાત્ર ઉંચું અને નમેલી ડોકવાળું માથું રાખીને સમર લક્ષ્મીને જાણે નમતો હોય શું? ૭૬.

એ મહાભુજ શત્રુના રૂધિરના છાંટાવડે ચિહ્નવાળા થએલા એ ભુજને ધારણ કરે છે, તે કાપેલા શત્રુના મુગટમાંથી ખરેલા કેસરના અંકુરવડે દાંતવાળા કેમ થયા હોય? ૭૭.

રણની સીમમાં તે તે સ્થળે રાજાના બાણવડે તે (માવતો) એવા સજડ [1]ખીલાઈ ગયા છે કે દોડતા પણ હાથીના કુંભસ્થળરૂપી છત્ર ઉપરથી પડી જતા નથી. ૭૮.

અરે સ્વામિ! કપટ વગર શું મૂર્છાને બ્હાને આંખો મીચી ગયા છો. તમારે સુભટ સ્વામીની સેનાના પરાભવને ન ગણકારવાનો આ ક્ષણ નથી. ૭૯.

સ્વર્ગમાં પુરૂષો દુર્લભ છે તે સારૂ દેવતાઓની વ્યભિચારિણી સ્ત્રીઓ અહીં આવે છે. હે કામિ! આ ઉપાધિવડે તમારે મ્હારો તિરસ્કાર કરવા માટે બસ કરવું જોઇયે. ૮૦.

હે સુભટ! આજે તમે શ્વાસનો વાયુ રોકી રાખો છો તેનું કારણ જાણ્યું; કે દેવતાઓની વેશ્યાઓએ ચુબન કરવાથી તમારા મ્હોમાં નવી જાતની સુગંધી છે. ૮૧.

મ્હારા ભાગ્યની અવળાઇથી તમે આવી બેહદ અધીરજ ધારી રહ્યા છો. ઓહોહો! સ્વામીના ઘરમાંથી અંકુશ વગરની થઇને ચપળ એવી સંપદો ચાલી નીશરે છે. ૮૨.

જો તમે મ્હારાં સૌભાગ્ય ફરી જવાથી દેવાંગનાને ઘેર ચાલતા થયા છો, પણ, હે, કામાતુર ધણીનું સન્માન કરવું એ બીજાંને દુર્લભ છે. એ કેમ ભુલી જાઓ છો? ૮૩.

---

૧ એટલે બાણ વાગ્યાં છે તે તેના શરીરમાંજ વાગીને હાથીના કુંભસ્થળમાં પણ ઉતરી ગયાં છે.

એ રીતે વીરપુરૂષોની સ્ત્રીઓના સ્ફુરી રહેના હજારો બરાડાવડે છાહી રહેલ રણભૂમિને જોતો થકો તે શત્રુની પીઠ પકડવાથી વિમુખ થયો ૮૪

તે પછી રાજા સગ્રામ સમુદ્રના પરમ પારને પામ્યો. એવો સરલ ધનુષ વાળો તે આકુળ એવુ શત્રુનું ભાગી જવુ સાભળીને ઓહોહો! એ કૃપણને કીર્તિએ પણ તજી દીધો એમ ખેદ કરવા લાગ્યો સ્વભાવિક મહત્તાવાળા ઓને દુષ્ટો તરફ પણ ક્ષણિક ક્રોધ હોય છે ૮૫

તે પછી હાથી, ઘોડા, વડે સમૃદ્ધિવાળી અત પુરે સહિત, સર્વ શત્રુની લક્ષ્મીને ગ્રહણ કરીને એ રાજા મનોહર ગતિવાળી હાથણી ઉપર બીછાવેલા સુવર્ણના આસન ઉપર બેઠેલો એવો તે ઉત્તમ જયપતાકાવાળો રાજ ધાનીમા પેઠો ૮૬

તે વનસ્થળીમાથી કુળના કાગરૂપ તેને પકડીને બાધવા લાયક નહીં એવા ભટોએ સહિત અને કરૂણાથમ્ અતિ આસુવડ ગદ્ગદ વાણીવડે બોલાવીને અને સતોષ પમાડીને ચાલુક્યકુળ શિરોમણિએ શિખર ઉપર ઝુલતા મોતીની લાંબિ કાંતિના સમૂહવડે દેખાડ્યો છે, યશનો ગુચ્છો જેમા એવી પુરી પ્રત્યે જતો હવો ૮૭

ઇતિશ્રી ત્રિભુવન મલ્લદેવ વિદ્યાપતિ કાશ્મીર ભટ્શ્રી બિલ્હણના કરેલા વિક્રમાંકદેવચરિત મહાકાવ્યના આચાર્ય વલ્લભજી હરિદત્તના કરેલા ગુજરાતી ગદ્ય ભાષાતરમાં પદરમો સર્ગ સમાપ્ત થયો.



# સર્ગ ૧૬ મો.

કેસરની ખીલવણીને સંકોચી નાખનાર, કુંડડીના કામદેવનો ગુરૂ (?) ઉત્તરના વાયુનો મિત્ર, આકાશની સુંદરતાનો ચોર— ૧

શરદૃઋતુના તડકાથી ગભરાઈ ગએલા મુખરૂપી ચંદ્રનો પ્રિય, અને કામદેવનો સેનાપતિ એવો હેમંત ઋતુ તે પછી પ્રાપ્ત થયો ૨

શરદૃઋતુએ બક્ષેલા સૌભાગ્યનો ભંગ કરવામાં ડાહ્યો એવો હેમંત રાજાની સ્ત્રીના મુખોનું સેવકપણું પામ્યો ૩

સૂર્ય જ્યારે મંદ તેજવાળો થયો ત્યારે રાત્રિઓ, દિવસે ગળી લીધેલો પોતાનો વિસ્તાર ખેંચી લેવાની તક જોવા લાગી ૪

કૈલાસના વાયુ કસ્તુરીની આડવાળા લમણા ઉપર અલકા ( કુબેરની પુરીની કે આઠથી દસ વર્ષ સુધીની ) સ્ત્રીઓના વાળને હલાવતા વાય છે ૫

રતિના કોપમાં અને પ્રસન્નતામાં પરિપૂર્ણતા ધારણ કરનારી પરિશ્રમ વાળી રાત્રીઓ કામી પુરૂષોને આનંદ દેનારી થઈ ૬

પોતે પ્રૌઢત્વ આચરતી રાત્રીઓએ દિવસને સંકોચપાત્ર કરીને સ્ત્રીજીત જેવા કરી મુક્યા ૭

આકાશના ક્ષેત્રમાં ચપળ કાંતિવાળા તારા નવા કોટા સરખા હિમના બીજની શોભાને પામ્યા ૮

કામદેવના ગર્વવાળી ઉનાશનો વિચાર લાવીને જાણે શંકા રહેતી હોય એમ ટાઢ, સ્ત્રીઓના કુચ સ્થળનો સ્પર્શ કરતી નથી ૯

આખુ જગત જ્યારે શીતથી વ્યાપ્ત થઈ રહ્યું છે, ત્યારે કામદેવના તેજનું સ્થાન એવી સ્ત્રીઓના મધ્ય ભાગ અદ્ભુત ઉનાશવાળા થયા છે ૧૦

રાત્રીઓએ કામી સ્ત્રીઓને કામદેવના સગવાળા અંગોવડે અવિચ્છિન્ન દૃઢ આલિંગનના કૌતુકવાળી કરી ૧૧

હિમાચલના વાયુ ફુટી નીકળે એવી શંકાથી સ્ત્રીઓ કેસરી વસ્ત્રોમા મુખચંદ્રને ઢાંકી દે છે ૧૨

ધોળી શેરડીના પાકથી પવિત્ર થએલા ખેતર, જાડુ દહીં અને કેસરનું ચર્ચેલુ એ હેમંતનું જીવન થઈ પડયુ છે ૧૩

આ મ્હારા શત્રુ સૂર્યની પ્રીતિપાત્ર છે એવા રોષથી જાણે હિમ પદ્મની વેલને બાળી નાખે છે ૧૪

પદ્મની વેલ સૂર્યની સમક્ષમાયે પરાભવ પામે છે, તેજસ્વીઓ પણ કાળને વશ થએલા શુ કરી શકે? ૧૫

સામાન્ય સ્ત્રી (વેશ્યા) ના પણ અગના સ્પર્શનુ સૌભાગ્ય કામદેવનું પોષણ કરનારા હેમતે વિસારી મેલ્યું ૧૬

વિહાર કરવાને યોગ્ય એવા એ દિવસોમા ચુતુમ્યનો ચક્રવર્તિ રાજા સિંહના જેવુ ગમન કરનારો અને પોતાના ભુજવડે ભેળી કરેલી સમૃદ્ધિવાળો તે મૃગયા કરવા નીમ્જ્યો ૧૭

રણમાં એકવીર એવો તે મેઘના જેવા કાળા બખતરવડે નીલકમળની શુકાને છોડી દેનારા કામદેવની શોભાને ધારણ કરતો હવો ૧૮

એ રાજા કાળા બખ્તરની ઉપર રહેલા હારવડે શોભે છે તે મેઘ અને નક્ષત્ર ગણે સહિત આકાશના આગલા ભાગથી જાણે કોઈ વિદ્યાધર

તેનો ઘોડો છલંગ મારતો આકાશના આંગણામાં શોભે છે તે જાણે ક્રોધથી આગલી બે ખરીવડે સૂર્યના ઘોડાઓને માથામાં તાડન કરવાને તૈયાર કેમ થયો હોય? ૨૪.

તેજના નિધિ એવા તે રાજાનો તે ઘોડો ફીણના જેવા ધોળા દેહવડે, ગરમીથી બળીને જાણે નીલા દેહવાળા થઈ ગયા હોય એવા સૂર્યના ઘોડાને હસે છે. ૨૫.

કોઇ જાતના વિશેષ તેજથી રાજી કરેલાં એવાં મન પાસેથી જાણે વેગ મેળવ્યો હોય એવો તે કમળ સરખા મુખવાળો ઘોડો તે વાયુનું પણ પાંગળાપણું જાણે છે. ૨૬.

પલાણનાં માણેકની કાંતિનાં સમૂહવડે એ હાર સરખા રાજાનો ઘોડો શોભે છે. તે ખરીવડે ખાંડેલી શત્રુ રાજાઓની રત્નના આંગણાની રજવડે જાણે શરીર બધું ભરાઇ ગયું હોય? ૨૭.

ચિત્રમાં આળખેલા ઘોડાના સવારના દૃઢ આસન ઉપર માણસની દૃષ્ટિ પડીને ઘોડાના ભમવામાં પીઠ ઉપર લાગેલી તેથી ભમાઈ ગએલી હોય તે જાણે શ્રમ પડયો હોય તેથી બીજે જવાને ઇચ્છતી નથી. ૨૮.

ચાલતી કામદેવની રાજધાની, વિભ્રમરૂપી પાંદડાંનું લીલા વન અને રસનો નાયક જે શૃંગારરસ તેની પુરી કીર્તિ એવો જનાનો તેની પાછળ ચાલ્યો. ૨૯.

તેના ઘોડાઓ ઉપર ભ્રમરરૂપી ધનુષ ઉપર ચ્હડાવેલાં બાણરૂપી કટાક્ષો જેણે મુકયાં છે એવી નાયકાઓ દિગ્વિજયને માટે તત્પર થએલા કામદેવની સેના જાણે હોય એવી શોભે છે. ૩૦.

પાપની સમૃદ્ધિની લીલા કરવાની તળાવડીના હંસ જેવા, મૃગ બાળકોના યમરાજાના દૂત, અને જાણે હિંસાના કટાક્ષ હોય એવા તરેહ તરેહના વર્ણવાળા કુતરા તેની આગળ દોડ્યા જાય છે. ૩૧.

ત્રૈલોક્યને તપી જવાના કૌતુહલવાળા ઘોડાવડે રાજા કેટલોક માર્ગ વટાવીને કાન સુધી જેની આંખ જોડાએલી છે એવા તે રાજાએ હરતાં ફરતાં પશુઓવાળા વનના મધ્ય ભાગ જોયા. ૩૨.

સ્વચ્છ કીર્તિના મુગટવાળો એ રાજા કેટલીક પ્રિય સ્ત્રીઓ સહિત માર્ગ વગરનાં કાળાં નેતર (કે હિજ્જળ વૃક્ષ)ના સમુદાયના પાંદડાંની હારોથી સૂર્યની કીરણો જેમાં ઢંકાઈ ગઈ છે એવી ગિરિની [1]સ્થળીઓમાં પેઠો. ૩૩.

તે પછી પરાક્રમના ભંડાર એવા રાજાને પર્વત સરખા સુઅરનું ટોળું, સ્નેહ બતાવતી ભુંડડીઓએ ચુંબન કરાતા મોથની[2] સુગંધીવાળા મુખના વાળ જેના છે એવું નજરે પડયું. ૩૪.

આગળ કેટલાંક પગલાં ચાલીને રાજા ત્યાં ગર્વ સહિત પછવાડે રહેલાંને વારંવાર સંભાળતા એવા એક હાથીના જેવા દેહવાળા સુઅરને છાતી નજીકમાં બાણુવડે ભેદતો હવો. ૩૫.

કેટલાંક સુઅર બાણુ સાથેજ પૃથ્વી ઉપર પડયાં. કેટલાંક બાણુ સહિત કેટલોક માર્ગ ચાલ્યાં અને બીજાં કઠણુ બાણુની પરંપરા પડવાની બ્હીકથી કરડી એવી પર્વતની સ્થળીમાં ફરવા લાગ્યાં. ૩૬.

ચાલુક્ય રાજાના બાણે આગલી કથાના ચમત્કારને ફેરવી નાખ્યો કેમકે તે બાણે જેની ધીરજ હરી લીધી છે એવો વરાહ પડયો, અને બ્હેબાકળા અંગવાળાએ સુઅર (વરાહ)ને પૃથ્વીએ ધારણુ કર્યો.[3] ૩૭.

આ રાજાએ સુઅરને રમત કરતાં ઝાડમાં બાણુવડે ખીલી દીધો તેથી તે સ્તંભે બાંધેલા અને મુંઝાઈ ગએલા હાથીની લીલા ધારણુ કરે છે. ૩૮.

કુતરો સુઅરને વનમાં ભરાઈ જતા જોઈને ક્રોધથી સોનાની સાંકળ સહિત નીકળી પડયો અને સાંકળ ઝાડના કાંટાના ખીલામાં ભરાઈ જતાં તેણે તેને રોકયો તેથી ભસવા યુક્ત જેના કંઠનો ભાગ થયો છે એવો થતો થકો ખુબ ઠેકડા મારે છે. ૩૯.

---

૧ અહીં મૂળમાં गिरिच्छलीषु છે તે ભૂલ છે.

૨ મોથ, વરાહ (સુઅર ભુંડ)ને વધુ પ્રિય હોય છે તેથીજ તેના નામના નિર્વચનમાં वराय मुस्तादि लाभाय आहंति લખ્યું છે અને वराह અને वराही એ નામ મોથનાં પણુ છે (શ. ચિ.)

૩ પૂર્વકથામાં પૃથ્વીને વરાહે ધારણુ કરેલી છે અને અહીં પૃથ્વીએ વરાહ ધારણુ કર્યો એ વિપર્યય થયો.

રોધેલા હરણને જોઈને હરણી (ત્યાં) ગઈ પણ પાછી વળીને (ઉલટી) રાજાના બાણુના માર્ગમાં ફરવા લાગી. ઘણું કરીને દેહના વિયોગ કરતાં સર્વ અંગમાં તાત્ર ચ્હડાવનારો પ્રિયનો વિયોગ દુ:સહ થઇ પડે છે. ૪૦.

ચાલુક્ય રાજાએ (પોતાનો) આપદંડ દૃઢ કર્યો ત્યારે કેટલાંક હરણીયાં ઉડીને આકાશમાં ગયાં તે જાણે સપ્ત ઋષિના મંડળની પાસે જઇને પીડા વગરના આશ્રમમાં મૃગપણું પામવાને ઇચ્છતાં હોય ? ૪૧.

આ રાજાના બાણુની પરંપરામાં વરસાદની ધારાની ભ્રાંતિ લાવીને મોર પોતે દેવતાઈ જળ લેવાના દુરાગ્રહથી છેતરાયો તેથી બાણુના સપાટામાં આવી ગયો. ૪૨.

તે રાજાએ મોરના ટોળા માટે ત્યાં એવું કર્યું કે જેથી વટેમાર્ગુની સ્ત્રીઓમાં કોમળ આશાવાળો એવો અને મનોહર ટૌકાથી વ્યાપ્ત થઇ રહેલો એવો વર્ષાકાળ થઈ ગયો. ૪૩.

પોતાની ઇચ્છામાં આવે એમ વનસ્થળીમાં વિહાર કરવામાં રસિક એવા એ રાજાને રામચંદ્રથી કાંઈક ઓછપ હતી કે જેથી રામચંદ્ર દશાનન ( દસ મ્હોવાળા રાવણ )ને જીતવાવાળા હતા અને ચાલુક્ય રાજાએ પચાનન[1] ( પાંચમુખવાળા=સિંહ )ને હણ્યો. ૪૪.

ભાથામાંથી ખેંચી કાઢેલાં બાણે પાસે આવેલી પણ ગર્ભવાળી હરણીના સમૂહને તે વીંધતો નથી કેમકે ગર્ભના ભારથી આળસવાળી અબળાઓની ચેષ્ટા બળવડે રાજાના સ્મરણમાં આવી. ૪૫.

અથવા ઝાઝો બકબકાટ કરવાનું શું કામ ? સુઅરના યૂથ વગરનું, સમૂળ નાશ કરાએલા સિંહવાળું, અને કનડેલા હરણવાળુ અરણ્યને કરતા થકા કુંતળપતિને પાસે આવીને શિશિરઋતુની શોભાએ પણ સેવવા માંડયો. ૪૬.

જે સ્ત્રીઓનું કેસરના લેપવાળુ નમાયુ ઉન્હું અગ અને જે જુવાનીની ઉનાશથી મધુર કુચસ્થળ તે બધુ સઘળા કામી જનના પેહરેગીર કામદેવનું ( કરેલુ તે ) શિશિર ઋતુની રાતોમાં સ્ત્રીઓમાં જીવન રૂપ થઇ પડયું. ૪૭.

---

૧ पंचविस्तीर्णं माननं यस्य એવા વિગ્રહથી સિંહનું નામ પચાનન છે.

શુદ્ધ [1]રાંકવ વસ્ત્રોમા લીનાવડે હસતા મલયના લાકડાના અગ્નિવાળી સઘડીઓમા અને કાળા અગરના દેવતાના ધૂપની ટસરોમા ત્રૈલોક્યના કામી જનોને જીતનારો એ બધો કામદેવનો પ્રતાપ છે ૪૮

જેમા અગાર હસી રહ્યા છે એવા વિલાસ ગૃહમાં, વિસ્તારવાળાં રૂપેદાર ઓઢવાના વસ્ત્રોમા અને ઉના પ્રિયાઓનાં કુચ મડળમા શિશિર ઋતુનો હીમનો ગર્વ શાતિ પામી ગયો ૪૯

સરખાઇ કરી દેનારા મૃગયાના શ્રમવડે લખાઇ રહેલા કામદેવના વિસ્તારવાળી સ્ત્રીઓ વડે ખુશી થયેલા એ (રાજા) સર્વ ઋતુકુળના તિલક સરખો શિશિરને માને છે ૫૦

ગૌરીએ લટકેથી કરેલા ધૂપના ધૂમાડાના સમૂહથી કાળા પેંચ્વાળા થયેલા, ગળાનો ભુકો થઇ જવાના ભયથી, જેને મહાદેવજીના ગળાના હારના સર્પોએ કોળીયો કર્યો નથી અને જે સારી પેઠે ઉઘડેલા ધોળાં કમળનાં મ્હોટા બારમાથી હર્ષે નીકળેલા એવા કૈલાસના આકરા પવન તે કુંતલ રાજ્ય કનેથી વખાણને પામ્યા, ૫૧

વિતસ્તા (નદી)ના કાંઠાના હીમના કણોએ જરાક સ્પર્શાએલા, પયોષ્ણી (નદી)ને પીઠા કરતા, ચદ્ર ભાગા (નદી)ની લેહેરોમા તરવરાટી કરતા, જમુનાની લેહેરની મિત્રાઇથી પવિત્ર થએલા, સિદ્ધ સિંધુના ને કાંઠામા રહેલી દેવ દારૂ વૃક્ષની હારને કપાવતા અને હિમાચળની તળેટીમાં ક્રીડા કરનારા પવન તે (રાજા)ને પ્રીતિ કરનારા થયા. ૫૨

એ રીતે ઉદાર ચરિત્રવાળો રાજા સ્ત્રીઓએ સહિત શિશિર ઋતુના સમયના વખાણવા યોગ્ય ક્રીડાનાં સુખ અનુભવીને લીલા ગૃહનો આનદ ભોગવવા સારૂ નગરમાં આવ્યો, એવા પુરૂષોને ક્ષણ પણ વિલાસમાં દરિદ્રતા શા માટે હોય ? ૫૩

ઈતિ શ્રી ત્રિભુવન મલ્લદેવ વિદ્યાપતિ કાશ્મીરક ભટ્ટશ્રી બિલ્હણના કરેલા શ્રી વિક્રમાંકદેવચરિત મહા કાવ્યના આચાર્ય વ્રજભાઇ હરિદત્તના કરેલા ગુજરાતી ગદ્ય ભાષાંતરમા સોળમો સર્ગ સમાપ્ત થયો.

---

[1] 'રંકુ' નામના પશુના વાળનાં વસ્ત્ર

## સર્ગ ૧૭ મો.

પૃથ્વી તળને ( શત્રુરૂપી ) કાંટા વગરનુ કરીને, તેણે યાચકોમા હર્ષ સહિત હેમનો વરસાદ વરસાવ્યો સર્વ જનની પીડાનું ખંડન કર્યા વગર વીજળીના ચળકાટ જેવી ચપળ એવી સમૃદ્ધિ વ્યર્થ છે ૧.

એ મહાભુજ રાજા ચુનુક્ય વશમાં મ્હોટા રાજાઓમા મુગટરૂપ થઈ પડયો, તેણે પ્રજામા માનવીનોજ નિસ્તાર કર્યો એમ નહિ પણ દૈવી પીડા પણ હરી ૨.

જે આપણને જળવડે ભરી મુકે છે તે સમુદ્રો તેને વશ થઇ રહ્યા છે એમ જાણીને જાણે તેની સેવા કરવાની ઇચ્છાથી મેઘ ઉપયોગ પ્રમાણે જળ મુકતા હોય ? ૩.

કયાય પણ અકાળ મૃત્યુ ફેરી દઇ શકતુ નથી અને પૃથ્વીમાં કયાય પણ દુકાળ જોવામા આવતો નથી બીજુ શુ ( કહેવુ ? ) અન્યાયનો નાશ કરનાર એ રાજાએ રામના જેવુ રાજ્ય દેખાડી દીધુ ૪.

સૂર્ય માણસને અતિ તાપ કરતો નથી વાયુ શ્રમ માત્રને હરનારા વાય છે, ફળ અતિભારથી ઝાડને ભાગીને ભયથી જાણે પાકીને ધોળા પડી જતા હોય ? ૫

માણસો બાર ( કમાડ ) દેવાનો તિરસ્કાર કરીને રક્ષાથી આડા થઇને સુવે છે ચદ્રના કિરણો જાળીયાને માર્ગે પેસે છે પણ છિદ્ર માર્ગે ચોર નથી પેસતા ૬.

દિશાઓને નિરતર તુરીના નાદવડે દિગ્ગજના કઠની ગર્જના ન સંભળાય એવી કરી છે પુરેપુરમા હમેશના ઉત્સવવડે ધ્વજાના લુગડાંથી ઢકાઇ ગયેલા સૂર્યવાળુ આકાશ થઇ ગયુ છે ૭

ઉદાર અને શોર્યના એક રસવાળો રાજા તે લડવાના ઉત્સવ વિના વિનોદ વગરનો રહે છે તમામ રાજાઓને જેણે સમાપ્ત કર્યા છે એવા પોતાના ભુજનુ અસેવકત્વ માને છે ૮.

ક્રમે કરીને એ રાજાને પોતાની આકૃતિ સરખા અને કુળની પ્રતિષ્ટાના ભડાર એવા પુત્રો થયા અનન્ય સાધારણ પુણ્યશાળીઓને યત્ન વગર મનોરથનાં વૃક્ષ ફળે છે ૯.

સોનાના ગોખની ઉંચી પૃથ્વીમાં રહેલા એના પુત્રો આનંદ આપે છે પોતાના વિમાનની શંકાવડે જાણે આવીને રહ્યા હોય એવા વિદ્યાધરના બાળકો જાણે હોય ? ૧૦

હું નિત્ય રાજાઓને પ્રાણ સમાન છુ અને આ રાજા તો મને તૃણ સમાન જાણે છે એમ જાણે ખેદ સહિત કહેવાને સારૂ યાચકોના કાન ઉપર સુવર્ણે સ્થાન કર્યું છે ૧૧

રાજાના સુવર્ણના સુંદર આભૂષણની કાંતિની પંક્તિના સંગને લીધે પીંગળી કાંતિવાળા થઈ ગએના યાચકોને તે જાણે બળતા હોય એવું ધારીને પોતે આણી કોર તેણી કોરથી બળી જવાની બ્હીકથી દરિદ્રાવસ્થાએ (તેઓનો સંગ મુકી દીધો) ૧૨

આ રાજા જ્યારે દાન આપતો ત્યારે, માથે રહેના દેવળ પડી જવાની બ્હીકથી, આ મને ખંડિત કરવાને ઉદ્દતાઇ નહિ કરે એમ નક્કી (માની) મેરૂ પર્વત ત્યાં નિર્ભય (થઇને) રહ્યા ૧૩

જેના શિખર ઉપર મોતીની કાંતિના સમૂહવડે સુવર્ણના કળશોની મંડળી શોભે છે તે જાણે સૂર્યના ઘોડાઓએ તરસને લીધે અંદર મ્હો નાંખીને ફીણવાળી કરી હોય! ૧૯.

જ્યાં પુરસ્ત્રીઓના નૃત્યમાં, પુતળીઓમાંથી નીકળતી કીરણોવડે ફેલાતા આનંદના જળવાળાં જાણે નેત્રો થયાં હોય તેથી જાણે રત્નના સમૂહની પૂતળીઓ જીવવાળી હોય એવી રીતની શોભા ધારણ કરે છે. ૨૦.

ચંદરવાનાં રત્નમાં પ્રતિબિંબ પડવાના બનાવને લીધે આંગણાની હદમાં નૃત્ય કરનારીઓ શોભે છે તે જાણે વિદ્યાધર રાજની સ્ત્રીઓનું પદ પામી હોય અને પછી તે આકાશમાં વિહાર કરવાને તત્પર થઈ હોય? ૨૧.

એ મંદિરની આગળ એ કારણરૂપ માણસે (રાજાએ) દિશાનાં મુખને રૂંધી દેનારૂં એવું તળાવ કરાવ્યું. જેની અનુપમ શોભાવડે કરીને શ્રી (શોભા અને લક્ષ્મી) વગરનો સમુદ્ર કેમ તુલના પામી શકે? ૨૨.

વિષ્ણુના ચરણકમળમાંથી ઘડેલાં જાણે આકાશ ગંગાનાં બાકી રહેલાં જળ હોય એવાં વિશેષે પીંગળાં જળ દેવાલયના નિજ મંદિરમાં પેઠાં હોય એવું (એ તળાવ) શોભે છે. ૨૩.

આ રાજાના દાનના લોભથી કદી અહીં અગસ્ત્ય ઋષિ આવી ચ્હડે તો તેનો ગર્વ ઉતારૂં એમ માનીને જાણે કાંઠાની તુટતી બખોલોમાંના મોજાના શબ્દવડે જે તળાવ ગાજે છે. ૨૪.

ખારા સમુદ્રનો હે ગંગા! તું શું સંગમ પામી તેથી દુર્ભગાનું વ્રત ધારણ કરે છે? એમ માનીને જાણે હર્ષથી ગદ્દગદ્દ થયેલ તરંગરૂપી હાથવડે આકાશમાંથી ગંગાને ખેંચતુ હોય? ૨૫.

ઇંદ્રનો હાથી બંધ પામેલા સમુદ્ર પિતાવડે પોતે ઉત્પન્ન થયો છે એવો તર્ક મનમાં લાવીને અનિંદિતરૂપ એવી અભ્રમુ[1] પાસે જે તળાવથી પોતાનું લઘુપણું નક્કી વર્ણવે છે. ૨૬.

જેનું પાણી પીને જરૂર મેઘ છીપમાં મોતીની શોભા પામ્યો તેથી જુનાં મોતીરૂપી મણી સ્ત્રીઓના કુચસ્થળ ઉપર ચ્હડી બેસવું પામતાં નથી. ૨૭.

1. ઐરાવત હાથીની હાથણી.

અસખ્ય નદીઓના મુખમાથી આપેલા ઉચ્છિષ્ટથી જાણે ન રૂચતો હોય એમ સમુદ્રને તજી દઇને ઉનાળો ગયા પછી પાસેના પર્વતમાથી નીકળેલી નદીઓ જેનુ ગર્વ સહિત કુમારપણુ હરી લે છે.

નિરતર બ્રહ્મપુરીઓએ વીંટાએલુ એવુ ત્યાજ એક પુર રાજાએ કર્યું કે જેને બ્રહ્મલોકમાથી અને સુરલોકમાથી ભાગ લાવીને શણગારી જેણે આશ્ચર્યરૂપ કર્યું હોય ? ૨૯

રાત્રિઓમાં જ્યા એક જાળીયુ મુકીને બીજા જાળીયામા સ્ત્રીનું મુખ જુએ છે (હેરે છે) તે સામા ઘરના ગોખને ટપીને જવામાં શકા લાવીને વચમા પેમીનેજ જાણે ચદ્રમા જોતો હોય ? ૩૦

જેના પગથીયાને માર્ગે ઉપર ચ્હડવાને માટે સ્ત્રીઓ પડી જશે તો એવી બ્હીકથી સુવર્ણની કરેલી ભીંતો કીરણરૂપ દોરાવડે જાણે હાથે ટેકો દેતી હોય શુ ? ૩૧

જેના આગલા ગોખ અને ટોચવાળા ઘરની અતિશય ઉંચાઈ દૂષણપાત્ર થઇ પડી છે કે જે એમા ચિત્રેલા હાથીના ક્રોધથી ઇંદ્રના હાથીની દોડી આવવાની શકા કરાય છે ૩૨

જ્યા ઉપરના ભાગની જડિતભૂમિ માર્ગે (ત્રક) વિનાની ઉચી રહેલી છે તેમા સૂર્યના ઘોડા અધર ચાલવાનો શ્રમ માર્ગમા થોડોઘણો પણ મુકે છે ૩૩

જ્યા રાત્રિઓમા સ્ત્રીઓના પ્રતિબિંબદ્વારા આવેલો ચદ્ર વિલાસમા ડુબતા કુકડોએ બોલાવેલો તે વમણાના લાવણ્યરૂપી જળમા બુડી જાય છે ૩૪

પિતા હરિ અને લક્ષ્મી માતા તે એનુ આ રોહેગ છે તે મ્હારૂજ છે એમ વિચારીને જાણે નિરતર હજારો અન્યાય કરનાર કામદેવને જ્યા કાઇ અકુશ નથી ૩૫

પ્રતાપવાળો એ રાજા પ્રત્યેક પર્વ સોળ મહા દાન દે છે (તેથી) દાનના જળથી થએલા ગારાવાળા, તેની પાસેથી જાણે પડી જવાની બ્હીક લાગતી હોય એમ માનીને કળિયુગ પલાયન કરી ગયો ૩૬.

એ રાજા દાન આપનારાવાળો હોઇને ઉંચા સોનાના ઢગલા ઉપર તૃણની બુદ્ધિજ રાખે છે પરતુ એ રાજાને ચદનના પીંડા જેવો ઘોઓ પણ લોભનુ સ્થાન થઈ પડયો ૩૭.

એ રાજા સુવર્ણ દાન આપવાને ધર્યો તેથી બ્હીતો એવો મેરૂ પર્વત ધોળો થઇ જવો સારૂ પારાના પીંડાની શંકાથી, ઉંચાં શિખરો વડે જાણે ચંદ્રનો સ્પર્શ કરતો હોય? (એટલે સોનાને પારાનો સ્પર્શ થાય તે ધોળું થઇ જાય) ૩૮.

શત્રુને છતીને બ્રાહ્મણોનાં કલ્પવૃક્ષ જેવો એ રાજા જ્યારે સુવર્ણનું તુલાદાન કરવા ત્રાજવા ઉપર ચ્હડ્યો ત્યારે કદિ અગસ્ત્ય ઋષિ આવશે તો એવી શંકાથી (સામા ત્રાજવામાં કરેલા સોનાના) પર્વતની ઉંચાઈ વધારવાનો મનોરથ થયો. ૩૯.

જે અતિ સ્વચ્છ સુવર્ણ આપે છે તેથી જે એ રાજાનાથી શંકા રાખીને પોતાના હેમમાં આકાશની લક્ષ્મીના પ્રતિબિંબને બ્હાને મેરૂ પર્વતે જાણે કાલિકાની સંગતી બતાવી હોય? ૪૦.

દાન આપવાની ક્રીડામાં રસિક એવા પ્રતાપી એ રાજાએ રાજાઓનાં કુળ ખાલી કરી મુકયાં અને સુવર્ણવડે યાચકોનાં ઘર અને ઉજ્જ્વળા યશ વડે દિશાનાં મુખ ભરી દીધાં. ૪૧.

ચક્રવર્તિઓની માથે સ્થિતિ કરનારા એ રાજાએ જગતના ટોળાંની સમૃદ્ધિ કરવામાં તત્પર થઇને ઉદાર પ્રકૃતિવાળો તે દરિદ્રને પેદા કરનારા બ્રહ્માની સામો થયો. ૪૨.

શત્રુઓના દુકાળે (શત્રુઓ ખુટી જવાથી) ગભરાવ્યો એવો એ શૌર્યથી ખાજવતી ભુજાવાળો રાજા બળથકી ગર્વિષ્ઠ થયેલા ચોલ રાજાને સાંભળીને લડાઇની તૃષ્ણાવડે કાંચી ભણી પાછો ચાલ્યો. ૪૩.

લક્ષ્મી પેદા કરવાવાળું સમુદ્રનું મંથન, કજીયો વ્હાલો જેને છે એવા મુનિ (નારદ) ની આંખને તૃપ્ત કરનારૂં અને સ્વર્ગની અપ્સરાઓને વેચાતું

કોઈ છાતીમા પેઠેલા ( હાથીના ) દાતને પોતાની તરવારવડે કાપી નાખીને હાથીને હસવે છે છિદ્રમા ખીલો ભરાવીને છવ જવાની અટ કાયત કરે છે ૪૭

સુભટનું ચચળ એવુ મસ્તક બાણુવડે જે અર્ધ કાપેલુ તે ખભા ઉપર રહ્યું છે તે આ ડાબા હાથમા ઉપાડીને દોડ્યો તે કેને વખાણવા- વાળો ન કર્યો ? ૪૮

કોઈ ભટ બખ્તર સહિત છાતીમા વાગેલા બાણુમા અથેવા અગ્નિ- વાળો થઈને ધૂમાડાની સડની શકાવડે શત્રુએ મ્હોમા ખોસેલી તરવારને ન સમજી શક્યો ૪૯

કોઈ શત્રુના હાથીએ દાતના કાટાએ પરોવેલું અને રૂંવાગાં ઉંડેના છે એવી રીતનું મુખ ધારણુ કરતો જાણે કમળના નાળવડે મશરૂપી અ મૃતનો રસ પીતો હોય એવો લાગે છે ૫૦

બીજો ભટ શત્રુના હથીયાર વાગીને વારવાર તમામ ગાત્રોમા ક્ષત પડી ગયા છે એવુ પોતાનુ અસ્થિપજર જાણે સૂર્ય મડળમા સુખે કરીને પેશી શકાય એ સરૂ તેવુ કર્યુ હોય ? ૫૧

પગે પગે લોહીના ગારામા પડેલી સૂર્યના પ્રતિબિંબની માળા પીવાના કૈતુહલથી આવેલી રાક્ષસીઓના ચશક[1] જેવી થઈ ૫૨

કોઈ ભટે પેઠેલા ઘણા બાણુના અતિ ભારથી ઉતાવળે શત્રુને મારવામા અસમર્થ એવા પોતાના ભુજ સામુ, અતિ વિલક્ષણપણે રોષસહિત જોયુ ૫૩

ભટે કાન અને સુઢ કાપી નાખવાથી સજા કરવા લાયકના પ્રમારને પમાડેલો મ્હોટો હાથી તે જાણે લાજ પામ્યો હોય એમ અગ્નિવર્ણી લોહીની નદીના સમૂહમા બુડી ગયો ૫૪

બે દાંત તુટેલા તે ફાડવાથી ચોખા ચાર દાતની શોભાને ધારણ કરવાથી ભટ લોકો જ્યારે દેવતાપણાને પામ્યા ત્યારે હાથી દેવતાના હાથી પણાને પામ્યો ૫૫

---

૧ મદ્ય પીવાનું પાત્ર

હાથીના દાંત તીખાં બાણવડે ભેદાઇ ગયા અને દૂર ઉડીને હેઠા પડ્યા તે દેવતાઓનાં ફુલની શંકા લાવીને ભટો છેતરાયા નહીં પણ તેને મુગટમાં માર્યા. ૫૬.

હે મેનકા! તારે વરમાળાને ઠેકાણે શરસડાના ફુલ જેવા કોમળ ભુજા ન નાંખવા જોઈયે (કેમકે) આ મોઘાં થઇ ગએલાં ફુલના વખતમાં સ્વર્ગની માળણ તારૂં શોભીપણું ગણે છે. ૫૭.

અહીં કાંઈ ધણીનો દુકાળ નથી પડ્યો (તેમ છતાં) અન્ય અપ્સરાએ અંગીકાર કરેલાનેજ શું ઇચ્છે છે. સુરાંગનાઓ પોતે પરીક્ષાના વિષયમાં ત્હારી હુશીયારીનો લોપ કરશે. ૫૮.

આ મૂર્છાથી મીંચેલી આંખવાળાઓને વ્યર્થ વિમાનમાં ઘાલ્યા છે (કેમકે) એઓ શુદ્ધિમાં આવીને ઉત્સાહવાળા થઇને ઠેકડો મારીને પાછા રણાંગણમાં પડે છે તે જો. ૫૯.

આ ભટનું આચરણ મર્યાદા વગરનું છે તે જો. જે પ્રથમ મેમાન થયો છે છતાં વિમાનના જાળીયામાંથી બીજીએ જોયો થકો તે પ્રતિ ઉતાવળો થયો તે. ૬૦.

તમારા બેના વાદમાં આને કોણે પ્રથમ માળા પેહેરાવી એ હુ અતર જાણી શકતો નથી તોએ સૌભાગ્યનો ભડાર અને ભટનો અગ્રણી વાણીવડે પોતેજ નિશ્ચય કરે. ૬૧.

આ સ્ત્રીએ સૌભાગ્યના મદથી ભટને લોભ પમાડીને લટકો કરી છપી જઇને તેને છેતર્યો. આ કામાંધ વેગથી મ્હો ફેરવી ઉભેલી ને ભ્રમથી પીશાચણીની પાસે જઇને તેને છોડી દે છે. ૬૨.

પરોપકાર તરફ વળેલી વૃત્તિમાં નારદના જેવો કોઈ બીજો ડાહ્યો નથી કે જે ક્ષણમાં મહારણો ઉપજાવીને આપણી કામુકની દુર્ગતિ કાપે છે. ૬૩.

એ રીતે મહાવીરનાં કંઠ ગ્રહણ કરવાથી શાત થએલા કૌતુકથી દોડતી એવી અપ્સરાઓની કામદેવનુ જાગરણ કરતી હર્ષભરી વાત કાનને અમૃત સમાન થઇ પડી. ૬૪.

એટલા અવગરમા પ્રત્યચાના નાદથી કર્ણ થાય એવી રીતે હાથીની પીઠ ઉપર બેઠેલો ગજા ડીખેલા નીશાન સરખી શત્રુઓની સેનાના ભટોનાં મુખો બાણુની પક્તિઓથી પુરી દેતો હવો ૬૫

હાથીના મ્હાવત ઘોડાના સવારો, અને પ્યાદલના ટોળાને (બાણથી) વીંધેલા (કરીને) પૃથ્વી ઉપર પાડીને નામના ચિહ્નવાળાં બાણોવડે એ સુલુમ્ય વીરે ચોલનુ આખુ સૈન્ય વીંધી દીધેલું કર્યું. ૬૬.

બીજુ શુ કહીએ ! એ ગજા જ્યાં ઉત્સરિત થાય છે ત્યા રાજાઓની એજ ગતિ પ્રગટ થાય છે. બદીખાને પડવુ, કા તરત ભાગી જવુ એ માટે ચોલ રાજાએ તગત સટકી જન કર્યં ૬૭.

# સર્ગ ૧૮ મો.

કાશ્મીરમા પુરોમા શ્રેષ્ઠ એવુ પ્રવરપુર એ નામે (પુર) છે જે ગૌરીને પરણવામા શિવજીની સાક્ષીપણાને પામ્યુ છે જ્યાના સ્વભાવે વાંકા એવા વિતસ્તા (નદી) ના તરંગો પોતાની ઇચ્છા પ્રમાણે દોડતા કળિયુગરૂપી હાથીને માવત માટે અંકુશપણુ પામે છે. ૧

બગીચામાથી સકળ જગતને આશ્ચર્ય પમાડે એવી મીઠાશમા મુખ્ય એવો દ્રાક્ષાનો રસ કર (કિરણ અને હાથ) વડે પીધાથી સતાપની શાંતિ જેને થઇ છે એવો ચદ્રમા જેઠમાં અને અષાડમા જ્યાં રત્નની પક્તિના કિરણુની કળિથી કોમળ એવી કરેણુની માળા ધારણ કરે છે ૨

રાવણ, શિવજીના પર્વતને હાથના તળીયારૂપી ત્રાજવામા તોળીને હાસ્યના કિરણને દસ દિશામાં ગર્વથી ફેલાવતો થકો, જ્યાંથી ઉંચા તેજવાળા બ્રાહ્મણોના નિવાસથી, શાપથી બ્હીને ઉતાવળો પુષ્પક વિમાનવડે દૂરથી ચાલ્યો ગયો ૩

જ્યા ઉંચા મણિના ગૃહના ગોખમા વ્યાખ્યાનુ વ્યાખ્યાન કરવાને પ્રવૃત્ત થએલા જગતમા દુર્લભ એવા વિદ્વાનોના સમૂહ ઉપર વિપુલ પુલકોદ્‌ગમ (રૂવાડા ઉભા) થએલા દેવતાઓ શુ પુષ્પો નથી વરસતા? અને જો ત્યા બૃહસ્પતિની શરમની દીક્ષાની શકા નથી કરતા? ૪

સ્ફાટિકના જેવા શુદ્ધ યશવડે ધોનારી જે (નગરી) ની સ્થિતિને લીધે હેમાચળ પણ નક્કી ઉંચા શિખર ધારણ કરે છે અને જેની ગગાની સ્પર્ધાથી ઉંચી બનેલી મધુમતીના રેતીવાળા કાંઠાની મ્હોટી હસણી જેવી એવી શારદા પોતે વિદ્યાની રક્ષા કરવાના અધિકારવાળી થઇ ૫

આશયને જળના કણવડે પુરી દેતી (એવી અમૃતની લહેરો) અમૃતના કિરણ જેવી, પીંગળા રંગવાળા દ્રાક્ષના તકતામાં સ્થિરપણું પામી. ૭.

જ્યા, શારદા, બ્રહ્મના તેજે કળિયુગની દષ્ટિને દુર્લક્ષપણું પમાડ્યાથી (એટલે કળિયુગની દૃષ્ટિએ નથી પડતું) અને જે વિશ્વાસનું પાત્ર છે ત્યાં વિદ્યાનો બધો વૈભવ મુકીને શિવજીના ગુરુ એવા પર્વતના નિર્જન સ્થાનમાં નકી તે (શારદા) તમામ તાપ શાંત થયાથી તપ તપે છે. ૮.

એ (વિતસ્તાના) તીરમા રહેલા ઘરના સમુદમાં ગોખમાં રહેલાં અને સ્વતંત્ર ક્રીડામાં ઉછળતાં સ્ત્રીપુરૂષના જોડાંના તુટેલા હારથી ભરાઈ ગએલી, શિવજીથી ઉત્પન્ન થએલી એ કુળ નદી (વિતસ્તા) જે (પુર)ના ખોળામાં રહેતી થકી તે તારાના તિલકવાળા આકાશના સંગવાળી ગંગાની બરોબરી કરે છે. ૯.

જ્યાં વિતરતા નદી સ્નાનક્રીડાના વ્યસન વખતે સ્ત્રીઓના સ્તન ભાગમાથી કેસર ઉતારીને પ્રિયને બાથમાં લેતી થકી (સ્ત્રીને જોઈને) નિરવધિ ઈર્ષ્યા અને ક્રોધથી જાણે લહેરરૂપી હાથવડે એ સ્ત્રીના ભ્રમરના જેવા કાળા વાળ ક્ષણ ક્ષણ પ્રત્યે ખેંચતી હોય ? ૧૦.

જે (પુર)મા શ્રીમદ્ ભટ્ટારક મઠપુર પામેના ભાગની સ્ત્રીઓના કટાક્ષની છટામાં કોઇ જાતની મનોહર શોભા સ્ફુરી રહી છે. જે (શોભા=લક્ષ્મી) શંકા વગર કાનના કમળનો તિરસ્કાર કરવાને પ્રવૃત્ત થએલી તે કાંઈક

રાવણે ચુંથી નાખેલા ખોળામાંથી વીંખાઇ ગએલી શિલાઓની પ્રાપ્તિ સારૂં હું જાણું છું કે સ્ફટિકનો પર્વત ઉત્સુક છે તથાપિ **શિવજી**ના વૃષની ખરીવડે ખાડા પડેલા છે તેનાં ચિહ્નોને ન જોતો થકો જેના ઘરના સ્ફાટિકના આંગણામાં કલહ મુકી દઇને રહ્યો છે. ૧૪.

**કુબેર**ની પુરી યક્ષે ગ્રસ્ત છે; લકા કલંક વગરની નથી; અમરાવતી મેરૂની પીઠ ઉપર રહેલી છે તેથી ભયવાળી જેવી છે; એમ કોઇ સમાનતામાં ન મળ્યું ત્યારે નક્કી (જેપુર) ઘણા ગર્વ સહિત પ્રદ્યુમ્ન પર્વત સરખા પાસેથી (મેળવેલું) મસ્તક ધારણ કરે છે. ૧૫.

જે (કાશ્મીર) નાથી સ્વભાવથીજ સારૂં એવું કાવ્ય અને કેસર નીકળ્યું છે, અને ઉત્તમ કાંતિ માટે જગતને પ્રિય અને દુર્લભ છે; જગત્‌ના સારરૂપ જેની અંદરના ભાગમાં રહે છે તેથી કાશ્મીર દેશ શેષનાગની રક્ષાનું પાત્ર થયો છે. ૧૬.

જે સ્ત્રીઓનું લીલા થકી વળગી રહેતાં, સરસ અને સ્નેહ ભરેલા ભ્રમરના વિલાસવાળું જે જોવું છે (તેવું જોવું) કામદેવની સ્ત્રી કદિ સો યુગે શીખી શકે ? એવી હર્ષથી વધેલી અને ધમધમતા કંદોરાવાળી કેટલી સ્ત્રીઓ જેપુરના માર્ગમાં નથી ફરતી ? ૧૭.

જે (પુરમાં) બગીચા, પુણ્યને યોગે દેવતાના બગીચામાં પણ તિલકપણાને પામેલા છે તેઓથી જેનાં બધાં આશ્ચર્યના સાર ભુલાય નહિ એવા છે; અને તેમાં ચંદનના જળવડે ન્હવરાવેલી [1]મુરલીઓનાં લમણાં જેવા પીંગળી દ્રાક્ષના તક્તાના લુમખારૂપ થએલા વેલાવાળા મંડપો છે. ૧૮.

જેના મધ્યમાં પરસ્પર ગુથાઈ ગએલી લેહેરો રૂપી ભુજાના બંધનનો બંધુ અને કલિયુગના ભયને નાશ કરનારો એવો પુણ્ય નદીઓનો સંગમ છે અને જેના ખોળામાં બળદેવજીએ કરેલા અગ્રહારો (બ્રાહ્મણને આપેલાં ગામ) જય પામે છે જે અગ્રહાર કલિનો ભય નાશ કરીને ધર્મને માટે પર્વતના કિલ્લારૂપ થયાં છે. ૧૯.

---

૧. મુરલ દેશની સ્ત્રીઓ

જેમા કોઇ એવો બાગ નથી કે જેમા ક્રીડાની વાવ્ય નથી, તેમ એવી કોઇ વાવ્ય નથી કે જેમા કામદેવના કામણરૂપ સ્ત્રીઓ ન હોય, તેમ એવી કોઈ સ્ત્રી નથી કે જેણે કામદેવની વાતરૂપી ઘા મારીને યુવાનને ભાગી નાખ્યા નથી કે જે સ્ત્રીમાં અતિ ઘાડા પ્રેમબંધમાં યુવાનો પરિચ્છ નથી પડતા ૨૦

જેના ધરેણામા જેણે ( પોતાનું ) શરીર મુક્યુ છે એવા તે વિશ્વના એક બંધુરૂપ વિદ્યામઠની પણ તે ઘણીજ અનુપમ કીર્તિ અને સ્ફુર્તિ છે [1] જેને વિશે અસ્પષ્ટ શબ્દનો જેણે અગીકાર કર્યો છે એવી સ્ત્રીઓની મેખળાઓ કામદેવની પછવાડે લાગેના શિરછને પણ નિંદે છે ૨૧

જ્યા વિતસ્તાના જળનો સગમ તે અદ્ભુત શોભાનાળો હોઇને કૃત યુગના આચરણની મર્યાદાના પાત્રરૂપ થયો છે જેના તરગે હલાવેના એના વેરીઓ હીડોળાની લીનારૂપી ચપળ ગતિવાળા એવા દેવતાઓની સ્ત્રીઓના ખોળામા પડે છે ( અર્થાત્ મરીને સ્વર્ગમાં જાય છે ) ૨૨

તેની પાસે રહેલી નૃત્ય શાળાનો મડપ જેમા છે એવુ ક્ષેમગૌરીશ્વરનું મન્દિર આકાશણમા તિલકપણુ ધારણ કરે છે, જ્યાં નાટકના પ્રયોગમાં રામના ચાળા પાડવામાં સ્ત્રીઓ યોગાચરણ કરતા ઋષિઓને પણ રૂંવાટાં ઊભા થએલા વાળુ શરીર કરી દે છે ૨૩

સગ્રામ રાજાના મઠની પાસે [2]સીમતપણાને પામેલો ચદ્રસીમાનો ભાગ જ્યા આંખને અમૃત બક્ષે છે જે ઠેકાણે અનત રાજાએ કરેલા વિતસ્તાના તટ સમીપ અગ્રહાર, તે કાંતિએ શિરના જેવા ધોળા છે તેથી હારપણું પામ્યા છે ૨૪

શાસ્ત્રની શ્રેષ્ટ વાતોએ, જેમાં ગોખના વિસ્તાર ગાઢ રહેલા છે એવાં જ્યાં કાઈસ બ્રાહ્મણોના ગૃહો આંખને ઉત્સવ પમાડે છે, જે ઘરમાં કવિના દર્શનથીજ બ્રાહ્મણો ત્રાસ પામે છે, ( અને જે ઘરો ) સાંજસવાર હોમ કરેલા અગ્નિના ધૂમાડાવડે કસ્તુરી રગવાળા થયેલાં મસ્તકો (વડે શોભે છે) ૨૫

---

૧ એટલે ત્યાનો વિદ્યામઠ નેપુરના ધરેણારૂપી થવામા તેણે પોતાનુ શરીર રોપ્યુ છે તે મઠની કીર્તિ અને સ્ફુર્તિ પણ અનુપમ છે

૨ સીંગ

જ્યાં અનતરાજાની સ્ત્રીના શિવાલયની પાસે તેની ઉંચાઇથી ત્રણ-લોકનાં મનરંજન કરનારૂ ગંજધામ છે, જ્યાં કણુતરનુ બોલવું અવિચ્છિન્ન સાંભળી સાંભળીને પુરના લોકોની કન્યાઓ હળવે હળવે કંઠના શબ્દમાં હુશીયાર થાય છે. ૨૬.

જે ક્ષેત્રામાં સ્થિતિ રાખે છે, જે વલ્કલ[1] ધારણ કરે છે તેથી જાણું છુ કે તેના તે તપનું એ મહાત્મ્ય કાંઇક જયશીલ છે.' જે કેસર છે તે ત્યાંની પ્રથમ વયની સુવર્ણવર્ણી સ્ત્રીઓનાં અંગોનું પ્રિયપણું પામે છે. ૨૭.

જ્યાં પ્રવરેશ્વર મહાદેવનું મંદિર અદ્દભુત જેવું છે તે સ્વર્ગે પહોંચાડવામાં કેની આશા પૂર્ણ કરતું નથી. જે સદેહે **પ્રવર** રાજા સ્વર્ગે ગયા તે સંબધી સ્વર્ગદ્વાર સરખું ઉપર છિદ્ર હજી સુધી ધારણ કરે છે. ૨૮.

જ્યાં નાટકોમાં સ્ત્રીઓનાં લટકાં મટકાંની કળામાં કુશળતા, સ્નેહવાળુ કરવાને માટે કાયમ દેવાય છે, અંગના હાર જેમાં એવી રીતની જોઇને, **રંભા** તો થાંભલોજ બની જાય છે, **ચિત્રલેખા** તો રેખાજ પામતી નથી અને નક્કી નાટક કરવામાં **ઉર્વશી** ઘણીવાર સુધી ગર્વશીલ થતી નથી. ૨૯.

જેમા રાજાના ધરની હારોની ઉંચાઈ શુ વર્ણવીયે ? તેની નખરાંદાર ચતુર સ્ત્રીઓએ શણગારેલી ભોયમા ક્રીડાના જરોખામાંજ બેઠેલા કામદેવનાં, સ્વર્ગની સ્ત્રીઓનાં મન નિશાન થાય છે એમ હું જાણું છુ. ૩૦.

જ્યાં સ્ત્રીઓનાં સ્નિગ્ધ એવી કેસરના લેપથી ઉનાં થએલાં સ્તનોની શોભા, અને તે કસ્તુરીનો સુગધ છોડતી રાકના[2] વાળની ગોદડી, અને શિશિર ઋતુમા વિતસ્તાના જળમા વાહાણુ ઉપર બાંધેલા ન્હાવાના ઓરડા એ બધાં સ્વર્ગનું સામટુ સુખ આપે છે ૩૧.

મ્હો ઉપર નાખેલા હીમના કટકાવડે દાંતવાળા દેખાતા પાણીના ઘડા, કાશ્મીરની સ્ત્રીઓની રસદાર કેળના જેવી કોમળ શરીરની રેખા, એ ભયાનક ગ્રીષ્મ ઋતુના ખેદની શાંતિ સારૂ સર્વને સાધારણ છે અને જેમાં હીમાચળની શિલાના જેવા શીતળ સ્થળ પણ આવે છે. ૩૨.

---

૧. ઝાડની છાલ.

૨ એક જાતના હરણ

સ્યા સત્ય, દાન, આદિ તમામ મ્હોટાઈની સપત્તિની સીમારૂપ અને તદેવ રાજા હતો શત્રના હાથીની ધાડી ઘગની ગર્જનાથી અગમ્ય એવા જેની તરવારની ધારાના જળમા કીર્તિરૂપી હસણી નિવાસ કરી રહી છે ૩૩

જેણે શક રાજાઓની પ્રૌઢ સ્ત્રીઓને શોક આપીને અને જેણે રમતગમતમા દરદ[1] લોકોનો દીર્ઘ ગર્વ દળી નાખ્યો છે એવી તરવાર અ સ્પૃશ્યનો જાણે પરિચય થયો તેથી દોષ શકા લાવીને પૃથ્વી મડળને છૂતનારા ( એ રાજા ) એ ગગાના જળમા ધોઈ ૩૪

જેણે અનકાનગરીના દરવાજાને કીર્તિવડે તિલક કરવાને ગયેલા એ ક્રૌંચ પર્વતના શરીરમા પરશુરામે કરેલું બાણનું છિદ્ર જોઇને ક્રીડાના લવનડે કરીને કાબર ચીતરી એવી ધીંગા બાહુ ઉપર અને તીન શબ્દવાળા ધનુર ઉપર ક્રોધવડે દૃષ્ટિ નાખી ૩૫

સિદ્ધોએ જેના કાંઠાની પૃથ્વી વસાવી છે અને ન્હાયેલા સમઋષિના હાથથી નખાએલા અને ભમતા તિનવડે તિનકવાળુ જેનું વ્હેન થયુ છે એવા માન સરોવરના તરગો જ્યાની સ્ત્રીઓએ સારા સૌભાગ્યના લોભથી માથે ધારણ કર્યા છે અને જેમા કૈલાસમાં રહેલા શિવજીની વધૂ (પાર્વતી) એ ( પોતાના) અગ ધોયા છે ૩૬

જે પૂર્વજોના ચરિતની બાબતમા સતોષ લેતો નથી (કેમકે) તે સારમાહી છે અને રામચંદ્રની કથાની અદેખાઇથી એક વીર છે (કેમકે) તેઓએ ( પૂર્વજોએ ) ક્રીડામા કૈલાસ ઉપાડનારા ( તેથી ) ચ્હડેલા કંપવાળા રાવણના ભુજરૂપી ઝાડના વનનુ છેદન અર્ધચદ્ર બાણવડે કર્યુ નથી ( બીજા અર્થમા કતકિત થએલા સપૂર્ણ કુત્સિત રાજાઓના ભુજ તરૂ વન કાપેલા નથી એમ લઇ શકાય ) ૩૭

રાજાઓની કથાના ધામરૂપ ચપાનગરીની રીમમા, દારવનના યુદ્ધમાં, ત્રિગર્ત દેશની પૃથ્વીઓમા, ભર્તુલ રાજાના ઘરમા, ક્રીડાનો પર્વત કરેલા હેમાચળના હાસ્યથી જાણે બ્હીતી હોય એમ પુણ્યના સ્થાનરૂપ જે રાજાના પૃથ્વીના પ્રતાપના ઉદયની આજ્ઞા ભમે છે ૩૮

---

૧ એક મ્લેચ્છની જાત

વચમાં અનુપમ ઉંચા કિલ્લા જેવો મઠ કરીને ગંડેલી છે પરિખાની રેખા (જેની સાથે), એવા વિતસ્તાના જળના સમૂહવડે વિજયક્ષેત્રના ભટોએ કરેલા અગ્રહાર આકાશમા મસ્તકોવડે લાગ્યા છે એવા કલિયુગના ભયને કાપવા સારૂ જેણે ધર્મના કિલ્લાપણાને પમાડ્યા છે ૩૯.

એ મ્હોટા યશવાળાની રાણી જાણે ચદ્રથી ઉત્પન્ન થએલી ચદ્રિકા હોય એવી તે જગતમાં સુભટા એવી ખ્યાતિને પામેલી તે (તેની) સ્ત્રી થઇ. જેની સ્થિતિને હું ઉપમા આપી ન શકાય એવી માનું છુ કેમકે તે વિષ્ણુના હૃદયના સ્થળરૂપી મેઘના ખોળામાં બેઠેલી વીજળીરૂપી લક્ષ્મી પણ તેની સરખી થવામાં મંદ (પડી ગએલી) છે. ૪૦.

તે જે દયા, ક્ષમા અને ડહાપણની સીમા છે તેના દાનના વ્રતના વિલાસમા કોણ માપ કરી શકવાને સમર્થ થાય છે? જેના ધણીની સેંકડો રાજાઓના મસ્તકનાં મણિ જેની શરાણ છે એવી તરવારે પૃથ્વીમાં આવેલી લક્ષ્મીને તેના પગની દાસી કરેલી છે. ૪૧.

કાયસ્થોએ કપટની લીપીવડે નથી (લૂટી) કે સારૂ સારૂં બોલવામાં ડાહ્યા ધૂર્તોએ નથી (લૂટી) તેમ પ્રત્યક્ષ વખાણ કરવામાં હુશીયાર લોકોએ કે ગાનારાઓએ નથી (લૂટી) પણ દેવ મદિરો, બ્રાહ્મણો, અને ગુરૂના ઘરમા જે લક્ષ્મી ભરાણી છે તે પોતાના ચપળતા દોષની શુદ્ધિ સારૂ જાણે આવી હોય એમ (પોતાથી) આવી છે. ૪૨.

જેના ગુણને વશ કાશ્મીરના રાજા થયા ત્યારે કયી અતઃપુરની સ્ત્રીઓએ ચિતાના શ્રમનો પરિચય નથી કર્યો. સ્વચ્છ કીર્તિ આકાશના ચદ્રમાં લોટવા માડી અને કરડી લક્ષ્મીએ ટપકતી ધારાના જળવાળી તરવારને કરી. ૪૩.

કીર્તિ અને કાંતિવડે જેણે જગતની શોભાને ન્હવરાવી છે એવી એ (રાણી) એ પોતાના નામથી ચિહ્નિત કરેલો અધિષ્ટાનના મધ્યમાં શોભાથી શ્રેષ્ટ એવો મઠ કરાવ્યો. વિદ્યાના રસીલા મનવાળા એવા ગુરૂઓનુ સ્થાન છે તેમા જેણે લક્ષ્મીને નૃત્ય કરાવી છે એવી કયી (વિદ્યા) આજને અમૃતની વાદ્ય રૂપ નથી થઇ? ૪૪.

તેઓ (રાણીઓ) એ વિદ્વાનોને પોતાની મેળે ભોગ આપનારા ભંડારો કરાવ્યા છે અને બ્રાહ્મણોને સ્વતન પણે પૃથ્વી ગ્રહણ કરવાનું સંભળાવી દીધું છે પ્હોરીયા[1] હાથીની ભેગા રહેનારા દિગ્ગજોની પૃથ્વીના ભંડારમાં રહેનારા યત્નની રક્ષા કરાવી છે ૪૫

તે રાણીયે વિતસ્તાની પાસે જેણે શિખરોવડે નક્ષત્રનો માર્ગ વીખેરી નાખ્યો છે એવું, ત્રિભુવન ગુરૂ એવા શિવજીનું મંદિર કરાવ્યું જ્યાં પાસે નાચનારીઓના વાગતા કંદોરાના સમૂહવડે ઢાંકી દીધો છે પ્રત્યયાનો રીવાજ જેનો, એવો કામદેવ તે શિવજીના ક્રોધનું પાત્ર થતો નથી? ૪૬

જે (રાણી) નો ભાઈ ક્ષિતિપતિ એવો ક્ષત્રિના તેજનું સ્થાન છે ભોજરાજા સરખા મહિમાવાળો, તે લોહરનો ઇંદ્ર હતો હું શંકા કરૂં છું કે છાતી ઉપર રહેલી લક્ષ્મીના મસ્તક ઉપર પગ મુકીને જેના મુખમાં સરસ્વતી દેવી લીનાના તિનકની તુલનાને પામી છે ૪૭

જે રાજા કઠણતર તર્કના માર્ગમાં શ્રમ કરેના અદ્ભુત પરિણામ વાળો હોઇને તેના મનોહર કીર્તિવાળા દાનનો વિષય કેવી વાણીનો વિષય થઈ શકે જેણે નાશ કરેલી વિપત્તિવાળા વિદ્વાનોના ઘરમાં નાખેલી લક્ષ્મીને હજી સુધી સ્ત્રીઓના ઘરેણાંના નાદવડે સુતી નથી ૪૮

લમણાના સ્થળ ઉપર ઉત્કૃષ્ટ રીતે આળોટતી આંસુની સેંકડો ધારા વડે સ્ત્રીઓના બે કુચ તટનો ભાગ ગારાવાળો કરવો થકો અને બાહુ સ્થળ રૂપી કમળવેલના રાજહંસના મેઘ સરખો એવો જેનો બાહુ રાજપુરીના પ્રતાપને ક્રીડાનો કોળીયો કરી ગયો ૪૯

સ્ત્રીઓના નિતંબ ભાગમાં તરતના તિરસ્કારના રસને જાણનારાઓ વડે બન્ને બાજુએ સભાના ઘરેણારૂપ પંડિતોની પંક્તિ કરાવી અને રત્નની છાયાના લેપથી સુંદર એવા સોનાના પત્રાં (કાનના ઘરેણારૂપ) નું અપમાન કરનારો માની એવો તે મનમાં વિષ્ણુ કયાને ભૂષણ માને છે ૫૦

તેને પુણ્યોવડે ઐરાવત હાથીની સૂંઢ જેના ઉંચા બે બાહુવાળો એવો તે દેવી (રાણી) માં કળશ રાજા નામનો પુત્ર ઉત્પન્ન થયો લંકા

---

૧ પ્હેર પ્હોરે જ વાતા રહેના (ચોકીના) હાથી

ઈર્મા પાસેથી ખશી જતા રાજાઓની વ્હાલી લક્ષ્મી હાથીઓના મદરૂપી મશના ગારામાં ખરડાએલા જેના ખડગમાં લોટે છે. ૫૧.

ગર્વે કરીને ઉદ્ધત એવા સામાવળીયા વીર રાજાઓના સમૂહની સેનાનાં મસ્તકો ધાટ અને શોભતી એવી તરવારની લતાના શેવાળથી કાળાં પડી ગએલાં તેને ત્યાગ કરીને સોનાના કમળ સરખા જેના મુખને જોઈનેજ કીર્તિરૂપી હંસના મુગટવાળી લક્ષ્મી ચરણની પાસે પ્રાપ્ત થઇ. ૫૨.

દિશાની યાત્રા (દિગ્વિજય) માં સ્ફાટિકના જેવી સ્વચ્છ કાંતિવાળા અચ્છોદ[1] સુધી જઇને ભમતી ઇંદ્રિના આયુદ્ધના જેવી ખરીના પુટવડે ખોદાઇ ગયેલી સ્થળીઓમાં કાદમરી (મદિરા કે સરસ્વતી) નો સગો તે મર્ત્ય લોકનો એક ચદ્રમા એવો તે ચંદ્રાપીડ (એક રાજા કે શિવજી)ની સ્તુતિમાં સકોચ પામતો વાણીનો વિલાસ કરે છે. ૫૩.

જેણે ઉત્તર દિશામાં જતાં એ ગિરીદ્રને વદન કર્યું. કે જે અસ્થિર એવા મહાદેવજીના વૃષની ખરીથી ખોદાએલી રેખાઓ મુગટને ઠેકાણે ધારણ કરે છે શકા કરૂ છુ કે રાવણના હાથના તળીયા વડે ઉખેડાવાથી ચપળ એવી જેની તળેટીની જમીનમા બ્હીને ગએલા ગણો તે હજુ સુધી શ્વાસ લઇ શકતા નથી ૫૪.

સુવર્ણના સરખા પીંગળા રગવાળી કટલીક યક્ષ કન્યાઓને કૌતુક થકી પકડીને કુબેરની નગરીથી ઉત્તર માનસરોવર પ્રત્યે પાછો આવતાં જેણે શિવજીના મુગટથી ખસી ગએલી ગગાની ભેટ લઇને માનસરોવરમાથી આણેલા સુવર્ણના કમળોની ત્યા સ્થિતિ કરી ૫૫

જેની શસ્ત્રમા અને શાસ્ત્રમા ઉદાર એવી પ્રતિષ્ટા વિચારતાં એ પ્રીતિવાળી સ્ત્રી લક્ષ્મી અને સરસ્વતી જગતમાં જાણીતી (તેમાંની) નવા કમળના લીલા છત્રવાળી એક ભુજને પકડયો અને ધોળા છત્રને ઠેકાણે ધોળા યશની કાતિવાળી બીજીએ મુખરૂપી ચદ્રને ગ્રહણ કર્યો. ૫૬.

પવનગતિવાળા અશ્વોવડે વાયુના સમુદ્રનું ઉલ્લઘન કરીને જેણે જયાપીડના-સરખા પ્રભાવવાળાએ સ્ત્રી રાજ્ય છીત્યુ તે ત્યાંના વખાણને

---

1 હિમાલયનું એક તળાવ

ન ખમી શક્યો પરંતુ તે એક વીર એવો તે તાડકા મારનાર રામચંદ્રને (યાદ કરી) લજ્જા પામ્યો. ૫૭.

કાળની જીભ સરખા જેના ખડગના સ્મરણ વશથી ત્રાસને લીધે પ્રકાશિત રીતે ત્રુટી ગઈ છે મદનના ઉન્માદની મુદ્રા જેની એવા રાજાઓએ વર્ષાઋતુના મેઘના પડળમાં સ્ત્રીઓના વાળમાં અને ઝીણા ખડ વડે કાળી બનેલી પૃથ્વીની રેખાઓમાં હર્ષ મુક્યો. ૫૮.

હર્ષદેવની[1] મા એવી દેવી (રાણી)ના કુચ તટ ઉપર સેવા થકી નમેલા કુંવરે ભેટ આપેલા એકાવળી હારને જોઇને રાજી થએલા જેણે આખા જગતને આશ્ચર્ય કરે એવો તેનો ઉપકાર કરવાને માટે રામચંદ્રના બાણે પાછા આવેલા પુષ્પક માટે ખેદ કર્યો. ૫૯.

(પોતાનાં) માથાં કાપવાથી બુઠા થઈ ગએલા ખડ્ગને લીધે જે ખેદ પામ્યો અને જેણે તે સજવા સારૂ પ્રથમ કૈલાસને લાવેલ અને પછી મુકી દીધેલો એવા રાવણને પણ જેણે જીત્યો તે રામ પણ લોકોથી ઉત્તમ એવા ગુણવાળા એવા જેની ઉપમામા મુદિત થયા છે, એમ હું માનું છું. ૬૦.

મથાયલે જેને દળી નાખ્યો છે એના સમુદ્રનો જાણે આકરો ક્રોધ હોય શું? એવી ચંદ્રભાગા નદી કે જે મ્હોટા મ્હોટા મોજા વડે પર્વતના મૂળને પણ ખોદી કાડે છે, અને સેનાના સમૂહે જેનું જળ ખુટવી દીધું છે. એવી તે ચંદ્રભાગાને જે કાશ્મીરની પૃથ્વી રૂપી કમદીની ચંદ્રમાએ સ્થળ

જેવો પ્રીતિવાળો પ્રથમ પુત્ર **હર્ષદેવ** જે **શ્રીહર્ષનાથી** પણ અધિક કવિતાના ઉત્કર્ષવાળો તેણે કેને હર્ષવાળાં નથી કર્યા ? જેણે રણમાં સોનાના કડારૂપ પોતાનામાં બુડી ધારવાળી તરવાર રાજાઓના મસ્તકના મણિરૂપી શરાણથી આકરી કરી. ૬૪.

જેના આચરણના વિચારમાં કોઇ પણ નવીન તરેહનું પદનું પરિણામ છે. વાણીની ચતુરાઈ ચાલે છે ત્યારે વાદી મૌન ધારે એજ ગતિ થાય છે. તેનું સર્વ ભાષામાં તે કવિપણું ત્રણ જગતમાં પ્રખ્યાત છે કે જેના સ્વાદમાં સાકર પણ વેળુના જેવી કડવી થાય છે. ૬૫.

ઉત્કંઠાના વ્યસનમાં મ્હોટા એવા જેને લીધે તરૂણીઓ પડે છે, અને જેઓ પોતામાં મૂર્છાના શ્રમના પરવશપણાને લીધે આંસુના ગારામાં લોટે છે; તેઓના લમણાના સ્થળમાં તો પિંગળાશનું વર્ણન શું કરીયે ? કે જ્યાં કાનમાં દંતપત્ર છે તે સમ ખાવાથી સ્પષ્ટ થાય છે. ૬૬.

જેનો નાનો ભાઇ ઉત્કર્ષદેવ રાજાઓના યશનુ સ્થાન એવો કીલ્લો પામીને રૂવાટાં ઊભાં થવાનો ઉત્કર્ષ કેને નથી કરતો ? જેણે મ્લેચ્છ રાજાના ઘોડાની ખરી વડે ખોદાએલાં ચિહ્નથી દરિદ્ર થઈ ગએલી પૃથ્વીને પોતાના ભુજારૂપી શિખર ઉપર ચ્હડાવીને લાંબે સુધી (ધારણ) કરી ? ૬૭.

**વિજયમલ્લ** એવા નામવાળો આંખ ઠારનારો તે રાજાનો પ્રતાપી વળી બીજો દીકરો હતો નવી દાંતની કાંતિવડે ફૂલના ભેટવાળા જેના મુખમાં વાણી દેવીએ પ્રવેશ કર્યો છે. ૬૮.

તમામ માણસોના ભોગ સારૂ દ્રાક્ષે પૂર્ણ વન, વ્યાખ્યાન કરવાનાં , નિર્મળ જળે ભરેલા કુવા અને પરબ, એ બધાં ઠેકઠેકાણે પુણ્યનાં એવાં જેનાં કૃત્ય, મડળના અગ્ર ભાગના મુગટ સરખી જેને કલિનો પેદા થયો છે એવા ધર્મની અંગની રક્ષા થઈ. ૭૮.

ક્ષમાનો સાર, સરસ્વતીના રસનું સ્થાન, શ્રુતિનો ભંડાર એવો એ ળ યશવાળાને જ્યેષ્ઠકળશ નામે (પુત્ર) ઉત્પન્ન થયો બધા જગ- વંદ્ય એવી મહા ભાષ્યની વ્યાખ્યા કરનારાનું એનું આંગણું પણ નિરં- વિદ્યાર્થીઓએ શણગારેલું રહેતું. ૭૯.

ઇષ્ટાપૂર્તમાં, અતિથિના વિષયમાં, અને સેવકોની સમજાવટમાં ને બીજાં પણ ઉચિત કાર્યમાં તેને શું અઘરૂં (ન થઇ શકે એવું) છે. ડેલા ન દીઠેલા પગરણના સમૂહ પ્રાપ્ત થાય તેમાં પ્રવીણ નાગાદેવી નામની ારા યશોનું પાત્ર એવી સ્ત્રીને જે પામ્યો ૮૦.

ચિહ્નિત થયેલી સોનાની કાંતિવાળા શરીરવડે નેત્રને કામણરૂપ એવો એ સૂરિ યશ્રી જગતનો શિરોમણિ બિલ્હણ નામે (પુત્ર) થયો. ાટા વેદના શબ્દવડે જેના નેપુરનો શબ્દ સભળાતો નથી એવી સરસ્વતી ી જનોઈ દીધાથી માંડીને જેના મુખમા હતી ૮૧.

સાંગવેદ, શેષનાગની દૃષ્ટિ વ્યાકરણ શાસ્ત્રમા વિચાર, એ બધાં જેના પ્રાણ હતા, અને શ્રવણને સૌભાગ્ય આપવાવાળી સાહિત્યની વિદ્યા (પણ હતી) (એ બધુ) ગણાવવાને કોણ સમર્થ છે એનુ તત્ત્વ સાંભળો. બુદ્ધિના અરીસારૂપી નિર્મળ એવા એનામા શુ શુ પ્રતિબિંબિત થયુ નથી. ૮૨.

જેનો મ્હોટેરો ભાઈ વિદ્વત્તાની ટોચને પહોંચ્યો અને જે સેંકડો રાજાઓની શ્રદ્ધાની લીલાનું છોગુ હતો, જેના કાવ્યરૂપી અમૃતના રસનો સમૂહ ચાખવાને સમર્થ એવાઓએ જેના મુખમાં સારા કવિઓની મા (સરસ્વતી) તે (રસ ચખાડવા માટે) જાણે પરબ પાનારી હોય એમ (રહેલી) દીઠી. ૮૪.

શોભાના પાત્રરૂપ જેનો નાનેરો ભાઇ આનંદ ઉત્પન્ન થયો. જે સ્પર્ધાના બંધનથી ઉદ્ધત થએલા કવિઓના મદ કાપવામાં લીલાનો કુવાડો હતો. હિમાચળના પથ્થરમાં કઠણાઈના યોગ થકી દુર્દશા પામીને શારદા જેની છલરૂપી કુણા પાદડાની સખી થઈ એમ હું જાણું છું. ૮૫.

કાશ્મીરમાંથી સઘળુ નિર્મળ એવું શાસ્ત્રનું તત્ત્વ ગ્રહણ કરીને તેણે (બિલ્હણે) હિમાચળનો ગુણ પણ નિશ્ચિત સ્વીકાર્યો. નહીંતર દેશેદેશમાં વાદીઓનાં મુખ ક્રોધાયમાન થઇને હીમના પડળથી બળી ગએલાં કમળ સરખાં કેમ કરત? ૮૬.

હીચકામા હીચકતી એવી પાડા જંઘનવાળી રાધાએ જ્યા કૃષ્ણના ક્રીડા કરવાના આગણામાનાં વૃક્ષો ભાગી નાખ્યા છે જે હજી સુધી શ્વાસ લઇ શકતાં નથી તે વૃદાવનના વિભાગમાં વાદની ક્રીડામા હરવ્યા છે મથુરાના વિદ્વાનોના સમૂહ જેણે એનાએ તેણે કેટલાક દિવસ કહાડ્યા ૮૭.

સામાન્ય નહીં એવા, સાભળેવા ગુણુની કથાવડે કરીને જેણે વાદીઓને તાવ ચ્હડાવ્યો છે એવા શિષ્યોના સમૂહો," દિશાએ દિશામાં જેના યશ હુંકારથી ફેલવતા હતા કેવળ દિગ્ગજોના મદનું જળ ચાખવાથી મદોન્મત્ત થએલા ભ્રમરોની પંક્તિઓએ ગાયેલા ગીતના શબ્દોનો કલમ

દ્વારમાં કલબલાટ કરનારી ગંગા હોવા છતાં તેને તરછોડીને જેની કીર્તિએ કાન્યકુબ્જનું પુર પોતાને વશ કર્યું. ૯૦.

કળિ જાણે જેમાંથી નિવૃત્ત થઇ ગયો હોય એવા ગંગાના સ્રોતરૂપી મ્યાનમાં ચોટલાની રચનાવડે જ્યાં યમુના (રૂપી તરવાર) પ્રવેશ કરે છે એવા તીર્થરાજ પ્રયાગમાં તે કૃતિએ જગતનાથી અદ્ભુત એવા ગુણના ગણ વડે મેળવેલી લક્ષ્મી કેટલી વાર નથી દીધી? ૯૧.

હું માનુ છું કે ભમતા કળીયુગના ભયથી સમીપે આવેલા ધર્મને માર્ગનો થાક ઉતારવાનું કામ પાણીના છાંટાવડે જે (ગંગા) કરે છે તે ગંગામાં જેણે કાશી નગરીમાં નાહીને ભાગ્ય થકી પ્રાપ્ત થએલુ ખરાબ રાજાઓને જોવા થકી ઉત્પન્ન થએલુ કલંક ધોઇ નાખ્યું. ૯૨.

જે કાલંજર પર્વતનો કાળ અને જેણે ફોજકશી કરવામા ઘોડાઓની ખરીના પડતા શબ્દો વડે પૃથ્વીને રાજાઓ વગરની કરી મુકી તે હાહાલ રાજા કર્ણે પણ જેનુ વૃતાંત્ત સાલળીને કાનને, અમૃતના રસના સમૂહના સ્વાદવાળો અદરનો ભાગ (છે એવો) કરી મુકયો. ૯૩.

જે સ્ફાટિકના પર્વતથી અતૃપ્ત થએલો તેથી તેને ડાબા હાથમાં રાખીને જેનો જમણો હાથ ક્ષણ એક હિમાચળની સામો થયો. તે રાવણને હણનારા **રામચંદ્રજી**ની રાજધાની અયોધ્યાને **બિલ્હણે** સારાં કથનોના ઝરણથી ટાઢી કરી ૯૪.

**ગંગાધર** (કવિ) ને ડાહલના રાજાના મેહેલમા નીચા પાડીને લીલા માત્રમા જેણે સામાવળીયા કવિઓને દબાવી દીધા છે, અને પૂર્વ દિશાની ગુફાઓમાં ઐરાવતના મદજળમા ભમતા ભ્રમરોની પક્તિના નાદને જીતીને જેની કથાઓ ઇંદ્રના કાનમા પણ લોટી રહી છે એમ હુ શકા કરૂ છું. ૯૫.

**ભોજરાજા** કે જેની બરોબરી ખળ રાજાઓથી બને નહીં, તેની પ્રસક્ષ તું કેમ ન આવ્યો? હાય! હુ હણાણી એમ દરવાજાની પાસે ઉંચા શિખરના માળામાં પારેવાના નાદને બ્હાને કરૂણા આવે એવી રીતે ધારાનગરી જાણે બોલતી હોય? ૯૬.

જે લગોટી વાળતા નથી, હમેશ અશુદ્ધ, અને જે કાંઇ પણ નિંદાનું સ્થાન થઇ પડે એવું બોલે એવાઓનો ગુર્જરના માર્ગમાં પરિચય થવાને લીધે ભેળો થએલો સતાપ જેણે **સામનાથને** જોઇને શિથિલ કર્યો. ૯૭.

એણે સેંકડો રાજાને જોવાની ઉત્સુકતાના યોગને લીધે સોપાર ગડને લીધે કાળી થએલી તે સમુદ્રની વેળાને પણ જેણે દબાવી. પરશુરામે તીક્ષ્ણ આયુધને બ્હાને આગળી ફેંકી હોય કે તે સમુ ખ્યેચ્છ ફેલાવવાને હજી સુધી ત્રોડે છે

જે સેતુ સમુદ્રના મસ્તકમાં ટાચીચાપણું કરતો થકો શોભે છે. રાવણે સીતા હર્યા તેથી પૃથ્વી જાણે ખ્ડ્ડાડે લાગી હોય (એવો અને સીતાની વાર્તા સાંભળીને રાક્ષસની પાસે બ્હીતી હોય તેથી જાણે કીર્તિ જો કદિ સેતુને પેલે પાર ન ગઈ?

સામાન્ય રાજાઓથી જે વિમુખ અને પંડિતોનો મુગટ, તે હું વાળો હળવે હળવે તે દક્ષિણ દિશામાં ગયો જેની સ્ત્રીઓના કુચ ગુરૂપણા માટે શું કહીયે? જેઓનો શિષ્ય કામદેવ ત્રૈલોક્યને જીતના જાગતો છે ૧

જે પુણ્યવાળો ચોલને બ્હીવરાવનારા ચાલુક્યના રાજા પાસેથી લી ળનું અને ઉન્મદ હાથીની ઘટાનું પાત્ર એવું વિદ્યાપતિપણું પામ્યો પછીથી તેનામાં દઢતર આલિંગન સહિત અને અતિ ઉત્સુકતાવાળી લીન વડે લટકતા બાહુમાં સુંડો પડકી રહ્યો છે એવી રાજ્ય લક્ષ્મી નિરંત